# પ્રસ્તાવના

આ પુસ્તક જે અત્યંત ગહન વિષયને ચર્ચે છે, તેની સાથે પૂર્ણ રીતે વ્યવહારમાં ઊતરવાનો તે દાવો કરતું નથી. જે માણસોએ ગીતાનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો ન હોય, પરંતુ ગીતા જે સિદ્ધાંતોનું પ્રતિપાદન કરે છે અને જીવનમાં ઉદ્‌ભવતા જટિલ પ્રશ્નોનો જે ઉકેલ આપે છે, તે જાણવાની ઇચ્છા ધરાવનારા માણસોને ગીતા સાથે સામાન્ય પરિચય થાય, એ માટે આ પુસ્તક લખવામાં આવ્યું છે.

એક વખત એમ માનવામાં આવતું હતું કે, ગીતા એક પવિત્ર પુસ્તક છે તેથી તેના શ્લોકોનો અર્થ સમજાય કે ન સમજાય; તોપણ પુણ્યપ્રાપ્તિ થવા માટે તેનો પાઠ થવો જોઈએ. રૂઢિચુસ્ત માણસો ગીતાનો ભક્તિભાવથી પાઠ કરતા અને એમ માનતા કે, પોતે તો કેવળ ગીતાનો પાઠ કરવાના જ અધિકારી છે ને એમાં આપેલો બોધ ગ્રહણ કરવાનું કામ તો સંસ્કૃત ભાષા જાણનારા વિદ્વાન જનનું જ છે, એમ માનીને સાંત્વન પામતા; પરંતુ કાળના વહેવા સાથે સંસ્કૃત ભાષાને જાણનારાઓની સંખ્યા વધવા માંડી અને ગીતાનાં ભાષાંતરો કેવળ હિંદની ભાષાઓમાં જ નહીં; પરંતુ જગતની ભાષાઓમાં થયા પછી માનવજીવનનાં સનાતન સત્યોનો બોધ આપનારા નિબંધ તરીકેના એના શ્રેષ્ઠ ગુણની જગતના દેશોમાં કદર થવા લાગી અને ગીતાનો અભ્યાસ કરવાની રુચિ ધરાવનારા માણસોની સંખ્યા પણ વધતી ચાલી.

કૉલેજોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ હિંદુ તત્ત્વજ્ઞાનના વિષયને એક વિશિષ્ટ વિષય તરીકે લેતા હોય, તે સિવાય તેમના અભ્યાસક્રમ દરમિયાન ગીતા સાથે પરિચય સાધવાની તેમને તક જ આંપડતી નથી. ધંધાદારી અને વૈજ્ઞાનિક વિષયોનો અભ્યાસ કરતા ઘણા વિદ્યાર્થીઓ ગીતાને એક અજ્ઞેય અને પ્રચ્છન્ન 'કાર્ય' હોવાનું

માને છે ને આધુનિક વૈજ્ઞાનિક માન્યતાઓએ જે વિચારો પર સરસાઈ મેળવી છે, એવા લુપ્તપ્રાય વિચારો ગીતામાં હોવાનું માને છે. તેઓ ભૌતિક વિષયોમાં રચ્યાપચ્યા રહેતા હોઈને એવી દહેશત સેવતા હોય છે કે, જો પોતે માનુષી મનને લગતાં તથા આત્મવિષયક પુસ્તકો વાંચશે, તો તેઓ 'અવૈજ્ઞાનિક' બની જશે; પરંતુ એ વિદ્યાર્થીઓ આ વાત જાણતા નથી કે, આધુનિક શોધો, જોકે કુદરતનાં રહસ્યોનો અંશતઃ સ્પર્શ કરે છે; તોપણ તેમણે કેટલાક પ્રખ્યાત વૈજ્ઞાનિકોને આદર્શવાદી અને અધ્યાત્મવાદી ક્યારનાય બનાવી દીધા છે. વિશ્વશક્તિ અથવા નિસર્ગ જેવા ગહન વિષયનું અધકચરું જ્ઞાન કેટલીક વાર અજ્ઞાનના કરતાંય નિકૃષ્ટ હોય છે. નિસર્ગના નિયમો વિષેનું જ્ઞાન સર્વ માણસોને હોવું શક્ય નથી; પરંતુ પોતાને શિક્ષિત અને સંસ્કારી ગણાવતા દરેક માણસે જીવનદ્રવ્યોનાં મૂલ્યોનું જ્ઞાન મેળવી લઈ ને એ જ્ઞાનના પ્રકાશમાં પોતાના જીવનને અધ્યાત્મદૃષ્ટિએ ઉચ્ચ બનાવવું, એ માણસમાત્રનું કર્તવ્ય છે. જીવનના તત્ત્વજ્ઞાનનો વિકાસ ગીતા જેવાં પુસ્તકોથી જ થઈ શકે છે; તેથી તેમાંના ઉપદેશોનું ચિંતન અને મનન કરીને તેમને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવો જોઈએ.

વાચકોને જો આ પુસ્તક ગમે અને એમાંથી તેમને જાણવા જેવું કાંઈ મળી આવે, તો તેમણે મૂળ ગીતા વાંચવી અને આ પુસ્તકમાં એના વિષે કરવામાં આવેલી ચર્ચાના પ્રકાશમાં તેઓએ ગીતાનો અભ્યાસ કરવો. એમાં ચર્ચવામાં આવેલા પ્રશ્નો સાથે તેઓ પોતાના દૃષ્ટિબિંદુ પ્રમાણે સંમત કે અસંમત થાય, પરંતુ જો ગીતાનો અભ્યાસ કરવા માટે આ પુસ્તક તેમના મનમાં તાલાવેલી જગાડે અને તેમના જીવનનું વ્યાવહારિક તત્ત્વજ્ઞાન જો એનાથી વિસ્તાર પામે, તો હું મારું ધ્યેય પાર પડ્યાનું માનીશ.

ગીતા વધુ ને વધુ લોકપ્રિય થતી જાય છે એનું કારણ એ જ છે કે, જગતમાં ધમાલિયા અને હતાશ જીવનવાળા માણસોને; તેઓ ગમે તે ધર્મ કે સંપ્રદાયને અનુસરતા હોય; તોપણ તેમના મનને શાંતિ અને રાહત આપે છે. જગતના ધાર્મિક ઇતિહાસમાં ભાગ્યે જ કોઈ એવું પુસ્તક હશે, જે ગુણોનું અને મનુષ્યના મનના ઘટકોનું ગહન

વર્ણન કરવામાં તેમ જ મનને નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિના શિખર પર ઊંચે ને ઊંચે ચડાવવાની શક્તિમાં ગીતાની સરસાઈ કરી શકે!

આધુનિક જગતના શિક્ષિત માણસોમાંના જેઓ કોઈ પણ ધર્મ કે સંપ્રદાયના કટ્ટર અનુયાયીઓ નથી; પરંતુ જેઓ અજ્ઞેયતામૂલક વિચારસરણી ધરાવે છે તેમના વિચારો હેતુવાદથી માંડીને નાસ્તિકવાદ સુધીનાં અનેકવિધ સ્વરૂપોમાં રહેલા જણાય છે. અર્વાચીન વિજ્ઞાને એક એવા પ્રકારની મનોવૃત્તિને જન્મ આપ્યો છે, જે વિજ્ઞાનની શોધોના પરિણામ સાથે સુસંગત થતાં હોય કે તેને પુષ્ટિ આપતાં હોય તેવાં જ તત્ત્વોનો સ્વીકાર કરવાનો આગ્રહ સેવે છે. એવા વર્ગ માટે આ પુસ્તકમાં એક પ્રકરણ વિશિષ્ટ હેતુપૂર્વક જ લખવામાં આવ્યું છે. એમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે તેમાંનું બધું જ કદાચ તેમને સ્વીકાર્ય ન પણ હોય; તોપણ જો તેઓ પોતાનું મન મોકળું રાખીને નિસર્ગનાં રહસ્યોના વધુ શોધો માટે રાહ જોશે અને ગીતાના મુખ્ય નિબંધની–યથાર્થતા અને માનવજીવનનાં ઉચ્ચ મૂલ્યો કરતાં ભૌતિક મૂલ્યોની ઊતરતી શ્રેણી ને અદ્વયની સેંદ્રિય એકતાનાં બે સ્વરૂપોને વિજ્ઞાન પોતે જ પુષ્ટિ આપે છે એ વાતની–જો તેઓ ખાતરી કરી જોશે તો મને સંતોષ થશે.

આ પુસ્તક અંગ્રેજીમાં લખવામાં આવેલું છે અને ભારતી વિદ્યાભવન–મુંબઈ તરફથી તેની ત્રણ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ ચૂકી છે. ગુજરાતી વાચકો માટે તેનો અનુવાદ આમાં અપાયો છે. અનુવાદકે મારા મૂળ લખાણને વફાદાર રહીને ગુજરાતીમાં ઉતારવાનો બનતી કાળજીપૂર્વક પ્રયત્ન કર્યો છે. આ ગ્રંથ જીવનનાં રહસ્યો ઉકેલવામાં વાચકબંધુઓને થોડેઘણે અંશે પણ સહાયભૂત નીવડશે એવી આશા છે.

૨૬ એ, રિજરોડ મુંબઈ–૬
૭ મી સપ્ટેંબર ૧૯૫૭

ઉ. વ. દીવેટીઆ

# અનુક્રમ

# ૧ : પ્રાસ્તાવિક

શ્રીમદ્ ભગવદ્‌ગીતા વિષે હમણાં થોડાંક વર્ષોમાં ઘણું-બધું કહેવાયું છે ને પુષ્કળ લખાયું છે, એવા સમયમાં ખાસ કરી એ વિષયમાં નિષ્ણાત હોવાનો દાવો ન કરી શકે તેવા લેખક તરફથી રજૂ કરાતો એના વિષેનો એક નવો નિબંધ પ્રગલ્ભ નહિ તોપણ અનાવશ્યક લેખાશે; છતાંય ગીતાનો એ વિષય હૃદયંગમ ને ઉચ્ચ હોવાથી લેખક પોતાના વિચારો જનતા સમક્ષ મૂકવા માટે લલચાય તો એના વિચારોનું મૂલ્યાંકન કરી તેને ક્ષમ્ય ગણવો જોઈએ. ગીતામાં વણી લેવામાં આવેલા સ્થૂળ મનુષ્યસ્વભાવના નિયમો ને શાશ્વત સત્યો, માનવજાતિ પોતાના ઉત્કર્ષની સિદ્ધિ માટે પ્રયાસ કરતી રહીને આ પૃથ્વી પર ટકી રહેશે ત્યાં સુધી તે અભ્યાસનો વિષય બની રહેશે. આ પણ સાચું જ છે કે જે વિચારો પર એની તાત્ત્વિક નીતિ ઘડાઈ છે તે વિચારો વિવાદાસ્પદ છે. પરંતુ મનુષ્યની વિચારશક્તિઓ જ્યાં સુધી અપૂર્ણ છે ને ગૂઢ સત્યના પરમતત્ત્વને જાણવા માટે અશક્ત છે ત્યાં સુધી એ વિચારો ચર્ચાસ્પદ તો રહેવાના જ. આમ છતાં [illegible] કાળની કસોટીએ ચડેલા એ વિચારોની ને મંતવ્યોની ઉપેક્ષા કરી શકાય નહીં. જીવનનાં રોજિંદાં કર્મો ને સંગ્રામો સામે ઝૂઝતા મનુષ્યના ચિત્તને ગીતાનો ઉપદેશ સાંત્વન આપીને જો તેને ઉત્તમ પૂર્ણ અને શુદ્ધ જીવન ઘડવા માટે શક્તિ

માન બનાવે, તો અધ્યાત્મવિદ્યાના અંતિમ સિદ્ધાંતો પર રચાયેલા વિભિન્ન મતો ગીતાના ઉપદેશને વ્યવહારમાં મૂકતાં આપણને અટકાવી શકે નહીં. મનુષ્યના આચરણનું પ્રતિપાદન કરનાર તાત્ત્વિક સૂક્ષ્મતાઓનું જ્ઞાન તેની ગુણવત્તાનું સ્થાપન કરતું નથી; પરંતુ અંતે તો મનુષ્યનું વ્યાવહારિક જીવન જ તેના સૌજન્યનું નિરૂપણ કરે છે. પરમ સત્ય બુદ્ધિને પ્રકાશિત કરે છે એ વિષે કશો જ સંદેહ નથી. બુદ્ધિ કર્મ પર પોતાનું પ્રભુત્વ જમાવી રાખે છે ને આચરણનો નિર્ણય કરે છે; પરંતુ માણસને જો પોતાના કર્તવ્યનું ભાન હોય ને નિઃસ્પૃહવૃત્તિથી તેનું પાલન કર્યા કરે તો કર્તવ્યતાના પૂર્ણ જ્ઞાન સાથે તેનું પાલન કરનારા માણસ જેટલી જ યોગ્યતા તે પામે છે.

ભગવદ્ગીતા પ્રત્યેક બુદ્ધિમાન કે સામાન્ય માણસને આ જ મહત્ત્વના પાઠનો બોધ આપે છે. ગીતામાં આવાં અનેકવિધ વિચારસ્વરૂપો જોવામાં આવે છે અને તેમને માનવમનોવિજ્ઞાન, વિશ્વવિજ્ઞાન, નીતિશાસ્ત્ર કે અધ્યાત્મવિદ્યા અથવા ધર્મના દૃષ્ટિકોણથી નીરખી શકાય છે. મેં ગીતાને જીવનની કળાના એક નિબંધરૂપે નીરખવાનો તેમ જ એ જ દૃષ્ટિબિંદુથી એના ઉપદેશને આ પુસ્તકનાં પાનાંમાં ચર્ચવાનો યત્ન કર્યો છે. પરંતુ તેમ કરતાં પહેલાં ગીતા જીવનને કળા કઈ રીતે માને છે એ સંબંધી અગત્યનાં સર્વ વિધાનો એકત્ર કરી લેવાનું જરૂરી છે. એ સાથે જ, એક ખરા કલાકારને પોતાના કલાત્મક કાર્યના સર્જનના હેતુ માટે જેમ સભાન હોવું જરૂરી છે, તેમ પરમાત્માના સ્ફુટરૂપ મનુષ્યજીવનનો એની સાથે શો સંબંધ છે ને જીવનનું ધ્યેય શું હોઈ શકે તેનું એક કર્તવ્યનિષ્ઠ મનુષ્યને ભાન હોવું જરૂરી છે.

પ્રથમ આપણે કળા–સાધનના નિર્ણયથી શરૂઆત કરીશું.

કળા અર્થાત્ 'સાધન' શબ્દ અહીં બે અર્થમાં વપરાયો છે. ધ્યેયપ્રાપ્તિ માટે યોગ્ય સાધનોનો ઉપયોગ એ માટેનો એક ઉપાય છે. એના પારિભાષિક અર્થમાં, જે ધ્યેયમાં એનાં વિરોધની તત્વો વિભાગશઃ સંકલિત અને સંયોજિત થઈ આપણા ચિત્તમાં એકતાનતા ને સૌંદર્યનો ભાવ ઉત્પન્ન કરતાં હોય તેવા ધ્યેયની ઉત્પત્તિ થાય એવો પણ અર્થ થાય છે. શારીરિક કે બૌદ્ધિક સ્વભાવમાં ચિત્રવિચિત્ર વિજાતીય શક્તિઓ રહેલી છે; જો તેમને પોતાની મરજી પ્રમાણે કામ કરવા દેવામાં આવે, તો તેઓ એકબીજાને દબાવતી કે નાશ કરતી હોય એવા સતત વિરોધી પરિણામને લાવનારી નીવડે છે. જો તેમને સંયમિત તથા સંયોજિત કરી તેમના પોતપોતાના પ્રમાણમાં યોગ્ય રીતે તેમનો ઉપયોગ કરવામાં આવે તો વિરોધની તીવ્રતા ઓછી થાય છે એટલું જ નહીં; પરંતુ જે અંગાંગીભાવવાળા એકમમાં એમાંનું દરેક તત્ત્વ પોતપોતાનો ભાગ ભજવીને જે હેતુ માટે એ સર્જાયું છે તેની સિદ્ધિ માટે શરીરને તેના કાર્યમાં મદદ કરતું હોય છે, તેમાંથી એ શક્તિઓનો વિરોધ દૂર થઈ જાય છે. આ છે સર્જનાત્મક કળાનો સાર!

નિસર્ગના ભલા કે બૂરા, સુરૂપ કે કુરૂપ વાસ્તવિક અનુકરણ કે નિરૂપણ માટે પણ 'કળા' શબ્દ યોજી શકાય છે. કેટલાક લોકો 'કળા ખાતર જ કળા'ને કળાનું તત્ત્વ હોવાનું માને છે અને એ કળા માણસોને નૈતિક પાઠનું શિક્ષણ આપવા માટે હોવાનું માનતા નથી. કળાની પ્રેરણા જીવનના આલેખન માટે ને વાસ્તવિકતાની પ્રભાથી લોકોને પ્રભાવિત કરવા માટે છે. તે પરથી એમને જે ધડો લેવો હોય તે લેવાનું તેમના પોતાના પર છોડવું જોઈએ એમ મનાય છે.

ક્યારેક એવું પણ બને છે કે કોઈ કવિ, નવલકથાકાર, શિલ્પી કે અન્ય કળાકાર સન્નીતિ શીખવવા ચાહે છે ખરો, પરંતુ યથાર્થતાને ભોગે કાં તો તે તેને અતિ મહત્ત્વ આપે છે અથવા તો તેની અવગણના કરીને તેમ કરવા જાય છે અને તેટલા જ પ્રમાણમાં એના શ્રેષ્ઠ ગુણોનો એ ભોગ આપે છે. ખરી કળા ધ્યેયને એવી રીતે રજૂ કરવામાં રહેલી છે કે જે મન ઉપર ઠોકી બેસાડનારા નીતિના શિક્ષણની અસર અનુભવ્યા વિનાય કલ્પના તથા વિચારને જાગ્રત કરે ને માણસને અજાણપણે પણ ઉચ્ચ કક્ષાએ લઈ જાય! જે સાધન કે કળા સાથે આપણે સંકળાયેલા છીએ તે માત્ર અનુકરણીય જ નહીં; પરંતુ અવશ્ય સંગ્રહણીય તેમ જ સર્જનાત્મક છે.

દાખલા તરીકે ચિત્રકળા, સંગીત, નૃત્ય, શિલ્પ અને સ્થાપત્યકળાનો વિચાર કરતાં જણાય છે કે કળાકાર પ્રસ્તુત કળાઓની સિદ્ધિ માટે ભૌતિક સાધનોનો ઉપયોગ કરીને પોતાના મનમાં નક્કી કરી રાખેલા ભાવ પ્રમાણે તેમને આકાર આપીને તેમનું સર્જન કરે છે. પોતાના મનોરથની સિદ્ધિ માટે તે કેટલાંક સાધનોને સંગ્રહે છે, કેટલાંકને અવગણે છે ને ઇષ્ટકળાને મૂર્તસ્વરૂપ આપવા માટે અનેક પદાર્થોનો જથ્થો ને તેમની જાતિનું યોગ્ય પ્રમાણમાં નિયોજન કરે છે. ચિત્રકાર ચિત્રપટ અને રંગોની પસંદગી કરીને પોતાના મનોભાવને ચિત્રનો આકાર આપે છે. સ્થપતિ આરસપાણ, પથ્થર કે ઈંટનો સંગ્રહ કરી તેમનાં માપ, આકાર, રંગ અને રચનાનો વિચાર કરતો હોય છે. એ જ પ્રમાણે સંગીતકાર સ્વર, તાન ને લયની પસંદગી કરી પોતાના મનમાં ગોઠવી રાખેલા સંગીતના તાલ ને ધ્વનિઓની એકતાનતાથી સંગીતકળાનાં

સૌંદર્ય અને અભિવૃદ્ધિનો વિચાર કરે છે. તેની કળાની શ્રેષ્ઠતા તાલબદ્ધતાની એકતાનતાના જ્ઞાન પર આધાર રાખે છે. કવિ અને નવલકથાકાર વાસ્તવિક ને કાલ્પનિક ભાવોને રુચિ તથા સૌંદર્યથી મિશ્ર કરી વાચકના મગજમાં તેમનો પ્રવેશ કરાવી તેના સ્મૃતિપટ પર ચિરંતન અસર નિપજાવવા વસ્તુના વિષયને આકર્ષક સ્વરૂપમાં શણગારે છે; પરંતુ તત્ત્વજ્ઞને તો આથી પણ ઉચ્ચ તત્ત્વવાળા સિદ્ધાંતો, જે સ્થૂલ-ભૌતિક વિષયો કે કાલ્પનિક ભાવયુક્ત હોતા નથી; પરંતુ શરીર અને મનનાં વિરોધી સૂક્ષ્મ બળો, જે એક પક્ષે સ્વાભાવિક પ્રેરણા, કામના ને આસક્તિમય છે ને બીજી તરફ ઉપાસના, સંકલ્પ ને સદસદ્વિવેકની શક્તિમાંથી ઉત્પન્ન થયેલા સયુક્તિક વિચારોથી યુક્ત છે, તે તાત્ત્વિક સિદ્ધાંતોનાં સંબંધમાં કાર્ય કરવાનું રહે છે. મનુષ્યની ઉત્તમ અને અધમ વૃત્તિઓના સતત સંગ્રામ વચ્ચે તત્ત્વજ્ઞને કાર્ય કરવાનું હોય છે ને આ વિરુદ્ધ તત્ત્વોમાંથી મનુષ્યના ઉત્કર્ષરૂપી દુરારોહ ઉન્નત શિખર પર પહોંચવા માટે શિષ્ટ, ગંભીર ને સુંદર જીવન નિર્માણ કરવાનું હોય છે.)

નિર્જીવ વિષય સાથે સંકળાયેલ યંત્રકળાની સરખામણીમાં લલિત કળાઓ નિઃસંદેહ લલિત જ છે. નિર્જીવ વિષયોની કળાઓ માત્ર ઇંદ્રિયોને જ સ્પર્શે છે; પરંતુ જીવનની કળામાં તો ઇંદ્રિયગમ્ય તેમ જ મનોગમ્ય તત્ત્વોના સંયોજનને લીધે તે સર્વોત્તમ કળા છે. આથી મનુષ્ય સર્વોત્તમ કળાકાર છે ને પોતાના જીવનને એ જે પ્રકારનો આકાર આપે તે પરથી એની જીવનકળાનો નિર્ણય લેવાવો જોઈએ. પોતે રચેલી પોતાની મનોભૂમિ પ્રમાણે પોતાના જીવનને એ સુરૂપ કે કુરૂપ બનાવી શકે છે.

તો પછી ભગવદ્ગીતાએ જીવનની કળા વિષે આપણને શું શીખવવાનું છે? જો ગીતાનો ઉપદેશ આપણે પચાવીએ ને તે જે રીતે સમજાવવામાં આવ્યો છે તે યુક્તિઓને આપણે સમજીએ, તો હું માનું છું કે, તે જીવનની કળાનો એક અજોડ અને સર્વશ્રેષ્ઠ નિબંધ છે. પ્રસ્તુત પ્રશ્નનો આ સિવાય બીજો ઉત્તર હોઈ ન શકે. આ આખા 'દિવ્ય ગાયન'નું સારભૂત રહસ્ય-યોગ છે. આ જ મધ્યવર્તી વિષય પર બીજા અનેક વિષયોની નીતિનો વિચાર કરવામાં આવ્યો છે. એને યોગશાસ્ત્ર કહેવામાં આવે છે. પ્રત્યેક અધ્યાયને અંતે મૂકવામાં આવેલી પુષ્પિકામાં અમુક પ્રકારના વિશિષ્ટ યોગનું વિવરણ કરી તેનું નિદર્શન કરવામાં આવ્યું છે.

યોગ શબ્દનો વ્યુત્પત્તિ અર્થ–જોડવું, લગાડવું કે એક કરવું–થાય છે અને એ અંગ્રેજી શબ્દ 'યોક' (Yoke) જેવા ઉચ્ચારણવાળો ને સમાનાર્થ છે. આપણે ઉપર જોયું તેમ, વિરોધી તત્ત્વોનું સંયોગીકરણ એ તત્ત્વનો સાર છે. યોગનો ચાલુ અર્થ—સંયમ, સમત્વ ને ચિત્તની એકાગ્રતા થાય છે; કેમ કે મનઃસંયમ અને સમત્વ ચિત્તની સ્થિરસમતા વિના પ્રાપ્ત કરી શકાતાં નથી. આથી યોગ એ કર્મના અનેક સ્રોતપ્રવાહોને એકત્ર કરવાનું શ્રેષ્ઠ સાધન છે. મનુષ્યના આંતરજીવનની વિવિધતાઓને એકત્ર કરી માનસિક પરિસ્થિતિનાં ક્ષુબ્ધ મોજાંઓ વચ્ચે મનઃશાંતિ ઉત્પન્ન કરવાના તત્ત્વરૂપ પાયા પર ગીતાનું શ્રેષ્ઠ માળખું ઊભું કરવામાં આવ્યું છે. આ પરિણામની પ્રાપ્તિ માટે ભગવદ્ગીતા આપણને મનોવૈજ્ઞાનિક તાત્ત્વિક અને જીવનના આધ્યાત્મિક સિદ્ધાંતોની ભૂમિમાં લઈ જાય છે. આ તત્ત્વના સફળ પ્રયોગ માટે એનું જ્ઞાન અતિ આવશ્યક છે. ફળપ્રાપ્તિની અભિલાષા રાખ્યા વિના કર્માચરણ અને વિષયોની

આસક્તિમાંથી મનને દૂર રાખવાના જ્ઞાનની પ્રાપ્તિ, આ બે મહાન પાઠો આપણને ગીતા શીખવે છે; ને આ બાબત પર સતત ભાર મૂકે છે કે જો આપણે આપણા દૈનિક જીવનમાં યોગના શ્રેષ્ઠ તત્ત્વનું આચરણ નહીં કરીએ, તો આપણે આ અઘરા પાઠોને સમજવામાં સફળ થઈ શકીએ નહીં.

યોગની પરિભાષા શી છે? શું યોગતત્ત્વ વૈજ્ઞાનિક અને તર્કસિદ્ધ આચરણનાં મૂળ પર રચાયેલ છે અથવા તો એ અંશતઃ ધર્મશાસ્ત્રના ગૂઢ વિવરણરૂપે છે? શું એને આધુનિક વૈજ્ઞાનિક સિદ્ધાંતોએ સમર્થન આપ્યું છે? કે એના વિચારો સત્યનો સંદેશો આપનારા છે એમ માનીને આપણે એ સ્વીકારી લેવાના છે? આવા કેટલાક સવાલો અત્યારના કેળવાયેલા મનુષ્યના મનમાં ઊઠવાના; ને જો તર્કની કસોટી પર એ ટકી રહે તો જ તે એ વચનોનો સ્વાભાવિક રીતે સ્વીકાર કરે! ખાસ કરીને એવા શિક્ષિત મનુષ્ય ખાતર જ પ્રસ્તુત મુદ્દાઓ વિષે હું મારા મનોગત ભાવો અને ચિત્તના સંસ્કારોને અંકિત કરવા માટે કલમ ઉપાડવાને પ્રવૃત્ત થયો છું. જો એમ પ્રતિપાદન કરવામાં આવે કે, ગીતા જીવનનાં શાશ્વત સત્યોનો બોધ આપી મનુષ્યના ચિત્તને વિશ્રાંતિ આપે છે, તો સ્થૂળ અને મનુષ્યસ્વભાવમાંથી આપણે પ્રાપ્ત કરેલાં સત્યોને જ્ઞાનના પ્રકાશમાં ચકાસવાં જોઈએ. કસોટી પર જો એ યથાર્થ પુરવાર થાય તો તેનો અભ્યાસ આપણા માટે કેવળ કર્તવ્ય બની રહે છે; એટલું જ નહીં પણ તેના ઉપદેશોને આપણા વ્યવહારમાં મૂકવાની એક વધુ ફરજ પણ થઈ પડે છે ને ખાસ કરીને સાંપ્રત સમયમાં બે વિશ્વવિગ્રહો પછી જ્યારે માણસોની વિચારશક્તિ શિથિલ બની જઈને જીવનમૂલ્યોના મિથ્યાજ્ઞાને મનુષ્યજાતિના ઉત્કર્ષને આવૃત

કરી લીધું છે એવા સમયમાં તો એ સત્યનું આચરણ આપણું પરમ કર્તવ્ય બને છે. આ વાત પણ સાચી છે કે ગીતામાં સમાવિષ્ટ થયેલાં કેટલાક વિચારો ને મંતવ્યો જે યુગમાં ગીતા લખવામાં આવી તે સમયે પ્રચલિત હતાં; પણ અત્યારે અનુપયોગી થયાં છે. વળી મનુષ્યની ચિત્તવૃત્તિ અને તેની ક્રિયા વિષે તેમ જ પરબ્રહ્મ વિષેનાં અનેક સત્યોનો સમાવેશ પણ ગીતામાં થયેલો છે ને એ સત્યો અતિપ્રાચીન ભૂતકાળમાં જેટલા પ્રમાણમાં સાચાં હતાં તેટલાં જ સાચાં આજે પણ છે.

ગીતાની મૂળ રચના ક્યારે થઈ તેના કાળનિર્ણયની ચર્ચા કરવાનો મારો આશય નથી. આ વિષય પર પ્રખર વિદ્વાનોએ પોતાના વિચારો દર્શાવેલા છે. ઈ. સ. પૂર્વે લગભગ ૬૦૦ વર્ષના સમયને ગીતાની રચના થયા માટેનો છેલ્લામાં છેલ્લો કાળ ગણી શકાય. પરંતુ એના આંતરિક પુરાવા પરથી એવું નિશ્ચિત થાય છે કે ગીતાકારે તત્કાલીન થોડાંક તાત્ત્વિક તેમ જ સામાજિક મંતવ્યોને સ્વીકારી અને કેટલાંકનો અસ્વીકાર કરી ગીતાના મહાનિબંધની રચના કરી છે. તેનો મુખ્ય ઉદ્દેશ તો થોડાક, મૂળ વેદોનો આધાર લઈને સાંખ્ય મત અને ખાસ કરીને ઉપનિષદોને આધારે યોગવાદનાં મંડાણ કરી, તે જમાનામાં પ્રચલિત આધ્યાત્મિક અને સામાજિક માન્યતાઓને સ્થાપિત કરવાનો હતો. તે કાળમાં વ્યાપેલી માન્યતાઓ અને વિધિ–નિયમો સામે બળવો પોકારીને બૌદ્ધવાદ અને જૈનવાદે જેવી રીતે તેમનો નાશ કર્યો, તેવી રીતે એ માન્યતાઓને નાબૂદ કરવાનો ગીતાનો આશય ન હતો. પ્રથમ દૃષ્ટિએ તો ગીતામાં પરસ્પર વિરોધી વચનો હોવાનું જણાશે, પરંતુ હવે પછી આપણે આગળ જોઈશું તેમ તે યથાર્થ ન હોઈ શકે તે વાત પણ જણાઈ આવશે.

વળી પ્રચલિત સામાજિક બંધારણ અને બીજી પણ કેટલીક માન્યતાઓ જે સર્વ કાળ માટે સદા સાચી ન હોઈ શકે તેમને પણ ન્યાય્ય ઠરાવવાની વૃત્તિ એમાં રહેલી જણાય છે. આમ જ છે તો પછી ગીતામાંનો કેટલો બોધ આપણે ગ્રહણ કરવો ને કેટલા ઉપદેશનો ત્યાગ કરવો? પ્રસંગોપાત્ત ગીતા વાંચનારને એમાંથી એક એવી પણ હકીકત જણાઈ આવશે કે અમુક પ્રશ્નને લગતા કેટલાક વિચારોને ચર્ચતાં ગીતામાં કયો પ્રશ્ન કયા વિચારોનું સમર્થન કરે છે એ પણ ચોક્કસપણે કહેવામાં આવ્યું નથી. દૃષ્ટાંતરૂપે–જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ કે કર્મમાર્ગ: એમાંથી કયો માર્ગ શ્રેષ્ઠ છે એ પ્રશ્ન હલ થયા વગર જ રહેલો છે. તેવી જ રીતે પરમેશ્વરના વ્યક્ત સ્વરૂપને અથવા તો અવ્યક્ત બ્રહ્મની ઉપાસનાને ચર્ચતી ગીતા સગુણ કે નિર્ગુણ–એમાંથી કોની ઉપાસનાને પોતાનું સમર્થન આપે છે? વ્યક્ત પરમેશ્વરની ઉપાસના કરવી કે અવ્યક્ત બ્રહ્મની ઉપાસના કરવી? એવા પ્રશ્નો પણ ઊઠી શકે છે. ગીતાના જુદા જુદા વિભાગોમાં જે રીતે પ્રસ્તુત વિષયનો વિચાર કરવામાં આવ્યો છે તે દૃષ્ટિએ જોતાં આ સર્વ પ્રશ્નો ખરે જ યથાર્થ ને ઉચિત હોવાનું જણાય છે. મનુષ્યસ્વભાવના વિષમ અને ગહન પ્રશ્નોને ગીતાએ છેડીને તેમના અંતસ્તલ સુધી જે રીતે તે પહોંચી છે, તે આપણે જ્યાં સુધી ન જાણીએ ત્યાં સુધી આ પ્રશ્નોના જવાબો આપી શકાય તેમ નથી. ગીતા જે જમાનામાં લખાઈ તે જમાનામાંના પ્રચલિત મતોને ગીતાએ ન્યાય્ય ઠેરવવાનો અથવા તો તે મંતવ્યોમાં સુધારો કરવાનો પ્રયત્ન કર્યો છે એ વાત જ્યાં સુધી આપણે જાણીએ નહીં ત્યાં સુધી ગીતાના સિદ્ધિક્રમને પણ આપણે સમજી શકીએ નહીં. ગીતાની પાર્શ્વભૂમિના જ્ઞાન વિના, ઉપસ્થિત

થયેલા પ્રશ્નોની ચર્ચાના વિષયને સમજવાનું કાર્ય અશક્ય છે. ખરેખર ગીતાએ મનુષ્યના આચરણને લગતા કૂટ પ્રશ્નોને ઉકેલવા માટે, એક નવા જ માર્ગની સ્થાપના કરી છે; પરંતુ તે માર્ગ, જીવનના નવા પ્રકારની લાગણીઓના વધવા સાથે પ્રતિકૂળ ને ક્ષીણ થતા જતા જૂના માર્ગને વ્યવસ્થિત કરી તેની સ્થાપના કરનારો છે. ગીતા એ વિષે કેવા પ્રકારનું પુનર્વિધાન કરવા ચાહે છે ને તે માટે એ કેવી રીતે આગળ વધે છે, તે વસ્તુ આપણે જાણીએ નહીં ત્યાં સુધી ગીતાની એ નવી પદ્ધતિને અને સ્થાપિત કરવા માગતી એના નવા માર્ગને આપણે પૂર્ણપણે સમજી શકીએ નહીં.

મહાભારતમાં ગીતા જે પ્રકારના સંદર્ભમાં જણાય છે, તે યુદ્ધના મેદાનમાં અર્જુનને શ્રીકૃષ્ણે આપેલા ઉપદેશના સંવાદરૂપે છે અને રણક્ષેત્રમાં આ પ્રમાણે શ્રીકૃષ્ણે અર્જુનને બોધ આપ્યો હોય કે ન આપ્યો હોય તે નિશ્ચિતપણે કહી શકાતું નથી. માની લેવામાં આવે કે શ્રીકૃષ્ણે અર્જુનને યુદ્ધ કરવા માટે પ્રોત્સાહિત કર્યો હોય અને તેમ કરવામાં પાપ નથી એમ સમજાવ્યું હોય; છતાં આખો સંવાદ અહીં જે રૂપમાં પ્રસ્તુત થયેલો જણાય છે તે પ્રમાણે યુદ્ધની પ્રવર્તમાન સ્થિતિમાં એ બોધ રથમાં આપી શકાયો હોય એ તર્કસિદ્ધ હોવાનું જણાતું નથી. મનુષ્યનું કર્તવ્ય અને તેના જીવનનું ધ્યેય શું હોવું જોઈએ એવા ઉપસ્થિત થયેલા પ્રશ્નના ઉકેલ માટે વિચારોના દ્વંદ્વથી વિદીર્ણ થયેલા ચિત્તવાળા એક સામાન્ય માનવીને જીવનનું તત્ત્વજ્ઞાન સમજાવવા માટે મહાભારતકાર વેદવ્યાસે એ પ્રસંગનો ઉપયોગ કરી લીધેલો હોવાનું જણાય છે. એટલે તે સમયના સામાજિક જીવન અને ગૃહવ્યાપારમાં પરોવાયેલા માણસોના ચિત્તને

શાંતિ અને આશ્વાસન આપી તેમના આત્માને મુક્તિ આપવાનો વેદવ્યાસનો આશય હતો.

તે સમયનાં કર્મ અને માન્યતાઓ પર બંધાયેલા વિચારોનો ત્યાગ કરવાનું કહીને માણસોનાં ચિત્તને ક્ષુબ્ધ કરવાની વેદવ્યાસની સહેજ પણ ઇચ્છા ન હતી. અનાસકિત-ની ભાવનાથી અને નિઃસ્પૃહવૃત્તિથી ભકિત અને ઉપાસના કરનારો સામાન્ય માણસ પણ એક પ્રખર તત્ત્વજ્ઞાનીની પેઠે જીવનનું શ્રેય પ્રાપ્ત કરી શકે છે એવા પ્રકારનો પ્રભાવ તેમના અંતઃકરણ પર પાડવાનો તેનો મુખ્ય ઉદ્દેશ હતો. તેણે વેદોનો આધાર લીધો પણ વૈદિક શાસ્ત્રોક્ત વિધિ–નિષેધોના વધુપડતા આગ્રહનો ત્યાગ તથા ઉપનિષદોની અંદર જણાવેલી ત્યાગવૃત્તિ-નો ત્યાગ કરવાનું વેદવ્યાસે ઇચ્છ્યું. તેણે એ પણ જોઈ લીધું કે સામાન્ય રીતે સર્વને એકસરખો લાભ આપનાર જીવનનો નવો સિદ્ધાંત સ્થાપવા માટે વેદ અને ઉપનિષદોનાં બોધવચનો-નો ઉપયોગ કરવાથી જ આર્યસંસ્કૃતિ જાળવી શકાશે; પરંતુ ભૂતકાળ સાથે કલહ કે વાદવિવાદ કરીને જાળવી શકાશે નહીં, એટલા માટે (પોતાની સમક્ષ પડેલા કાર્યમાં) વેદવ્યાસે કઈ રીતે સિદ્ધિ પ્રાપ્ત કરે છે એ હવે આપણે જોવાનું છે.

# ૨ : ગીતાનો માર્ગ

વિશ્વવ્યાપી કુદરતે મનુષ્યના ચિત્તને શરૂઆતમાં ઉદ્વેગ અને ત્રાસથી ભરી દીધું હતું તે જમાનાથી કાળયાત્રા કરતાં કરતાં આપણે ઘણો લાંબો માર્ગ વટાવી દીધો છે. આપણે સ્થૂલસૃષ્ટિનાં ગૂઢતત્ત્વોને ઊંડાણથી તપાસ્યાં છે ને એની શકિતઓને આપણી ભૌતિક સુખસગવડોમાં કામે લગાડી છે. જોકે ક્યારેક ક્યારેક આપણને એવું જણાઈ આવે છે કે કુદરત પર કાબૂ મેળવવાને હજુ આપણા માટે ઘણી વાર છે; છતાં આપણે માનીએ છીએ કે એના ઉપર આપણે વિજય મેળવી લીધો છે. આદિમાનવને પોતાની હયાતી ટકાવી રાખવા માટે કુદરત પાસે યાચના કરવી પડતી હતી ને એનાં તત્ત્વો સામે ઝૂમવું પડતું હતું; અને એની જે શકિતઓ પર એ કાબૂ મેળવવાનું શીખ્યો ન હતો, તેમની સામે લાચારીથી એને નમી જવું પડતું હતું. મનુષ્યનું ચિત્ત આંતરવૃત્તિઓ તરફ વળ્યું ન હતું; પરંતુ બહારની શકિતઓનો અનુનય ને રંજન કરવામાં તેને રોકાયેલા રહેવું પડતું. આર્યોની એક
૨ શાખા સ્થાનાંતર કરી ભારતમાં ઊતરી આવી અને નિવાસ કરવા લાગી ત્યારે પરિસ્થિતિ આવા પ્રકારની હતી. પ્રાચીન પ્રજાઓને નિસર્ગની શકિતઓને અનુરૂપ પોતાના દેવો હતા; પરંતુ પોતાના દેવોને વંદન કરી તેમની પાસેથી રક્ષણ મેળવવા માટે હિંદમાંના આર્યો પોતાના શ્રમસિદ્ધ ધર્મશાસ્ત્ર અને સ્મૃતિગ્રંથોનું નિર્માણ કરવા માટે બીજી કોઈ પણ પ્રજા કરતાં વધુ જાગ્રત હતા. તેમનાં અંતઃકરણો હિમાલયમાં પોતાની ચારે બાજુ નૈસર્ગિક શકિતઓની ઉત્કૃષ્ટતા અને કુદરતનું અદ્‌ભુત ઐશ્વર્ય જોવાથી પ્રભાવિત થયાં.

પ્રાકૃતિક જગતમાં નિસર્ગની આવી સમૃદ્ધિ જોવામાં આવ્યાથી તેમણે કુદરતની અલૌકિક શક્તિનું ચિંતન કરવા માંડ્યું. પ્રાચીન જગતના ભવ્ય ધાર્મિક સંગ્રહોમાંનાં ગદ્ય, શ્લોકો, ગાયન અને વેદોથી પ્રેરણા મેળવી પોતાના ચિંતનયુક્ત વિચારોને તેમણે જ્ઞાનથી પ્રકાશિત કર્યાં કે જે જ્ઞાન અને ચિંતનના ઉત્તુંગ શિખરને માનવબુદ્ધિએ સર કર્યાનું જણાઈ આવે છે. સૂર્ય, વાયુ, અગ્નિ, વરુણ અને પૃથ્વીના અધિષ્ઠાતા દેવો નિસર્ગની દરેક મુખ્ય શક્તિનું નિરૂપણ કરનારા અને સંચાલક છે ને તે જીવનનું સર્જન, પોષણ અને સંહાર કરે છે એવી માન્યતાથી, અત્યંત ગહન પદ્ધતિ પ્રમાણે નક્કી કરવામાં આવેલી વિધિ–ક્રિયાઓ વડે યજ્ઞયાગાદિ કરી તેમને શાંત અને પ્રસન્ન રાખવા પડતા હતા. અમુક ખાસ દેવની કૃપા યજ્ઞ કરનારા પર ઊતરે ને તેના આશીર્વાદ પ્રાપ્ત થાય એ હેતુથી તે વિશિષ્ટ દેવની કીર્તિ અને મહત્તાનું ગાન કરનારા મંત્રો વડે પશુઓ અને અનાજ, દૂધ તથા તજ્જન્ય ભૌતિક પદાર્થોની આહુતિઓ યજ્ઞના અગ્નિમાં આપવામાં આવતી હતી. અનેક દેવોની માન્યતા પાછળ, કુદરતની સર્વ શક્તિઓને એકત્ર કરી રાખનાર સર્વશ્રેષ્ઠ શક્તિની પ્રતીતિ કરાવનાર એક પરમાત્મતત્ત્વની–બ્રહ્મની આછી પ્રતીતિ થયેલી જણાતી હતી. અદિતિની દેવી તરીકેની કલ્પના અનંતતાનું નિરૂપણ કરે છે અને 'ब्रह्मैव सत्यम्–એક માત્ર બ્રહ્મ જ સત્ય છે' તેમ જ–'एकं सद्विप्रा बहुधा वदन्ति–એ બ્રહ્મ એક જ હોવા છતાં તત્ત્વજ્ઞો એનાં અનેક સ્વરૂપો હોવાનું કહે છે' વગેરે વચનો અદ્વૈત પરમાત્મતત્ત્વનું પ્રતિપાદન કરે છે. ઋગ્વેદમાંના દશમા મંડલનું નેવુંમું સૂક્ત પુરુષસૂક્તને નામે જાણીતું છે. એમાં વિરાટ પુરુષનું વર્ણન કરવામાં આવ્યું છે કે, 'स भूमिं

सर्वतः स्पृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् । એ વિરાટ પુરુષ સકળ સૃષ્ટિમાં વ્યાપ્ત થઈને રહેલો છે એટલું જ નહીં પરંતુ તેનું અતિક્રમણ કરીને બ્રહ્માંડની બહાર પણ વ્યાપીને રહેલો છે.' યજ્ઞની વિધિ સાથે વિશિષ્ટ સંબંધ ધરાવનારા વેદોના આદ્ય વિભાગોની પાર્શ્વભૂમિમાં આ માન્યતા રહેલી હતી. વરસાદ, આબાદી, સુખ–સમૃદ્ધિ, દિવ્ય સુખ અને અપવર્ગની પ્રાપ્તિનો આધાર યજ્ઞોના શુદ્ધ આચરણ પર રહેલો હતો ને એ યજ્ઞોના ઋત્વિજો તરીકે બ્રાહ્મણોની નિયુક્તિ થયેલી હતી.

બધી ધાર્મિક પદ્ધતિઓમાં બને છે તેમ સમયના વહેવા સાથે, ધર્મનો શાસ્ત્રોક્ત વિધિક્રમ યાંત્રિક થતો ગયો ને યજ્ઞ સંબંધી ધર્માચરણની વિરુદ્ધમાં એક પ્રકારના બળવાને મજબૂત કરવા માટે કેટલાક સંયોગો એકત્રિત થયા. કુદરતની શક્તિઓ પ્રત્યે આદર અને ભયથી ઉત્પન્ન થયેલી શરૂઆતની લાગણીઓથી દોરાઈને માનવીએ તેમને શાંત કરવા માટે યજ્ઞો કરવા માંડ્યા હતા. પરંતુ હવે તે ભાવનાઓ ધીમે ધીમે નિયંત્રિત થવા લાગી અને આર્યો પોતાની આસપાસની પરિસ્થિતિથી જેમ જેમ નિશ્ચિંત થતા ગયા ને તેમનાં ચિત્ત આંતર્મુખ થતાં ગયાં, તેમ તેમ કુદરતના સર્વ દૃશ્ય પદાર્થોમાં બ્રહ્મનો આવિર્ભાવ થયેલો હોવાનું માની તેને પરમાત્મારૂપે જોવા લાગ્યા ને એ જ બ્રહ્મ સર્વ મનુષ્યોનાં શરીરોમાં જીવાત્મારૂપે રહેલો હોવાનું પણ તેઓ માનવા લાગ્યા. પરમાત્માનું આ તેજ અગ્નિના સ્ફુલિંગો સરખું દીપ્તિમાન છે. અંતરદર્શન અને ધ્યાન વડે એ બ્રહ્મ અને તેની સાથે પોતાનો સંબંધ કયા પ્રકારનો છે તે સઘળું, તેનાથી બની શકે તે રીતે જાણવાનું માણસનું કર્તવ્ય બન્યું. દિવ્ય સ્વર્ગીય સુખોની પ્રાપ્તિમાં જ હવે આનંદ સીમિત રહ્યો નહીં, પરંતુ

જેને લીધે મન અધોગતિ પામે એવી અનિત્ય વસ્તુનો ત્યાગ કરી આત્મસાક્ષાત્કારમાં અને છેવટે સંભવિત પુનર્જન્મોમાંથી મુક્તિ પામી પરબ્રહ્મમાં વિલીન થવામાં જ ઉત્કૃષ્ટ સુખ રહેલું હોવાનું મનુષ્યને જણાયું. હવે શાસ્ત્રોક્ત વિધિનિષેધના પ્રશ્નોત્તરરૂપ વેદના કર્મ–કાંડ વિભાગની સાથે જ્ઞાનના આધારરૂપ જ્ઞાન–કાંડ નામની વેદની એક બીજી શાખા અસ્તિત્વમાં આવી. વેદનો કર્મ–કાંડ વિભાગ વેદની સંહિતાઓ અને શતપથ બ્રાહ્મણ વગેરે બ્રાહ્મણગ્રંથોનો બનેલો છે, જ્યારે જ્ઞાન–કાંડ વિભાગ 'આરણ્યક અને ઉપનિષદોને નામે ઓળખાય છે. વેદના વિભાગરૂપ એ આરણ્યક અને ઉપનિષદ ગ્રંથો સંસારનો ત્યાગ કરીને વનમાં ચાલી ગયેલા તત્ત્વવેત્તા ઋષિ–મુનિઓએ રચેલા છે. આ પ્રમાણે ભારતીય તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિનો અરુણોદય થયો; ભારતીય તત્ત્વજ્ઞાન તથા સંસ્કૃતિનો એ ઉષઃકાળ માનવીય તત્ત્વચિંતનના ઇતિહાસમાં એક સીમાચિહ્નરૂપે વિદ્યમાન છે. જોકે ઉપનિષદોએ ધર્મના ચિંતનાત્મક અને દાર્શનિક વિચારો પર વધારે ભાર મૂક્યો છે અને લૌકિક અનિત્ય સુખોની પ્રાપ્તિ માટે કેવળ શાસ્ત્રોક્ત પદ્ધતિ પ્રમાણેના આચરણના સંબંધમાં ધીમકી લગાડનારા નિર્દેશો કરેલા છે; તોપણ વેદોના આધિપત્યનો સ્વીકાર કરીને તેઓ વૈદિક ક્રમના એક અભિન્ન અને અખંડ વિભાગરૂપે રહેલા છે.

વૈદિક શાસ્ત્રાજ્ઞા સામે એક બીજી દિશા તરફથી પ્રબળ વિરોધ ઊભો થયો ને કાલક્રમે કરીને દૂર સુધી એનો પડઘો પડ્યો. દેવતાઓને પ્રસન્ન કરવા માટે, માણસોને માટે દરરોજની ઉપયોગી વસ્તુઓનો ભોગ આપીને વૈદિક રીતે તેમની આરાધના કરવામાં આવતી. હુતદ્રવ્યમાં ખાદ્ય પદાર્થો–અને ખાસ કરીને પશુઓનો સમાવેશ થતો

હતો. એ વખતની બીજી પ્રજાઓની પેઠે આર્યો પણ માંસાહારી હતા. પશુઓ તથા અન્ય પ્રાણીમાત્રમાં રહેલો આત્મા પવિત્ર છે અને નિર્દોષ પશુઓની કતલ કરવામાં પાપ છે; એવા પ્રકારની વધતી જતી લાગણીએ, પશુનો વધ કરીને દેવતાઓને પ્રસન્ન કરવા માટે યજ્ઞમાં અપાતી આહુતિથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે, એવી માન્યતા સામે બળવો પોકાર્યો. પશુના જીવન પ્રત્યે દેખાડવામાં આવતી કઠોરતાઓનું દમન કરવાની જરૂરિયાત પર, યજ્ઞિય આહુતિઓ કરતાં વધુ ભાર મૂકવામાં આવ્યો. જૈનવાદને નામે એ વખતે જાણીતા થયેલા એક ધાર્મિક સંપ્રદાયમાં એકત્રિત થયેલા લોકોએ બરાબર અણીને સમયે, યજ્ઞમાં થતી પશુહિંસા સામે, પ્રથમ વિરોધ વહેતો કર્યો. કેવળ યજ્ઞ નિમિત્તે પશુનો બલિ આપવાનો નિષેધ જ નહીં પરંતુ મનુષ્યના ખોરાક તરીકેના ઉપયોગ માટે પણ પશુનો વધ કરવા સામે સખત વિરોધ કરીને પશુહિંસાનો તેમણે નિષેધ કર્યો. અહિંસા અને તપની માન્યતા જૈનસંપ્રદાયનો એક વિશિષ્ટ સિદ્ધાંત બની ગયો ને વૈદિક જૂથની બહાર એ સંપ્રદાયે જીવનના ચોક્કસ પ્રકારના નિયમોનું વિધાન કર્યું. પશુયજ્ઞનો ધીમેધીમે લોપ થવા માટે 'અહિંસા'નો સિદ્ધાંત શક્તિશાળી હતો. આ અહિંસાની નવી માન્યતાએ સામાન્ય માણસો તેમ જ વૈદિક જૂથમાંના એ આખા પ્રદેશના માણસોના મન પર પણ ખૂબ અસર કરી.

પરંતુ વૈદિક ધર્મની પુરોહિત વૃત્તિની વિરુદ્ધમાં ત્યાર પછીના બૌદ્ધ સંપ્રદાયે કરેલા પ્રત્યક્ષ વિરોધે બળવો પોકારી તેનું પતન કર્યું અને નૈતિક કર્તવ્યાચરણના પાયા પર ધર્મની સ્થાપના કરવાનો તેણે યત્ન કર્યો ને તે એટલે સુધી કે અગાઉના વૈદિક ધર્મને સ્થાને જીવનનાં સખત નૈતિક વિધાનો

સ્થાપવાની તેણે કોશિષ કરી. જોકે બૌદ્ધો પશુનો ખોરાક તરીકેના ઉપયોગ કરવાના સદંતર નિષેધ સુધી ગયા નહીં ને તેમના મતે મનુષ્યના આચરણને સુધારવા માટે બિન અસરકારક વૈદિક ધર્મની લૌકિક ક્રિયાઓનું આચરણ અને યજ્ઞ નિમિત્તે અપાતાં પશુઓના બલિદાનમાં તેમણે શ્રેય થતું જોયું નહીં. વેદોએ જે આત્માની આલોચના કરી છે તે આત્મા અથવા તો પરમેશ્વરનો કાંઈ જ ઉપયોગ નથી એમ માનનારા બૌદ્ધોનો વૈદિક અધ્યાત્મવિદ્યા પ્રત્યે સખત વિરોધ હતો. વેદોએ પ્રતિપાદન કરેલા વર્ણાશ્રમને તેઓ માનતા નથી. વળી તેમના પોતાના મત અનુસાર તેઓ માનવ–માનવ વચ્ચે કોઈ પ્રકારનો ભેદભાવ હોવાનું માનતા નહીં. તેમની દૃષ્ટિમાં બ્રાહ્મણ, શૂદ્ર સર્વ સમાન સ્થાનના અધિકારી છે. મનુષ્યની પ્રતિષ્ઠા જન્મથી નહીં પણ કર્મથી પણ થવી જોઈએ એમ તેઓ માનતા. ઈશ્વરના વિષયમાં ઉદાસીનતા–એ આ ધર્મની વિશેષતા છે. બૌદ્ધધર્મમાં ઈશ્વરની સત્તા માનવામાં આવી ન હતી. આ સંપ્રદાયના, જગતમાંના એક મહાન ધાર્મિક સુધારક, ગૌતમબુદ્ધે વૈદિક ધર્મની વિરુદ્ધમાં બૌદ્ધ દર્શનશાસ્ત્રની પદ્ધતિએ ભારતમાં બૌદ્ધ ધર્મની સ્થાપના કરી. અહીં ખાસ કરીને એક વાત નોંધવા જેવી એ છે, કે જૈનવાદ અને બૌદ્ધવાદના મુખ્ય વિરોધીઓ બ્રાહ્મણો ઉપરાંત ક્ષત્રિયો પણ હતા અને બૌદ્ધોના વૈદિક પ્રતિપક્ષીઓ તરીકે બ્રાહ્મણો હજુ પણ વૈદિક વિધિક્રિયાઓને વળગી રહેલા હતા. સમાજમાં ફેલાયેલી માણસોની આચારભ્રષ્ટતાની વિરુદ્ધમાં બૌદ્ધવાદ એક મહાન ક્રાંતિ હતી એ એક હકીકત છે. મુખ્ય ઉપનિષદોની રચના થયા પછી જોકે બૌદ્ધધર્મ પ્રકટ થયો, તોપણ આત્મવિસ્મૃતિયુક્ત આચરણથી, આત્માનો ઉત્કર્ષ અને અંતઃકરણની શુદ્ધિ

માટે ધર્મ આંતરજીવનનું તત્ત્વ છે એ સંબંધમાં તેમની વચ્ચેના કેટલાક મુદ્દાઓ સામાન્ય હતા. જીવનની ઉગ્રતા અને લૌકિક પ્રવૃત્તિના ત્યાગ પર ઉપનિષદોએ અને બૌદ્ધવાદે ઓછો વત્તો ભાર મૂકયો છે. જીવનની સમાપ્તિને બંને મુક્તિ માને છે; વધુ તો શું, એ બંને તેમ જ જૈનવાદ પણ કર્મના સિદ્ધાંતને અને તેના પરિણામરૂપ પુનર્જન્મને માને છે; પરંતુ ઉપનિષદોના મતો વેદના પાયા પર બંધાયેલા હોવાથી બૌદ્ધ અને જૈનસંપ્રદાયે ઉપનિષદ અને વેદોના પ્રમાણનો અને ઈશ્વરનું અસ્તિત્વ તેમ જ એ વિશ્વમાં આત્મારૂપે વ્યાપીને સર્વત્ર રહેલો છે એવી માન્યતાનો સ્વીકાર કર્યો નહિ.

ગીતાની રચના થઈ એ સમયે આવા પ્રકારના ધર્મવાદો પ્રચલિત હતા. એક પક્ષે વૈદિક કર્મકાંડીઓ હતા કે જેઓ ગહન અને કષ્ટસાધ્ય વિધિનિયમોવાળા યજ્ઞ–યાગાદિને આર્યોનું મુખ્ય ધાર્મિક કર્તવ્ય હોવાનું માનતા હતા અને બીજે પક્ષે કેટલાંક ઉપનિષદો, લૌકિક પ્રવૃત્તિઓનો અને લૌકિક જીવન–વ્યવહારનો ત્યાગ કરી મોક્ષપ્રાપ્તિ માટે સંન્યાસ ગ્રહણ કરવા માટે માણસોને ઉપદેશ આપતા હતા. કોઈ પણ માણસ કે પશુ–પ્રાણીને કોઈ પણ પ્રકારની ઈજા ન કરવારૂપ અહિંસાવૃત્તિનો ઝડપથી સ્વીકાર થવા માંડ્યો હતો. વૈદિક દૃષ્ટિવાળા અગાઉના ધર્મમાં સામાન્ય માણસ માટે કર્માચરણરૂપ વિચારવાળા ધર્મને જ્યાં પ્રાધાન્ય ન હતું ત્યાં નૈતિક આચરણની ભાવના પર નવા સંપ્રદાયોનું ધાર્મિક તત્ત્વજ્ઞાન ભાર મૂકતું હતું. પોતાને માટે શું કર્તવ્ય હોઈ શકે અને પોતાનો ઉદ્ધાર કયા માર્ગમાં રહેલો છે એ વિષે સામાન્ય માનવી મૂંઝવણમાં પડ્યો. મનુષ્યોને એ સમયે નવું માર્ગદર્શન થવાની જરૂર હતી, તેમ જ કેટલાય સૈકાઓના

ચિંતન અને ધ્યાનથી આર્યોએ વિસ્તારેલા જીવનસિદ્ધાંતો નવેસરથી લોકોને સમજાવવાના હતા. માણસો કાં તો લૌકિક વ્યવહારમાં અત્યંત આસક્ત થતા જતા હતા અથવા તો દુનિયામાંથી સાવ પરાઙ્મુખ થઈ ગયા હતા ને તેથી તેમને મધ્યમ માર્ગમાં રાખવા માટે તેમના દૈનિક જીવનમાં જ્ઞાન, ભક્તિ અને કર્મનું યોગ્ય પ્રમાણ ધરાવનાર જીવનના તત્ત્વજ્ઞાનની આવશ્યકતા જણાવા લાગી. મહાભારતકાર મુનિ વેદવ્યાસે વૈદિકધર્મની મૂળ માન્યતાઓને કોઈ પણ પ્રકારની ક્ષતિ થવા દીધા વિના સામાન્ય માણસોના ચિત્તને સંતોષ થાય તેવા પ્રકારના તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરવાની તક ઝડપી લીધી. જગતના સામાન્ય માણસના પ્રતીક સમા અર્જુન સમક્ષ રણક્ષેત્રમાં ઊભેલા પોતાના સગાઓને કાં તો તેણે મારી નાખવા અથવા તો યુદ્ધના મેદાનમાંથી પોતે નાસી છૂટવું; એવા પ્રકારની અર્જુનના ચિત્તની થયેલી વ્યાકુળ પરિસ્થિતિ વખતે શ્રીકૃષ્ણ તેના સારથિ બન્યા હતા, ત્યારે અર્જુન અને તેમની વચ્ચેના સંવાદના રૂપમાં જીવનનું અજોડ તત્ત્વજ્ઞાન વેદવ્યાસે પ્રકાશિત કર્યું.

શ્રીકૃષ્ણ પૌરાણિક કે ઐતિહાસિક વ્યક્તિ હતી એની ચર્ચામાં ઊતરવાની આપણે માટે આવશ્યકતા નથી. મનુષ્ય અને તેના સર્જક વચ્ચે સંવાદરૂપે થયેલા સંભાષણના ગુણદોષ સાથે જ આપણને સંબંધ છે. તર્કપરંપરાથી એકેએક પ્રમેય બીજા પ્રમેય–સિદ્ધાંતને અનુસરે તેમ, ભગવદ્ગીતા તર્કશાસ્ત્રવિષયક ઉપદેશાત્મક નિબંધ નથી. એ પ્રશ્ન અને ઉત્તરોના એક કાલ્પનિક આખ્યાનરૂપ દિવ્ય ગાન છે; જેમાં એક પછી એક વિષય પરનો વિચારપ્રવાહ આગળ વધતાં અર્જુનને જ્યારે પ્રતીતિ થાય છે કે, કર્મનાં સ્થૂળ પરિણામોનો

(ફળોનો) વિચાર ન કરતાં નિઃસ્પૃહતાથી અને અનાસક્ત બુદ્ધિથી કર્તવ્યના આચરણમાં તેની મુક્તિ રહેલી છે, ત્યારે એ વાદવિવાદ એની પરાકાષ્ઠાએ પહોંચે છે. સંશયોના મૂળ પાયાની આલોચના કરીને તેમનું નિવારણ કરવાના આશયથી શ્રીકૃષ્ણ અર્જુનના અંતઃકરણમાં ભારે દક્ષતાથી સંદેહો ઊભા કરે છે. હિંસા અને તેના પરિણામે થતાં પાપોની સામે અર્જુન જ્યારે વિરોધ દર્શાવે છે, ત્યારે કૃષ્ણ તેને કહે છે કે, 'વધ કોણ કરે છે? જેણે આ સર્વ જગતને વ્યાપ્ત કરી લીધું છે તે સૂક્ષ્મતમ વસ્તુ અવિનાશી છે, તેનો વિનાશ કોઈ કરી શકતું નથી. આત્મા કોઈને મારતો નથી; પરંતુ ક્ષત્રિય તરીકેનું તારું કર્તવ્ય કર્મ કરીને સમાજના હિત ખાતર તારાં સગાંઓને પણ તારા દેહાત્માએ મારી નાખવાનાં છે;' અને તેથી પરમાત્મા તથા શરીર–આત્મા એ શું છે ને એમના વચ્ચે પરસ્પર શો સંબંધ છે એવા પ્રકારનો એક વિશાળ પ્રશ્ન ઊભો થાય છે. બાહ્ય દુનિયા સાથે એ આત્માનો શો સંબંધ છે એનું વિવરણ કરવામાં ન આવે, ત્યાં સુધી અર્જુનના અંતઃકરણને પ્રસ્તુત પ્રશ્નનો ઉત્તર સંતોષ આપી શકે નહીં. માનવમનોવિજ્ઞાન, વિશ્વ-વિજ્ઞાન, અધ્યાત્મવિદ્યા, સમાજશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને નિસર્ગનાં સર્વ ક્ષેત્રોનું, ઉત્પત્તિની યોજનામાં મનુષ્યની સ્થિતિનું માનસિક ચિત્ર આપવા માટે નિરીક્ષણ કરવું પડે. ગીતામાં આ સર્વ પ્રકારનું નિરૂપણ અત્યંત યુક્તિપૂર્વક અને સ્પષ્ટતાથી કરવામાં આવ્યું છે, જેથી આત્મતત્ત્વવિદ્યા જેવો નીરસ ને જટિલ વિષય પોતાના મન પર ઠોકી બેસાડવામાં આવ્યો હોય એમ અર્જુનને લાગતું નથી. એ જીવનના પ્રશ્નની ચેતનભૂમિમાં દાખલ થઈને અંતિમ ધ્યેયની સ્પષ્ટ માન્યતા

સાથે બહાર આવે છે. તેને જીવનપ્રશ્નનાં અનેકવિધ સ્વરૂપો જોવાં પડ્યાં અને ભિન્ન ભિન્ન ઉપાયોથી પોતાની માનસિક તૈયારી પ્રમાણે દરેક માણસ જે રીતે તેને સ્પર્શી શકે તે પણ તેણે જોયું. માણસોની બુદ્ધિઓ વિકાસની જુદી જુદી અવસ્થાઓમાં છે; ક્રમે ક્રમે એમના જ્ઞાનનો વિકાસ થવા માંડ્યો છે; પોતાના દૃષ્ટિકોણથી દરેક માણસે એ વિકાસને નીરખતા રહેવાથી જ આત્મસિદ્ધિના શિખર પર લઈ જનારા માર્ગને તે શોધી શકે છે. જુદા જુદા ખૂણા પરથી જુદા જુદા માણસો કોઈ એક પર્વતને જોતા હોય ત્યારે તે પર્વત ભિન્ન ભિન્ન માપ, આકાર અને રંગનો તેમને દેખાય છે; પરંતુ તે બધા માણસો જ્યારે પર્વતના શિખર ઉપર એકબીજાને મળીને તે સ્થળેથી નિરીક્ષણ કરે ત્યારે તેમને વિશ્વ દૃશ્ય હોય છે તેવું જ દેખાય છે. એટલા માટે સર્વને માટે સામાન્ય એવા પરમ સત્યને તેમ જ પ્રસ્તુત પ્રશ્નનો ઉકેલ શોધવા માટે જુદી જુદી વિચારભૂમિવાળા જુદા જુદા માનવીઓએ એ જીવનપ્રશ્નની સમીપમાં પહોંચવાનું છે. કુદરતનાં મૂળ તત્ત્વ પર રચાયેલ આધ્યાત્મિક માર્ગને ગીતાએ અપનાવ્યો છે. સ્ફટિકની ભિન્ન ભિન્ન બાજુઓ પર પડતાં કિરણો જેમ જુદા જુદા વક્રીભાવો ઉત્પન્ન કરે છે, તેમ સત્ય અને પરમતત્ત્વ પણ જુદા જુદા વિચારના માણસોએ જુદી જુદી રીતે ગ્રહણ કરેલાં છે. મનુષ્યનું મન અને તેની ક્રિયા વિષેના ગીતાના વિચારો અને એનાં આધ્યાત્મિક મૂળ તત્ત્વોને આપણે ગ્રહણ કરીએ નહીં ત્યાં સુધી ગીતાને સંપૂર્ણ રીતે આપણે સમજી શકીએ નહીં.

## ૩ : ગીતાનું માનસશાસ્ત્ર

સામાન્ય રીતે એમ માનવામાં આવ્યું છે અને પાશ્ચાત્ય માનસશાસ્ત્ર પણ એમ જ માને છે કે મન એ દ્રવ્ય નથી અને દ્રવ્ય એ મન નથી; પરંતુ ગીતાનો મત એવો નથી. ઉપનિષદ પ્રમાણે ગીતા મનને તત્ત્વનો વિષય માને છે. એ મન માયારૂપ છે. શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે, 'પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકારના ભેદથી મારી અનાદિ અપરોક્ષ માયા આઠ પ્રકારની છે. મારી આ 'અપરા' પ્રકૃતિ છે તે નિકૃષ્ટ છે; કેમ કે તે અનૃત, જડ અને દુઃખસ્વરૂપ છે, અશુદ્ધ છે ને જ્ઞાન થવાથી એ દૂર થઈ જાય છે; પરંતુ એનાથી ભિન્ન મારી જીવરૂપા શ્રેષ્ઠ પ્રકૃતિ પણ છે, તેનું નામ 'પરા' છે. તે શુદ્ધ અને સત્તા-સ્ફૂર્તિ આપનારી હોવાથી શ્રેષ્ઠ છે, જેના વડે સર્વ જગતને ધારણ કરવામાં આવે છે. બ્રહ્માથી માંડીને તણખલાંઓના મૂળ સુધીનાં સર્વ પ્રાણીઓ આ બંને પરા અને અપરા પ્રકૃતિથી જ ઉત્પન્ન થાય છે એમ જાણવું. સર્વ સ્થૂળ સૂક્ષ્માત્મક પ્રપંચનો હું જ ઉપાદાન તથા નિમિત્ત કારણ છું.' આ પ્રમાણે મનને પરા પ્રકૃતિ-બ્રહ્મ સાથે સરખાવી જોતાં તેનો ભેદ દર્શાવવામાં આવ્યો છે કે એ મન અપરા પ્રકૃતિ અર્થાત્ નિકૃષ્ટ પ્રકૃતિ છે અને એ શરીરને ઘડનારાં સ્થૂળ તત્ત્વોથી પ્રતિકૂળ સૂક્ષ્મ તત્ત્વરૂપ છે. 'વિષયોની અપેક્ષાએ ઇંદ્રિયો શ્રેષ્ઠ છે; ઇંદ્રિયો કરતાં મન શ્રેષ્ઠ છે; મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે અને જે બુદ્ધિથી પર છે

અર્થાત્ સાક્ષીરૂપે સ્થિત રહી બુદ્ધિ આદિને જે પ્રકાશે છે તે આત્મા બુદ્ધિ કરતાં શ્રેષ્ઠ છે.' તાત્પર્ય એ છે કે, શ્રોત્ર આદિ પાંચ જ્ઞાનેંદ્રિયો અને વાણી વગેરે પાંચ કર્મેંદ્રિયોમાં જડ, બાહ્ય, સ્થૂળ, વ્યાપ્ય, કાર્યરૂપ જે શરીર છે તેના કરતાં પ્રકાશકત્વ, અવાંતરત્વ, સૂક્ષ્મત્વ, વ્યાપકત્વ, કારણત્વ અને પ્રવર્તકપણું હોવાથી એ ઇંદ્રિયો ઉત્કૃષ્ટ છે. જેનાથી જે પ્રકાશિત કરાય અને પ્રવૃત્ત કરાય છે તે તેના કરતાં વ્યાપક, સૂક્ષ્મ અને ભિન્ન હોય છે. દેહ અને દેહ કરતાં ઇંદ્રિયો દેહ અને દેહના ધર્મોની પ્રકાશક હોવાથી પર–શ્રેષ્ઠ અને ભિન્ન છે અને ઇંદ્રિયો કરતાં મન પ્રકાશકત્વ આદિ ધર્મોથી યુક્ત હોવાને લીધે ઉત્કૃષ્ટ અને ભિન્ન છે; કેમ કે મન ઇંદ્રિય અને ઇંદ્રિયોના ધર્મોનું પ્રકાશક હોવાથી એની અંદર સ્થિત રહીને તે ઇંદ્રિયો અને તેના ધર્મોને પ્રકાશે છે, તેથી મનનું પર હોવું અને ભિન્ન હોવું એ યોગ્ય જ છે. મન કરતાં પણ પ્રકાશકત્વ આદિ પોતાના ધર્મોને લીધે બુદ્ધિ શ્રેષ્ઠ છે. બુદ્ધિથી જ મન અને મનના ધર્મો પ્રકાશિત અને પ્રવૃત્ત થાય છે; એટલા માટે મન કરતાં બુદ્ધિનું શ્રેષ્ઠ હોવું સિદ્ધ જ છે. સૂક્ષ્મત્વ, વ્યાપકત્વ અને પ્રકાશકત્વ વગેરે ધર્મોને લીધે જે પોતે સર્વત્ર વ્યાપક થઈને બુદ્ધિથી માંડી સ્થૂળ સુધીના કાર્ય-કરણ સંઘાતને પ્રવૃત્ત કરતો તેમના ધર્મ, કર્મ અને ગુણને અવિકારસ્વરૂપથી જાણે છે–પ્રકાશિત કરે છે, તે આત્મા બુદ્ધિથી પણ પર છે; એટલે કે સર્વથી ઉત્કૃષ્ટ અને ભિન્ન છે. કેમ કે તે નિત્ય, સર્વજ્ઞ, સર્વપ્રકાશક અને સર્વનો સાક્ષી છે. એ એવો છે તેથી સર્વથી શ્રેષ્ઠ છે, સર્વને જોનારો છે; એટલા માટે દેહઇંદ્રિયોથી ભિન્ન, સર્વનો પ્રકાશક એવો પોતાના આત્માને જાણવો. ઇંદ્રિયો અને મન આ બંને

શરીરનાં કરણ–સાધનો છે ને મન એ શરીરની સર્વશ્રેષ્ઠ ઇંદ્રિય અથવા કરણ છે. 'इन्द्रियाणां मनश्चास्मि। સર્વ ઇંદ્રિયોમાં મન એ મારી (ઈશ્વરની) વિભૂતિ છે.' 'श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च। अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते॥ 'કાન, આંખ, ત્વચા જીભ, નાક, વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ, મન, બુદ્ધિ અને અહંકારને ઉપભોગનાં સાધન બનાવીને આ ક્ષેત્રજ્ઞ જીવ શબ્દ વગેરે વિષયોનો અનુભવ કરે છે.' તો પછી શરીરના વિભાગરૂપ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ વચ્ચે ખરેખરો શો સંબંધ છે?

પહેલાં તો આપણે એ જોવું જોઈએ કે ઇંદ્રિયો અને બુદ્ધિનો શો અર્થ થાય છે? ઇંદ્રિયો એ બાહ્ય દુનિયા સાથેના વ્યવહાર માટે શરીરનાં સાધનો છે. આ વ્યવહાર બે પ્રકારનો છે: બાહ્ય જગત પાસેથી ભાવના, સંસ્કારો મેળવવાનો અને કાર્ય વડે આપણા વિચારોને બાહ્ય જગતમાં ફેલાવવાનો. શ્રવણેંદ્રિય, સ્પર્શેંદ્રિય, ચક્ષુરિંદ્રિય, રસનેંદ્રિય અને ઘ્રાણેંદ્રિય આ પાંચ જ્ઞાનેંદ્રિયોથી આપણે ભાવના–સંસ્કારાનુભવ મેળવીએ છીએ અને વાક્ (વાણી), પાણિ (હાથ), પાદ (પગ), પાયુ (ગુદા) તથા ઉપસ્થ (જનનેંદ્રિય), એ પાંચ કર્મેંદ્રિયો વડે આપણા વિચારોને આચરણમાં મૂકીએ છીએ. આ દશ ઇંદ્રિયોમાંની પ્રત્યેક ઇંદ્રિય શિરાઓ વડે મસ્તિષ્ક સાથે જોડાયેલ છે. જ્ઞાનેંદ્રિયોને મસ્તિષ્ક સાથે જોડનારી શિરાઓ જ્ઞાનતંતુ અથવા જ્ઞાનશિરાઓ તરીકે ઓળખાય છે અને કર્મેંદ્રિયોને મસ્તિષ્ક સાથે સંબંધમાં લાવનારી શિરાઓ આધુનિક શરીરશાસ્ત્રમાં ગતિપ્રદ સ્નાયુ–શિરારૂપે ઓળખાય છે. મગજ અથવા તો મસ્તિષ્ક એ ભાવનાઓને ગ્રહણ કરવાનું અને વિચારોને પ્રસારિત કરનારું સ્વિચબોર્ડ છે.

ઈંદ્રિયો તથા મન વિષે આધુનિક શરીરશાસ્ત્ર અને ઉપનિષદના મતમાં ભિન્નતા છે. શરીરશાસ્ત્ર પ્રમાણે મન અથવા ચિત્ત મસ્તિષ્કમાં રહેલું છે ને ઉપનિષદને મતે એ હૃદયમાં રહેલ છે; કેમ કે શરીરની સર્વ શિરાઓ હૃદયમાં મળે છે. ભલે, મન ગમે તો મગજમાં હોય કે હૃદયમાં હોય, પણ તે સંસ્કારોને તથા વિચારોને ગ્રહણ કરે છે અને પ્રસારિત કરે છે; એટલે કે ભાવના અને વિચારોની લાવ-લઈજા મન કરે છે અને બાહ્ય દુનિયા સાથેના વ્યવહારોમાં પ્રવૃત્ત રહે છે એ વિષે કાંઈ જ મતભેદ નથી. દરેક જ્ઞાનેંદ્રિયને બાહ્ય જગતમાં પોતાને અનુરૂપ કોઈ પણ એક વિષય હોય છે. આ સિદ્ધાંતનો સાર એ છે કે દરેક ઇંદ્રિય પોતાના વિષય સાથે સંસર્ગમાં આવવા માટે ઇચ્છતી હોય છે અથવા તો ઇંદ્રિયો દ્વારા મન તેમની સાથે સમાગમમાં આવવા માટે ઉત્સુક હોય છે. આ વિષયસેવનની અભિલાષા અથવા તો ઇંદ્રિયોની ભૂખ-વાસના અને મનોવિકારની બનેલી હોય છે અને પોતાના વિષયમાં પ્રવૃત્ત બની ઈંદ્રિયો જેમ જેમ વધુ કર્મરત રહે છે, તેમ તેમ એ વાસનાઓ અને મનોવિકાર વધતાં જ જાય છે.

અધમ સ્વભાવના મનુષ્યની ઇંદ્રિયોની પ્રવૃત્તિ આ પ્રકારની હોય છે અને એક માત્ર વાણી સિવાય બીજી સર્વ ઇંદ્રિયો-મનુષ્યોની તથા પશુઓની સામાન્ય રીતે એકસરખી હોય છે. કેટલાંક પશુઓ અને પક્ષીઓની ઇંદ્રિયો મનુષ્ય કરતાં વધુ શક્તિશાળી હોય છે. દૃષ્ટાંતરૂપે ગીધની દૃષ્ટિ વધુ તીવ્ર હોય છે, કીડીની ઘ્રાણેંદ્રિય અને કૂતરાની શ્રવણેંદ્રિય માણુસ જાતની એ ઇંદ્રિયો કરતાં વધુ જોરાવર હોય છે. સાચી વાત એ છે કે, આપણી ઇંદ્રિયોની શક્તિ એટલી

બધી તો સીમિત છે કે બાહ્ય જગતમાં ખરેખર બનતા બનાવોને આપણી ઇંદ્રિયોથી આપણે જાણી શકતા નથી. અવાજ જો ઘણો ધીમો હોય તો આપણે તે સાંભળી શકતા નથી. તેવી જ રીતે આધુનિક શોધોએ જણાવ્યું છે તેમ એ ઘણો ઊંચો હોય તોપણ આપણે તે સાંભળી શકતા નથી. એ જ પ્રમાણે તારાઓના પ્રકાશની જેમ, જો પ્રકાશ ઘણો દૂર હોય તો નરી આંખે તો શું પણ દૂરબીનની મદદથી પણ આપણે તેને જોઈ શકતા નથી. બીજા બાહ્ય જગતનું ઘણું મોટું પ્રમાણ આપણી ઇંદ્રિયોની શક્તિ મર્યાદિત હોવાથી આપણી જાણ બહાર રહે છે; પ્રજ્ઞાશકિતની મદદથી આપણી ઇંદ્રિયો વડે પ્રાપ્ત કરેલા જ્ઞાનના જથાને, અલબત્ત, આપણે વધારી શકીએ છીએ ખરા!

એ જ્ઞાન આપણી બુદ્ધિને કે આપણી અનુભવશકિતને જાગ્રત કરે છે. આ પ્રજ્ઞાશકિત મન કરતાં જોકે ઉચ્ચ છે તોપણ શરીરની એ અતિ સૂક્ષ્મ ઇંદ્રિય છે અને તે આપણી અપરા–નિકૃષ્ટ–પ્રકૃતિમાં ઉચ્ચતમ સ્થાને રહેલી છે. ચિત્ત ઇંદ્રિયો દ્વારા બાહ્ય જગતમાંથી સંસ્કારો મેળવે છે અને પ્રજ્ઞાશકિતની મદદથી આપણે સંસ્કારોનું વર્ગીકરણ કરીએ છીએ અને ત્યાર પછી આપણે નક્કી કરીએ તે ધોરણ અથવા આદર્શો પ્રમાણે ખરાખોટાના ભેદથી તે સંસ્કારોને વિચારોમાં મૂકીએ છીએ. જોકે બુદ્ધિ સર્વોત્તમ ઇંદ્રિય છે તોપણ તે શરીરેંદ્રિય હોવાથી મન અને ઇંદ્રિયોની અસર નીચે રહેલી છે. મનુષ્યની બુદ્ધિ મોટે ભાગે તેના મનના પ્રકાર પર આધાર રાખે છે તેથી મન જો ઇંદ્રિયોની આત્યંતિક અસર તળે હોય તો મનુષ્યની વિવેકશકિત અર્થાત્ બુદ્ધિનો ભ્રંશ થાય છે. ઇંદ્રિયો અને બુદ્ધિ વચ્ચેનો સંબંધ

ગીતામાં અત્યંત સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યો છે. 'શબ્દાદિ વિષયોનું ધ્યાન કરનારા અર્થાત્ એ વિષયોમાં રમમાણ થવા માટે તેમને ભોગવવાનો વિચાર કરનારા પુરુષનો તેમની સાથે સંગ થઈ જાય છે એટલે કે વિષયભોગમાં પ્રીતિ-પૂર્વના સંસ્કારોને લીધે તેમનામાં આસકિત-તુરત ઉત્પન્ન થઈ જાય છે. સંગથી અર્થાત્ પ્રીતિથી અમુક વિષય પોતાને ભોગવવા માટે મળે એવી કામભાવનાનો વેગ પૂર્ણરૂપથી ઉત્પન્ન થાય છે. ભોગેચ્છાના વેગમાં સપડાયેલો પુરુષ સ્રીલંપટ બની કયારેય ન ભોગવવા યોગ્ય ભગિની આદિ સ્રીવર્ગને ભોગ્યત્વબુદ્ધિથી ભોગવવા માટે ઉતાવળો થાય છે. કોઈ પ્રકારની અડચણોને લીધે કામ આદિની પૂર્તિ ન થવાથી તેને ક્રોધ ઊપજે છે; અર્થાત્ વિષયને અધીન એ જીવ પારકાનું ખરાબ કરવા માટે તૈયાર થઈ જાય છે. પારકાનું બગાડવામાં હેતુરૂપ બનેલી એ વિશિષ્ટ પ્રકારની બુદ્ધિને ક્રોધ કહેવામાં આવે છે. ક્રોધથી મોહ થાય છે; એટલે કે કાર્ય અને અકાર્યમાં વિવેકશૂન્યતા ઉત્પન્ન થાય છે. ક્રોધથી ઘેરાયેલો પુરુષ મોહમાં સપડાઈને મહાન અને પૂજ્ય પુરુષોનું પણ અપમાન કરી નાખે છે. ગુરુને પણ ધિક્કારવા માંડે છે. આ પ્રકારનાં લક્ષણવાળા મોહથી સ્મૃતિનો નાશ થાય છે અને સ્મૃતિનો ભ્રંશ થવાથી બુદ્ધિનો નાશ થાય છે. આ પ્રમાણે પોતાના જ્ઞાનનો વિનાશ થવાથી વિદ્વાન પુરુષ પણ વિનાશ પામે છે; અર્થાત્ વિષયોનું સતત ચિંતન કરતા રહેવાથી વિષયોમાં આસકત થાય છે. આસક્તિથી કામના ઉત્પન્ન થાય છે, કામથી ક્રોધ અને ક્રોધથી મોહ પેદા થાય છે; મોહથી સ્મૃતિનો ભ્રંશ થાય છે અને સ્મૃતિભ્રંશ થવાથી સદસદ્‌વિવેકબુદ્ધિનો નાશ થાય છે. બુદ્ધિ જેની

નાશ પામી હોય તે પુરુષ છેવટે વિનાશ પામે છે. કહેવાનો આશય એ છે કે, ઇંદ્રિયના વિષયોનું સતત ધ્યાન કર્યા કરવાથી તેમનામાં આસકિત ઉત્પન્ન થાય છે અને એ આસકિત વિષયો ભોગવવા માટે તૃષ્ણાને ઉત્પન્ન કરે છે. એ વિષયોને ભોગ વડે સંતોષી શકાતા નથી તેથી પરાભવવૃત્તિ જાગે છે ને પરાભવવૃત્તિ જાગવાને લીધે ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધને લીધે મન અજ્ઞાનરૂપી અંધકારથી ઘેરાય છે, તેમ થવાથી સ્મરણશકિત નાશ પામે છે. સ્મૃતિનો નાશ થવાથી બુદ્ધિ અર્થાત્ તર્કશકિત નાશ પામે છે અને જે માણસની મતિ ભ્રષ્ટ થઈ હોય તે મનુષ્ય શવ તુલ્ય છે. ઇંદ્રિયો સાથે જોડાયેલી બુદ્ધિ શારીરિક ક્રિયાઓનો વ્યાપાર બને છે. જોકે બુદ્ધિ શરીરની અત્યંત સૂક્ષ્મ ઇંદ્રિય છે તેથી એને એકસરખી રીતે કામ કરતી રાખવા માટે ઇંદ્રિયોને સંયમિત રાખવી પડે છે, જેથી કરીને એની તીવ્રતાનો નાશ થવા પામે નહીં. બુદ્ધિ અને ઇંદ્રિયો વચ્ચે મન રહેલું છે તેથી મને ઇંદ્રિયોને કાબૂમાં રાખવી જોઈએ અને મનને બુદ્ધિએ પોતાને અધીન રાખવું જોઈએ. આ વાત કઠોપનિષદમાં એક રૂપકથી સુંદર રીતે સમજાવવામાં આવી છે: 'શરીરરૂપી રથમાં બેઠેલો જીવાત્મા એ રથનો માલિક છે. બુદ્ધિ એ શરીરરૂપી રથનો સારથિ છે ને મન એની લગામ છે, ઇંદ્રિયોને એ રથના ઘોડાઓ હોવાનું કહી શકાય અને તે ઇંદ્રિયોરૂપી ઘોડાઓના વિષયરૂપી માર્ગો છે. શરીર, ઇંદ્રિયો અને મન સાથે જોડાયેલા તે આત્માને તત્ત્વજ્ઞો ભોક્તા કહે છે.'

'आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥

इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥

એવા જ આશયનું થોડાક ફેરફાર સાથેનું વર્ણન મૈત્રાયણી ઉપનિષદમાં આ પ્રમાણે છે: 'હૃદયાકાશમાંથી ઉદિત થયેલો આ આત્મા પોતાનાં પાંચ કિરણો વડે વિષયોનો ઉપભોગ કરે છે. બુદ્ધિ અને ઇંદ્રિયો એ એનાં કિરણો છે; વાક્, પાણિ, પાદ, પાયુ અને ઉપસ્થ આદિ પાંચ કર્મેંદ્રિયો એના ઘોડા છે; શરીર એ એનો રથ છે; મન એ શરીરરૂપી રથનો નિયંતા છે; પ્રકૃતિરૂપ માયા એનો ચાબુક છે. એની પ્રેરણાથી એ આત્મા શરીરને ચક્રની પેઠે ફેરવે છે, એણે જ એને ચેતન સરખું સ્થાપિત કર્યું છે ને એ જ એનો પ્રેરક પણ છે:'

'अतः खानीमानि भित्त्वोदितः पञ्चभी रश्मिभिर्विषयानत्तीति बुद्धिन्द्रियाणि यानीमान्येतान्यस्य रश्मयः कर्मेन्द्रियाण्यस्य हयाः रथः शरीरं मनो नियन्ता प्रकृतिमयोऽस्य प्रतोदोऽनेन खल्वीरितः परिभ्रमतीदं शरीरं चक्रमिव मृत्पचेनेदं शरीरं चेतनवत्प्रतिष्ठापितं प्रचोदयिता चैषोऽप्यस्यास्तीति ॥'

લૌકિક વાતચીતમાં સામાન્ય રીતે 'મન'—આ શબ્દ વિચાર, ભાવના, ઇચ્છા એવા પ્રકારના અર્થબોધમાં વપરાય છે. શરીરમાં અનુભવાતી દરેક વસ્તુ મન સાથે સંબંધ ધરાવતી હોય છે. હકીકતમાં તો મનુષ્યનું મન સર્વ ઇંદ્રિયોના અનુભવો, પ્રેરણાઓ, કામનાઓ, વાસનાઓ અને વિચારોનો ભંડાર છે. કેટલાંક પશુઓને પણ મન હોય છે; પરંતુ તેમનામાં બુદ્ધિ હોતી નથી. જ્યારે મનુષ્યોમાં બુદ્ધિ હોય છે, જે મનનું નિયંત્રણ કરી શકે છે; તેમ એ બુદ્ધિ પોતે પણ મન અને ઇંદ્રિયોથી પ્રભાવિત થઈ શકે છે; અર્થાત્ મન અને ઇંદ્રિયો બુદ્ધિને પોતાની અસર તળે લઈ શકે

છે. આ પ્રમાણે ઇંદ્રિયો, મન અને બુદ્ધિ વચ્ચે પરસ્પર કાર્ય થતું હોય છે અને એક એકના કરતાં શ્રેષ્ઠ હોવાના ક્રમથી તે જીવાત્માને અધીન રહી વર્તે છે. આપણે ઉપર જોયું તેમ આત્મા બુદ્ધિ કરતાં પણ પર છે ને તે પરાપ્રકૃતિનો અધિષ્ઠાતા છે. અત્યારે આપણે ગીતાના કેવળ આધ્યાત્મિક સ્વરૂપનો વિચાર કરી રહેલા હોવાથી વિશ્વવિજ્ઞાનવિદ્યા અને ગીતાના અધ્યાત્મતત્ત્વની સાથે સંબંધ ધરાવતા આ વિષયને જોયા પછી આત્મા સંબંધી ચર્ચા હાથ ધરીશું. એ દરમિયાન એક વિશિષ્ટ બાબત સ્પષ્ટપણે કહી દેવાની જરૂર જણાય છે કે, સમસ્ત ભગવદ્‌ગીતાનું સાચું રહસ્ય સમજવા માટે મનનું સ્વરૂપ અને એના ભલા-બૂરા થવાની શક્યતા વિષેના ગીતાના વિચારો યોગ્ય રીતે જાણી લેવાનું અત્યંત આવશ્યક છે. 'મનુષ્યની મુક્તિ અથવા બંધનનું કારણ કેવળ મન જ છે.'

'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः।
बन्धनं विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम्॥'

મનુષ્યના મનને ઘણી વસ્તુઓ સાથે સરખાવવામાં આવ્યું છે. એને સંગ્રહસ્થાન કે ઊંડો ખાડો કહેવામાં આવે છે. ગીતામાં 'वायोरिव सुदुष्करम्' એમ કહીને એક સ્થળે વાયુ સાથે એને સરખાવવામાં આવ્યું છે. જોકે આ સઘળી ઉપમાઓ અધૂરી છે અને ક્યારેક ભ્રાંતિ ઉત્પન્ન કરે છે તોપણ એને તોફાની મોજાંવાળા સાગર સાથે ઘણી સારી રીતે સરખાવી શકાય છે. નદીઓનાં જળ જેવી રીતે સાગરમાં ઠલવાઈ ને એનાં ફીણવાળાં પાણીનાં મોજાંઓ સાથે મળી જાય છે, તેવી રીતે સંસ્કારો અને ઇંદ્રિયોના અનુભવો મનરૂપી વિશાળ સાગરમાં આવીને ઠલવાય છે. ચંદ્રના આકર્ષણ-

ને લીધે સાગરનાં નીર આકાશ તરફ ઊંચે વધી પછડાય છે, તેમ ઇંદ્રિયોના વિષયોથી આકર્ષાઈને મનની કામનાઓ અને વાસનાઓ ઉત્પન્ન થઈને પડી ભાંગે છે અને જેવી રીતે સાગરના જળનું બાષ્પીભવન થઈને તેનાં વાદળાં બની પૃથ્વી પર વર્ષારૂપે પડીને ફરીથી તે પાણી નદી દ્વારા સમુદ્રમાં જાય છે, તેમ આપણી કામનાઓ અને વાસનાઓ પણ આપણા મનમાંથી નીકળીને ઇંદ્રિયોના વિષય ભણી દોડી જઈ ફરીથી આપણા મનઃસાગરમાં ભારે વેગથી પાછી ફરે છે. જેવી રીતે સમુદ્ર અત્યંત ઊંડો હોવાથી એમાં પડતી અસંખ્ય વસ્તુઓ એના અગાધ નીરમાં ખોવાઈ જાય છે; તેવી જ રીતે આપણી ઇંદ્રિયોના અનુભવનો ઘણો મોટો જથ્થો પણ આપણા ચિત્તના ઊંડાણમાં ગયા પછી થોડા સમય માટે એની વિસ્મૃતિ થઈ જાય છે; તોપણ અસંવિદ ચિત્તમાં હજુય એ ઇંદ્રિયોના અનુભવની સ્મૃતિ જળવાઈ રહેલી હોય છે. અને જેવી રીતે સાગરની સપાટી પરનું પાણી ક્યારેય શાંત હોતું નથી; પરંતુ પાણીનાં એ ભયંકર મોજાં એકબીજાં સાથે અથડાઈને એ પાણી જમીન તરફ દોડી જાય છે, તેવી જ રીતે આપણા સંવિદ ચિત્તની કામનાઓ અને વાસનાઓ પણ એકબીજા સાથે સંગ્રામ ખેલીને ચિત્તમાં વ્યગ્રતા ઉત્પન્ન કરીને એને ઇંદ્રિયજગતના કિનારા તરફ તાણી જાય છે. તોફાની દરિયામાં સ્થિરપણે મુસાફરી કરવા માટે સારી હાલતના મોટા સઢવાળા વહાણની જરૂર હોય છે, તેમ મનની તોફાની વૃત્તિઓ પર મુસાફરી કરવા માટે મજબૂત મનોબળ અને તર્કયુક્ત સબળ બુદ્ધિની આપણને આવશ્યકતા હોય છે.

અર્જુન સ્પષ્ટપણે શ્રીકૃષ્ણને પૂછે છે કે, 'મન અત્યંત

ચંચળ, ક્ષોભકારક, બળવાન અને દૃઢ છે. જેવી રીતે વાયુને કબજામાં લઈને નિયંત્રિત કરી શકાતો નથી, તેમ નિગ્રહ ન કરી શકાય એવું આ મન છે. એટલા માટે એનું નિયંત્રણ કઈ રીતે કરી શકાય?'

'चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम्।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्॥ (६-३४)

કૃષ્ણ આનો જવાબ આપતાં કહે છે કે, 'મનનો નિગ્રહ કરવો ખરેખર કઠણ છે. એમાં કાંઈ જ સંશય નથી; તોપણ શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિઓ વડે કહેવામાં આવેલી રીતથી સઘળા વિશ્વમાં મિથ્યાત્વને સારી પેઠે જોનારા વિદ્વાનની વિષયોમાં અસત્વ, તુચ્છત્વ, બંધકત્વ બુદ્ધિનો ઉદય થાય છે તેથી અને તીવ્ર મોક્ષની ઈચ્છાથી વિષયો પ્રત્યેની વિરક્તિથી ધીમે ધીમે મનનો નિગ્રહ કરાય છે. પદાર્થોના મિથ્યાપણાના જ્ઞાનથી રાગ-દ્વેષ વગેરે દોષો અને તેમના વેગનાં કારણો દૂર થઈ જાય છે. તેમની નિવૃત્તિથી મન વશમાં આવી જઈને નિશ્ચળ થઈ જાય છે.'

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते॥ (६-३५)

આમ કહેવા સાથે તે અર્જુનને જણાવે છે કે વૈરાગ્ય અથવા તો ત્યાગનો અર્થ કામનાઓ-અભિલાષાઓનો-વિનાશ કે સર્વ પ્રકારનાં કર્મનો ત્યાગ એવો થતો નથી. કેટલાએક બૌદ્ધોએ ઉપનિષદોનો પાછળથી સ્વીકારેલો મત એવો હતો કે, મોક્ષ પ્રાપ્ત કરવા માટે મનની વાસનાઓનો વિનાશ કરી સંન્યાસ ગ્રહણ કરવાનું અર્થાત્ સંસારનો ત્યાગ કરવાનું જરૂરી છે. ગીતા આ સિદ્ધાંતને કેવળ અવ્યવહારુ ગણે છે, એટલું જ નહીં પરંતુ માનસિક અશક્યતા લેખે છે. કામનાઓને એ

રીતે કચડવાનો પ્રયત્ન કરવાથી તો માનસિક દ્વંદ્વ ઊલટું વધવા પામશે. 'પ્રાણીમાત્ર પોતપોતાની રાગદ્વેષાત્મક પ્રકૃતિ પ્રમાણે ચેષ્ટાઓ કરતું જ રહે છે; અર્થાત્ સુખદુઃખનો અનુભવ કરવા માટે પોતપોતાનાં કર્મ પ્રમાણે ઉત્પન્ન થનારા સર્વ જીવો પોતપોતાની જાતિ પ્રમાણે અનેક ક્રિયાઓની ઉત્પત્તિમાં હેતુરૂપ રાગદ્વેષવાળી વાસનારૂપ પ્રકૃતિને પ્રાપ્ત થાય છે; પોતપોતાના સ્વભાવ પ્રમાણે અનેક જાતની ચેષ્ટાઓ કર્યા જ કરે છે. તેથી ઇંદ્રિયોનો ક્ષણિક નિરોધ શું કરી શકવાનો છે?' प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति। એટલા માટે ઇંદ્રિયોના દમનની નહીં પરંતુ એમનું યોગ્ય રીતે શાસન કરવાની આવશ્યકતા રહે છે. કહ્યું છે કે, 'કર્તવ્ય અને અકર્તવ્યના વિવેકથી શૂન્ય જે કોઈ કર્મેંદ્રિયોનો સંયમ કરી તેમના વિષયોનું મનથી ધ્યાન કરતો રહે છે તે દંભી કહેવાય છે; પરંતુ જે પુરુષ મનથી ઇંદ્રિયોનો સંયમ કરી આસક્તિરહિત થઈને કર્મેંદ્રિયો વડે શ્રૌત-સ્માર્ત કર્મોનું અનુષ્ઠાન-આચરણ કરે છે, તે ઉપર કહેલા દંભી કર્મયોગી કરતાં શ્રેષ્ઠ છે.'

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते॥
यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते॥' (૩, ૬-૭)

મનુષ્યસ્વભાવ અમુક વિશિષ્ટ પ્રકારનો હોવાથી અશક્ય આચરણથી તેનો વિનાશ કરી શકાતો નથી. પરમાત્મતત્ત્વથી આપણા જીવાત્માની ઉન્નતિ કરવાની છે, આત્મશુદ્ધિ કરવાની છે, વિનાશ કરવાનો નથી.

વ્યવસાયબુદ્ધિ છે. 'મારામાં જ તારી બુદ્ધિ રાખ'—'मयि बुद्धिं निवेशय।' ગીતામાંના આ વાક્યમાં વપરાયેલો બુદ્ધિ શબ્દ એકાગ્રતાના અર્થમાં વપરાયેલ છે અને 'व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते।' આ વાક્યમાં વપરાયેલ બુદ્ધિ શબ્દ નિશ્ચયાત્મિકા પ્રજ્ઞાશક્તિના અર્થમાં વપરાયો છે. આપણી બુદ્ધિની આ ત્રણ શક્તિઓને ગીતામાં જ્ઞાન, ભક્તિ અને કર્મ કહેવામાં આવે છે.

સઘળા માણસોમાં માનવપ્રજ્ઞાશક્તિ સમાન ભાગે વિકસિત થયેલી હોતી નથી. તેમ આપણી બૌદ્ધિક રચનાના કાંઈ ત્રણ જુદા જુદા કોઠાઓ નથી પણ એક જ વસ્તુ પર ક્રિયા, પ્રતિક્રિયા કરનારા કેવળ ત્રણ પાસા છે. એ ત્રણેનો અસમાન વિકાસ ચિત્તના કાર્યની સંવાદિતાનો વિનાશ કરે છે અને ગીતાનો મધ્યવર્તી બોધ એ છે કે પરિણામે ચિત્તના સમત્વને આણનારી આ ત્રણે શક્તિઓના કાર્યની એકતા હોવી જોઈએ, જીવન શ્રેષ્ઠ પ્રકારનું હોવું જોઈએ ને તેવું થવા માટે ત્રણે પ્રજ્ઞાશક્તિઓનો સંવાદિતારૂપી યોગ હોવો જરૂરી છે. ચિત્તને સદસદ્વિવેકાત્મક જ્ઞાન વડે પ્રકાશિત કર્યા વિના, તેમ ઉપાસનાથી ધ્યેયપ્રાપ્તિ માટે એને એકાગ્ર કર્યા વિના અને સંકલ્પબુદ્ધિથી એને સબળ બનાવ્યા વિના વિષયોમાં અનાસક્તિ અને કર્તવ્યાચરણ માટેની દૃઢતાનાં મૂળ ચિત્તમાં નાખી શકાતાં નથી. અલ્પ સમયમાં સાધી શકાય તેવું આ સહેલું કામ નથી. આજના કહેવાતા સુધરેલા યુગમાં પણ મનુષ્ય હજુય પશુ જેવો જ રહ્યો છે અને તેના પશુસ્વભાવને જો યોગ્ય રીતે નિયંત્રિત કરવામાં નહીં આવે તો તે નરપશુની હીનદશાને પ્રાપ્ત થયા સિવાય રહેવાનો નથી. મનુષ્યે સ્વાર્થી બનીને શારીરિક જરૂરિયાતોને પૂરી પાડવાના

વ્યવસાયમાં મગ્ન રહેવું જેમ જરૂરી નથી તેમ હતાશબુદ્ધિથી સંસારનો ત્યાગ કરવો પણ જરૂરી નથી. જે સમાજમાં તે પોતે રહેતો હોય તેના ભલા ખાતર નમ્રભાવે તેણે સાદું જીવન જીવવું જોઈએ. ચિત્તની શાંતિ તથા સુખ પ્રાપ્ત કરવા માટે એ જ એક માર્ગ છે. તેણે આંતર્મુખ થઈને ચિત્તને શુદ્ધ, સ્થિર અને દૃઢ રાખવું જોઈએ. આટલું કર્યા પછી તેણે ઈશ્વરી ઈચ્છા અને કુદરતી કાયદાઓને અધીન થઈને જીવન વ્યતીત કરવું. ભગવદ્‌ગીતાની આ જ આધ્યાત્મિક પાર્શ્વભૂમિ છે અને તેનો બોધ ગ્રહણ કરવા માટે તે પૂર્ણ રીતે જાણી લેવી જોઈએ.

અત્યારના ચાલુ જમાનામાં ચિત્ત સંબંધી જે ઉચ્ચ જ્ઞાન આપણે ધરાવીએ છીએ તેના જેવું જ ગીતાનું અધ્યાત્મ તત્ત્વજ્ઞાન છે કે કેમ તે જાણવાનું આધુનિક શિક્ષિત માણસોને ગમશે. પાશ્ચાત્ય અને પ્રાચીન ભારતીય અધ્યાત્મજ્ઞાન વચ્ચે મૌલિક ભિન્નતા એટલી જ છે કે પાશ્ચાત્યોએ તમામ દૃષ્ટિગોચર થતા પદાર્થોને વિચાર અને ચિત્તના પ્રદેશમાં વિભક્ત કરેલા છે અને માનસિક વર્તુલમાં તે ચિત્ત સાથે વિરામ પામે છે. પ્રાચીન વૈજ્ઞાનિકો ચિત્તને મસ્તિષ્કનું જ કાર્ય હોવાનું માનતા હતા, પણ મસ્તિષ્ક કરતાં ચિત્તના ભિન્ન અસ્તિત્વને તેઓ માનતા ન હતા. પ્રાચીન ભારતીય આત્મવિદ્યાએ ચિત્તને માનવશરીરના સૂક્ષ્મવિભાગરૂપે માનેલ છે અને શરીરમાં ખરી દોરવણી આપનાર ચિત્ત અર્થાત્ મન નથી પરંતુ આત્મા છે અને તે આત્મા ભૌતિક નથી. ઉચ્ચ અને નીચના ભેદથી વ્યાપક અર્થમાં આત્મા બે પ્રકારનો છે. વાસ્તવિક આત્મતત્ત્વ કે આત્મા તે ઉચ્ચ આત્મા છે અને ઇંદ્રિયો, મન અને બુદ્ધિયુક્ત દેહાત્મા—જીવાત્મા એ નિકૃષ્ટ આત્મા છે; કારણ

કે તે પ્રાકૃત અર્થાત્ પ્રકૃતિભાવવાળો છે. આ દૃષ્ટિબિંદુવાળાં કારણોની આપણે ગીતાનું તત્ત્વજ્ઞાન અને કર્મના સિદ્ધાંતવાળા વિષયમાં પહોંચીશું ત્યારે વિચારપૂર્વકની ચર્ચા કરીશું. એક વાત અહીંયાં નોંધવા માટે અગત્યની છે કે ગીતાનાં આધ્યાત્મિક મૂળતત્ત્વો એના તાત્ત્વિક પાયાથી નોખાં પાડી શકાય નહીં; ને જો આ મુદ્દો સ્વીકારવામાં આવે તો એના આધ્યાત્મિક મૂળતત્ત્વનો પણ સ્વીકાર કરવો પડે. એ સાથે એ પણ નોંધવું જરૂરી છે કે, હમણાંના થોડાંક વર્ષોથી કેટલાક પાશ્ચાત્ય મનોવૈજ્ઞાનિકોએ ચિત્તની વૃત્તિઓના નિરોધરૂપ યોગના પ્રાચીન ભારતીય મનોવિજ્ઞાનનું અને તેની સાથે સંબંધ ધરાવતા આત્મવિષયક જ્ઞાનનું અન્વેષણ કરવા માંડયું છે ને તેમાંના કેટલાક શ્રેષ્ઠ પુરુષોએ એમ ઠરાવ્યું છે કે એ યૌગિક પદ્ધતિ મનુષ્યના મનને લગતા પાયાના પ્રશ્નોના જવાબ પાશ્ચાત્ય સિદ્ધાંતો કરતાં વિશેષ સંતોષકારક રીતે આપે છે.

ફ્રૉઇડ અને તેના અનુગામીઓ–એડલર અને યુંગે મનુષ્યના મનને લગતા અત્યારે પ્રચલિત સિદ્ધાંતો કરતાં તદ્દન ભિન્ન નવા સિદ્ધાંતો વિચારણા માટે રજૂ કર્યા છે ને તેમાંનો એક છેલ્લો સિદ્ધાંત તો ભારતીય મનોવિજ્ઞાનના તાત્ત્વિક સિદ્ધાંતની તદ્દન સમીપમાં આવી લાગે છે. હમણાં જ પ્રકાશિત થયેલ ‘યોગ અને પાશ્ચાત્ય મનોવિદ્યા’ નામના પુસ્તકમાં, (પૃષ્ઠ ૧૯૭) એના કર્તા શ્રી જેરાલ્ડિન કોસ્ટર એક રસપ્રદ વસ્તુ કહેતાં જણાવે છે કે, ‘મન અત્યંત સૂક્ષ્મ તત્ત્વ છે એવી કલ્પના વિશાળ અસ્તિત્વ ધરાવવા સાથે મનને મૂર્તરૂપે ગ્રહણ કરવા માટે પૌરસ્ત્ય મનોવિજ્ઞાનમાં અતિમૌલિક છે ને એ સાથે જ પાશ્ચાત્યોને એ તદ્દન અપરિચિત હોવાથી એકબીજાને પરસ્પર સમજવાના કાર્યમાં એક મોટો અવરોધ

ઉત્પન્ન કરે છે. બીજે પક્ષે યોગ પાશ્ચાત્ય મનોવિદ્યાની આધુનિક વલણ સાથે એકમત થઈ ને આપણા મોટા ભાગના ચિંતનને, સત્ય તત્ત્વથી દૂર જઈને નાસભાગ કરી આત્મ-રક્ષણ કરતા હોવાનુ પ્રતિપાદન કરે છે.' આગળ જતાં આ જ લેખક જણાવે છે: 'મનથી ભિન્ન આત્માના અસ્તિત્વ ના પ્રશ્ને પાશ્ચાત્ય તત્ત્વચિંતકોની મનઃશક્તિને કસોટીએ ચડાવી છે અને આધુનિક લબ્ધપ્રતિષ્ઠ મનોવૈજ્ઞાનિકોને એવા વિદ્યમાન આત્માનો સ્વીકાર કરવા માટે અથવા તો તેની કલ્પના પણ કરી લેવા માટે સુંદર પ્રમાણ મળી આવ્યું છે.' (પૃષ્ઠ ૨૨૨) 'પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય મનોવિજ્ઞાનમાં એક મોલિક ભિન્નતા એ છે કે પૌરસ્ત્ય મનોવિજ્ઞાન જ્ઞાનના આ સ્તરોને અભ્યાસ પ્રમાણે, નૈસર્ગિક દૃષ્ટિએ કર્મવિષયક રીતે નિત્ય પ્રતિપાદન કરે છે; જ્યારે પાશ્ચાત્ય મનોવિજ્ઞાને જ્ઞાનના એ સ્તરોમાં કાંઈ પણ ભિન્નતા દેખાડવાની હજુ ભાગ્યે જ શરૂઆત કરી છે.' (પૃષ્ઠ ૨૩૨) 'પૂર્વમાં યોગને માનસવિકાસની આચરણ–પદ્ધતિરૂપે માનવામાં આવ્યો છે અને તે વિશ્લેષણાત્મક ચિકિત્સા પ્રમાણે જ આચરણીય છે ને વળી સામાન્ય લૌકિક જીવનવ્યવહાર કરતાંય વાસ્તવિક જીવન સાથે તે વધુ નજીકનો સંબંધ ધરાવે છે. વધુમાં મને ખાતરી થઈ છે કે અત્યારના પ્રગતિશીલ તત્ત્વચિંતકો જે દાર્શનિક વિષયોનું અત્યંત ઉત્સુકતાથી અન્વેષણ કરી રહ્યા છે તેવી સર્વ બાબતો પતંજલિનાં યોગસૂત્રોમાં સમાયેલી છે જ....આંતરજીવન અથવા આધ્યાત્મિક જીવનના સિદ્ધાંતોને ભારતીય દર્શનશાસ્ત્રોએ જે રીતે વિચાર્યા છે તે પ્રમાણે તેમને સહાનુભૂતિપૂર્વક સમજવામાં આ સિદ્ધાંતોની ચાવી રહેલી છે. એમની એ વિચારણા નાસ્તિકતાયુક્ત અથવા તો અંધશ્રદ્ધામૂલક નથી પણ તે વાસ્તવિક અનુભવ પર રચાયેલ

છે અને વૈજ્ઞાનિક છે.'[1] આગળ ચાલતાં એકપક્ષે આત્મા ને બીજે પક્ષે ઇંદ્રિયોના અનુભવ સંબંધમાં ગ્રંથકાર જ્યારે એમ કહે છે કે, દશ્ય અને દષ્ટ અર્થાત્ જોવા યોગ્ય અને જોવાયેલી વસ્તુ પર મન પ્રતિક્રિયા કરે છે,' ત્યારે ગીતાના મન સંબંધી વિચારની અત્યંત નજીક તે આવી પહોંચે છે. પશ્ચિમમાં મનોવિશ્લેષણનો વધુ ને વધુ અભ્યાસ થઈ રહ્યો છે. એ સંબંધમાં ગ્રંથકાર કહે છે કે, 'વિશ્લેષણાત્મક ચિકિત્સા અંતઃકરણની સમતા પ્રાપ્ત કરવા માટે એક વૈજ્ઞાનિક પદ્ધતિ છે અને એથી કર્મમૂલક સંપ્રદાય કરતાં તે ચિંતનાત્મક વૃત્તિની વધુ સમીપમાં પહોંચેલ છે. આ વિષયમાં એ યોગના જેવી જ છે અને ઈશ્વરના અસ્તિત્વના—અલબત્ત, મૂર્તરૂપ તો નહીં જ—એ પ્રકારની પ્રશ્નની વૃત્તિમાં સરખાપણું ધરાવે છે.'[2]

થોડાંક વર્ષો સુધી હિંદમાં રહેલા પ્રાધ્યાપક ઈ. જી. સર્વાડિયોનો અભિપ્રાય છે કે, 'મનોવિશ્લેષણે સ્વતંત્રપણે અને તદ્દન નવી રીતે પ્રસ્તુત વિષયનો વિચાર કરીને સાચી મનોવૈજ્ઞાનિક દષ્ટિએ યોગના સિદ્ધાંતોને પોતાનું જોરદાર સમર્થન આપ્યું છે.' વધુમાં તે કહે છે કે, 'મનોવિશ્લેષણ જેમ અને જે પ્રમાણે અસંવિદ માનસિક જીવનનો વિચાર કરે છે તેમ અને તે જ પ્રમાણે યોગ પણ બે હજાર વર્ષથી અસંવિદ માનસિક જીવનને માને છે; એમ જો આપણે સ્વીકારીએ તો આપણે ચકિત થયા વિના રહી શકીએ નહીં. યોગસૂત્ર પ્રમાણે ચિત્ત અથવા મનરૂપી-દ્રવ્યનું પુરુષના આત્મા સાથે કોઈ પણ રીતે સમીકરણ કરી શકાતું નથી. તેને પતંજલિએ તદ્દન અસંવિદ્ ગણ્યું છે. પરંતુ પુરુષ—આત્મા વડે તે પ્રકાશિત કરાયા

૧ 'યોગ અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન' પૃષ્ઠ ૨૪૫,૬
૨ 'યોગ અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન' પૃષ્ઠ ૪૮

પછી જ તેનામાં ચેતના આવ્યાનું કહી શકાય. વળી ચિત્તમાં સ્મૃતિ, વાસના વગેરે અચેતન ભાવનાઓ દૃઢપણે રહેલી હોવાનું આપણે જાણીએ છીએ અને તે કાર્યક્ષમ હોવાથી જ્ઞાનને પ્રભાવિત કરવાને પણ શક્તિમાન હોય છે. યોગ પ્રમાણે અચેતન ભાવનાઓ—ઊંડી હોય તોપણ—તેમના વિભાગો ચેતના—જ્ઞાનના પ્રકાશની અસર તળે આણી શકાય છે અને યોગ પુનર્જન્મને માને છે, તેમ એ અચેતન પુરુષ શ્રેષ્ઠ—મનોવિશ્લેષણનો પ્રારંભિક અચેતન અને જંગનો સામૂહિક અચેતન પુરુષને પણ માને છે કે જેનું આધિપત્ય એ એનું કાર્ય અને અંતિમ ધ્યેય છે.'

આલ્ડુસ હકસલી, પૉલ બ્રન્ટન અને શૉ ડેમૉન્ડ જેવા બીજા કેટલાક લેખકોએ પણ ગીતા અને ઉપનિષદોએ અપનાવેલ ચિત્ત અને આત્માના સિદ્ધાંતો કે જેને પતંજલિએ પોતાનાં યોગસૂત્રોમાં વ્યવસ્થિતપણે સ્થાપ્યા છે તેમનું સમર્થન કર્યું છે. આત્મિક સંશોધન મંડળની કાર્યપ્રવૃત્તિઓ પણ આ વાત પર પ્રકાશ ફેંકીને જણાવે છે કે, સ્થૂળ શરીરથી ભિન્ન સૂક્ષ્મ અથવા લિંગ શરીર પણ અસ્તિત્વ ધરાવી શકે છે. આગળ ઉપર જ્યારે કર્મના સિદ્ધાંત પર આપણે પહોંચીશું ત્યારે આ સુદી અને સાર્વભૌમ આત્મા આપણે ચર્ચવાના રહેશે. અહીંયાં આટલું નોંધવું પૂરતું થશે કે ગીતાના મત પ્રમાણે મન અને બુદ્ધિ આપણા દેહાત્મા સાથે જોડાયેલાં છે અને જો તેમને સર્વવ્યાપક બ્રહ્મના અંશરૂપ આપણા ઉચ્ચ પરમાત્મતત્ત્વની સતત દેખરેખ નીચે રાખવામાં ન આવે તો આપણી ઇંદ્રિયોના સુખાનુભવને લીધે તેઓ અધોગતિ પામે. સાર્વભૌમ આત્માના વિષયની ચર્ચા કરતાં પહેલાં એક વાત જાણી લેવી જરૂરી છે કે જ્ઞાન, ભક્તિ

અને કર્મ વગેરે ભિન્ન પદો અને એવા જ પ્રકારનાં આપણને ગીતામાં વારંવાર મળી આવતાં કથનો કયા અર્થમાં વપરાયેલાં છે; કારણ કે યોગના મતનું વિવરણ કરવાના સંબંધમાં ઉક્ત પદો અને એનાં અન્ય વચનોનું આપણને સ્પષ્ટ જ્ઞાન ન હોય ત્યાં સુધી ગીતાનો તત્ત્વાર્થ અને એનો બોધ સમજવાનું કામ અશક્ય છે. એ જ વાત હવે આપણને ગીતાના સંવિત્‌શાસ્ત્ર અથવા જ્ઞાન-મીમાંસા તરફ લઈ જાય છે.

## ૪ : ગીતાની જ્ઞાન–મીમાંસા

માણસને પોતાના વિચારો શબ્દો વડે વ્યક્ત કરવાના હોય છે ને એ તેની અપૂર્ણતા છે; શબ્દોના અર્થો ભિન્ન હોઈ શકે છે અને કેટલીકવાર તો આપણા આશયને વ્યક્ત કરવા માટેના શબ્દનો ખરેખરો અર્થ દર્શાવનારા શબ્દો બીજી ભાષાઓમાં હોતા પણ નથી. જગતની પરિષ્કૃત ભાષાઓમાંની એક સંસ્કૃત ભાષા ખૂબ નિશ્ચિત અને અર્થસૂચક ભાષા છે; તોપણ એના શબ્દો ભિન્ન ભિન્ન અર્થોનો બોધ કરાવતા હોવાથી બીજી ભાષામાં યથાર્થ રીતે તેમનો અનુવાદ કરવાનું કામ અઘરું હોય છે. ગીતામાં એવા કેટલાક શબ્દો જુદા જુદા અર્થોમાં વપરાયા છે અને તેમનો ખરેખરો અર્થ તો તેમનો સંબંધ બેસાડીને જ નક્કી કરી લેવાનો હોય છે; તેના ઉદાહરણરૂપે બુદ્ધિ, જ્ઞાન, ભક્તિ, કર્મ, યોગ અને આત્મા આ શબ્દો લઈ શકાય. 'બુદ્ધિ' શબ્દ સામાન્ય રીતે તર્કશક્તિ અર્થાત પ્રજ્ઞાશક્તિના અર્થમાં વપરાય છે; પરંતુ ગીતામાં આ બુદ્ધિ શબ્દ કેટલેક સ્થળે જ્ઞાનના અર્થમાં વપરાયો છે, જ્યારે ખરી રીતે એ જ્ઞાન તો બુદ્ધિનું પરિણામ-ફળ છે. શ્રીકૃષ્ણને

અર્જુન પૂછે છે કે,

'ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ (૩–૧)

અજ્ઞાનનો વિનાશ કરનારા હે જનાર્દન! જો કર્મયોગ કરતાં જ્ઞાનયોગને તમે શ્રેષ્ઠ માનતા હો, તો હે કેશવ! હિંસાત્મક કર્મમાં મને શા માટે પ્રવૃત્ત કરી રહ્યા છો!'

આ શ્લોકમાં 'બુદ્ધિ' શબ્દ જ્ઞાનના અર્થમાં વપરાયો છે. એ જ પ્રમાણે–

'एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।
बुद्ध्यायुक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥ (૨–૩૯)

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે, 'તે સાંખ્ય (બ્રહ્મ) વિષયમાં તને જ્ઞાનયોગનો ઉપદેશ આપ્યો હતો; હવે તું કર્મયોગના જ્ઞાનને સાંભળ. જે જ્ઞાન પામીને હે પાર્થ! તું સર્વ કર્મોના બંધનથી મુક્ત થઈ જઈશ.'

આ શ્લોકમાં બંને ચરણોમાં વપરાયેલો બુદ્ધિ શબ્દ 'જ્ઞાન' નો બોધક છે.

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ (૨–૪૧)

'હે કુરુનંદન! આ કર્મયોગમાં પ્રવૃત્ત મુમુક્ષુની ઈશ્વર જ મારી પરમ ગતિ છે. આ પ્રકારની નિશ્ચયાત્મક બુદ્ધિ બહાર અને અંદર એકસરખી જ રહે છે અને વિષયી પુરુષોની બુદ્ધિઓ અનેક પદાર્થોથી યુક્ત હોવાને લીધે અનેક પ્રકારના ભેદથી વિશિષ્ટ હોય છે એટલા માટે અનંત છે; કારણ કે કામ્ય પદાર્થો અનંત છે.'

પ્રસ્તુત શ્લોકમાં બુદ્ધિ શબ્દ બે વાર જુદા જુદા અર્થમાં વપરાયો છે. પહેલા ચરણમાં સદસદ્વિવેકયુક્ત નિશ્ચયાત્મક

બુદ્ધિના અર્થમાં અને બીજા ચરણમાં કામનાના અર્થમાં બુદ્ધિ શબ્દ વપરાયો છે. સદસદ્વિવેકયુક્ત ઉત્તમ બુદ્ધિતત્ત્વ સાત્વિક બુદ્ધિના વર્ણનરૂપે નીચેના શ્લોકમાં જણાવ્યું છે:

'प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी॥ (૧૮-૩૦)

હે અર્જુન! પ્રવૃત્તિ, અર્થાત્ શ્રુતિ-સ્મૃતિથી વિહિત-ધર્મને તેમ જ એ શ્રુતિસ્મૃતિથી નિષિદ્ધ અધર્મરૂપ નિવૃત્તિને; દેશ, કાળ આદિની અનુકૂળતાવાળું કર્તવ્ય-કાર્ય અને એમની પ્રતિકૂળતાવાળું અકાર્ય કર્તવ્યને-ભયનું કારણ; અનર્થ ભય છે; ભયના અભાવનું કારણ અનર્થનો અભાવ-અભય છે તે ભય-અભયને; બંધના હેતુને અને મોક્ષના હેતુને જાણનારી બુદ્ધિ એટલે કે પદાર્થના તત્ત્વનો નિશ્ચય કરનારી જે બુદ્ધિથી ધર્મ, અધર્મ આદિને પુરુષ અર્થાત્ અધિકારી જાણે છે તે બુદ્ધિ સાત્વિકી છે.'

જ્ઞાન શબ્દનો અર્થ પણ યથાર્થ રીતે જાણી લેવો જરૂરી છે. સામાન્ય રીતે 'કોઈ પણ જાતનું જ્ઞાન' એવો એનો અર્થ થાય છે! પરંતુ ગીતામાં વપરાયેલા એ જ્ઞાન શબ્દના ભિન્ન ભિન્ન અર્થોને વ્યક્ત કરવા માટે જ્ઞાનના અર્થનો બોધક અંગ્રેજી શબ્દ-Knowledge-અપર્યાપ્ત છે. વાચન, શ્રવણ, દર્શન અને અનુભવને પરિણામે પ્રાપ્ત થયેલી માહિતીના અર્થમાં સામાન્ય રીતે જ્ઞાન શબ્દ વપરાય છે. પરંતુ જ્ઞાન શબ્દને ગીતા જે અર્થમાં વાપરે છે તેનો અર્થ આ નથી. પરિપક્વ અથવા પૂર્ણ જ્ઞાનના અર્થમાં એ વપરાયેલ છે. વ્યાવહારિક જ્ઞાન અથવા બુદ્ધિમત્તાના અર્થમાં પણ એ જ્ઞાન શબ્દ વપરાયેલો છે. અમુક વિષયનું જ જ્ઞાન તે વિજ્ઞાન; એના વિરોધી અર્થમાં આધ્યાત્મિક જ્ઞાન અર્થાત્ ૬રય જ્ઞાન એવો પણ જ્ઞાન શબ્દનો અર્થ થાય છે. જે

જાણવાનું છે તેનો અર્થ 'જ્ઞાન' એમ થતો નથી પરંતુ જે જાણવાનું છે તે 'જ્ઞેય' કહેવાય છે; અર્થાત્ જ્ઞાનનો વિષય તે જ્ઞેય; અને જ્ઞાન એ તો મન અને બુદ્ધિનો ગુણધર્મ છે અથવા તો જ્ઞાતાને જેનાથી વિષયનું જ્ઞાન થાય તે માટેનું સાધન છે. અને આ રીતે આકાશ આદિ મહાભૂત, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત, દશ ઇંદ્રિયો, મન તથા ઇંદ્રિયોના પાંચ વિષય, ઇચ્છા (વિષયોમાં પ્રીતિ), દ્વેષ (અપ્રીતિ), સુખ, દુઃખ, સંઘાત (હાથ, પગ આદિનો સમૂહરૂપ), ચેતના, ધૈર્ય વગેરે (જ્ઞેય હોવાથી ક્ષેત્ર જ છે), પોતાનામાં શ્રેષ્ઠત્વ બુદ્ધિનો અભાવ, નિષ્કપટપણું; મન, વાણી અને કર્મથી અહિંસા, સહનશીલતા, સ્વભાવનું સરળપણું, જ્ઞાનનો ઉપદેશ કરનારા ગુરુની શ્રદ્ધાભક્તિથી સેવા, શરીરની અંદર બહારની પવિત્રતા, શ્રવણ આદિમાં મનની સ્થિરતા, વિષય આદિનું સ્મરણ કરવામાંથી અંતઃકરણનો નિરોધ, ભોગ્ય પદાર્થોમાં સર્વથા આસક્તિનો ત્યાગ, જાતિ વગેરેથી શ્રેષ્ઠપણાના અભિમાનથી રહિત હોવાપણું, ગર્ભવાસમાં, જન્મ–મરણના સમયમાં વૃદ્ધાવસ્થામાં અને અનેક પ્રકારની વ્યાધિઓમાં દુઃખ અને દોષનાં દર્શન; પુત્ર, કલત્ર, ઘર અને ધન વગેરેમાં અપ્રીતિ; સર્વ વસ્તુઓમાં અંતઃકરણનું મમતારહિતપણું, ઇષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિમાં ચિત્તની નિત્ય સમતા, અનન્યભાવથી ઈશ્વરની ભક્તિ, જનસંપર્કરહિત દેશમાં નિવાસ, જનસમુદાય વચ્ચે વસવામાં અરુચિ, વેદાંતશાસ્ત્રમાં તત્પરતા અને તત્ત્વજ્ઞાનના ફળભૂત મોક્ષની સિદ્ધિ માટે શાસ્ત્રીય પ્રક્રિયાનો વિચાર આદિને ગીતા જ્યારે મન અને બુદ્ધિના ગુણધર્મોનું વર્ણન કરીને તેમને જ્ઞાન હોવાનું કહે છે ત્યારે એનો અર્થ એ જ છે કે તે જ્ઞાનનાં સાધનો છે અથવા તો ખરેખરી રીતે જેને જાણવાનો

છે એવા જ્ઞેય આત્માને જાણવા માટેના શ્રેષ્ઠ ગુણો છે.

ગીતાના યોગતત્ત્વમાં જ્ઞાન, ભકિત અને કર્મ પરસ્પર એકબીજા સાથે જોડાયેલાં છે; એ યોગતત્ત્વ સાથે તેમ જ વેદાંતના સિદ્ધાંત પ્રમાણે સંપૂર્ણ વિભાગને જાણવામાં ન આવે ત્યાં સુધી એના અવયવી અંશને જાણી શકાતો નથી એવાં વિધાનની સાથે પણ એ તદ્દન અનુરૂપ છે. એટલા માટે જ જ્ઞાનનું–સાત્ત્વિક જ્ઞાનનું યથાર્થ રીતે જ આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે કે,

'सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ (૧૮-૨૦)

પરસ્પર વિભક્ત સર્વ પ્રાણીઓમાં એક અવિભક્ત, વિનાશરહિત પ્રત્યગાત્માને જે જ્ઞાન વડે જુએ છે તે જ્ઞાનને સાત્ત્વિક જ્ઞાન જાણવું.'

આત્મતત્ત્વ વિદ્યાનું આ જ્ઞાન સર્વ વિજ્ઞાનોનું વિજ્ઞાન છે. પરંતુ માણસ આધ્યાત્મિક સત્યને જ માત્ર જાણે એટલું પર્યાપ્ત નથી. પ્રસ્તુત જ્ઞાનને પોતાના હૃદય અને મનમાં પચાવીને તે પ્રમાણે જ્યાં સુધી વર્તવામાં ન આવે ત્યાં સુધી તે વાસ્તવિક જ્ઞાન ધરાવતો હોવાનું કહી શકાય નહીં. એટલા માટે જ યોગીને જ્ઞાની કરતાં પણ શ્રેષ્ઠ હોવાનું ગીતાએ કહ્યું છેઃ 'योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः'। અહીં યોગી શબ્દનો અર્થ–જ્ઞાનપૂર્ણ પુરુષ–એવો થાય છે અને 'જ્ઞાની' એટલે માત્ર મનની સપાટી ઉપર જ રહેલા અપૂર્ણ જ્ઞાનવાળો માણસ. ગીતાના મતે આ અભિન્ન–પૂર્ણજ્ઞાન વ્યાવહારિક એટલે કે લૌકિક જ્ઞાન અથવા તો ગીતાના તેરમા અધ્યાયના ૭ થી ૧૧ શ્લોકોમાં જણાવેલ માનવજીવનના મુખ્ય સર્વ ગુણોને આવરી લેતી બુદ્ધિમત્તા છે. ગીતાના 'જ્ઞાન-કર્મ-

સંન્યાસયોગ' નામના ચોથા અધ્યાયમાં મુક્ત કંઠે વખાણવામાં આવેલા જ્ઞાનનો આ એક પ્રકાર છે; જે જ્ઞાનને સર્વ કર્મોના પ્રભાવને બાળી નાખનારા અગ્નિ સાથે, આત્મા વિષેના સર્વ સંશયોને કાપી નાખનાર તલવાર સાથે અથવા તો સર્વ પાપોના સાગરને જે તરાપા વડે તરી જઈ શકાય તે તરાપા સાથે સરખાવવામાં આવેલ છે. ગીતામાં એવાં પણ ઘણાં છૂટાંછવાયાં વચનો છે કે જે એવા નિર્ણય પર લઈ જાય છે કે ઉપાસના અથવા તો કર્મ વિના પણ એકલું જ્ઞાન જ આત્મસાક્ષાત્કાર માટે પર્યાપ્ત છે; તેથી શંકરાચાર્ય વગેરે કેટલાક ભાષ્યકારોએ ગીતાને જ્ઞાનમાર્ગનો સર્વશ્રેષ્ઠ બોધ આપનાર ગ્રંથ કહેલો છે. પરંતુ જો ગીતાનો પૂર્ણ રીતે અભ્યાસ કરવામાં આવે તો જણાઈ આવશે કે આત્મસિદ્ધિના જ્ઞાન માટે જોકે એ પૂરતો ભાર મૂકે છે; તોપણ તે જ્ઞાનને કર્મ અને ઉપાસનાથી જુદું પાડતી નથી; એ વિષે જરા પણ સંદેહ નથી. સાચી ભક્તિ વિનાના અર્થાત્ ધ્યેયપ્રાપ્તિ માટે ચિત્તની એકાગ્રતા વિનાના તેમ જ કર્તવ્યના આચરણ વિનાના માણસને ગીતાના સિદ્ધાંત પ્રમાણે સાચો જ્ઞાની કહી શકાય નહીં. 'પૂર્ણ તત્ત્વજ્ઞાનીને માટે કોઈ પણ પ્રકારનાં કર્તવ્ય–આચરણની આવશ્યકતા નથી; કારણ કે તે તેને બાધ કરતાં નથી અને જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને બાળી નાખે છે.' આ ઉપનિષદના વિચારનો ગીતા અસ્વીકાર કરતી નથી એ સત્ય છે. એવો આદર્શ પુરુષ પવિત્ર એકાંતવાસનું જીવન ગાળી શકે અને વનગમન કરી શકે તોપણ ગીતા એ બાબત પર ભાર મૂકીને જણાવે છે તેવો માણસ સમાજનું એક અખંડ અને સંપૂર્ણ અંગ હોવાથી તેણે કર્મોનો ત્યાગ કરવો નહીં, પરંતુ પોતાના સજાતીય મનુષ્યોના લાભાર્થે

તેણે પોતાની જાતને કામે લગાડી રાખવી જોઈએ. તેવા માણસોને ભલેને પોતાને માટે કોઈ આવશ્યક કાર્ય ન હોય તોપણ માનવસેવાનું કર્તવ્ય તો તેને માટે અનિવાર્યપણે રહેલું જ છે. 'વળી જનક, અજાતશત્રુ, અશ્વપતિ અને ભગીરથ વગેરે ક્ષત્રિયો શ્રૌતસ્માર્તરૂપ કર્મના અનુષ્ઠાનથી જ ચિત્તશુદ્ધિ પામીને જ્ઞાન વડે મુક્તિ પ્રાપ્તિ કરીને કૃતાર્થ થયા તેથી સત્કર્મનો માર્ગ માણસોને દેખાડવા માટે તારે કર્તવ્યનું આચરણ કરવું.' આ પ્રમાણે ગીતા કેટલાક ઉપનિષદોના કર્મપરિત્યાગ–સંન્યાસનો સૌમ્યપણે પણ દૃઢતાથી વિરોધ કરે છે, અર્થાત્ ગીતા કર્માચરણના ત્યાગને અનુમોદન આપતી નથી. જ્યારે પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરેલા માણસોએ સંસારનો સંપૂર્ણ રીતે ત્યાગ કરવાનો હોતો નથી ત્યારે સામાન્ય કોટિના અલ્પ જ્ઞાનવાળા માણસો સાધુ કે સંન્યાસી બનીને તેમનાં લૌકિક કર્તવ્યોમાંથી વિમુખ બને તો તેમાં જરા પણ ઔચિત્ય નથી. ગીતા કહે છે કે એક સાચા જ્ઞાનયોગીએ કર્મયોગી પણ થવું જોઈએ.

ગીતામાં વપરાયેલો 'ભક્તિ' શબ્દ જે અર્થમાં યોજવામાં આવ્યો છે તે પણ યથાર્થ રીતે સમજી લેવો જરૂરી છે. લૌકિક ભાષામાં એનો અર્થ–પ્રબળ ભાવના, તત્ત્વયુક્ત ઉપાસના થાય છે. મનની એકાગ્રતાપૂર્વકનું ચિંતન–ધ્યાનથી કરાતી અનન્ય સેવાના અર્થમાં ગીતામાં મૂળથી આ 'ભક્તિ' શબ્દ વપરાયેલો છે. ધ્યાન–એ મનની સર્વ ચંચળ વૃત્તિઓનું શોધન કરી તેને પ્રાપ્ય ધ્યેય પર પહોંચાડીને સ્થિર કરે છે અને ભક્તિતત્ત્વને નિર્માણ કરે છે. દિવ્ય સામર્થ્ય કેવળ શાસ્ત્રગ્રંથોના જ્ઞાનથી કે વેદવિહિત યજ્ઞાચરણથી મનુષ્યને પ્રાપ્ત થઈ જતું નથી; પરંતુ અનન્યભાવથી કરાયેલા આન્તર્ધ્યાન અને નિષ્કામ

વૃત્તિથી કરાયેલાં કર્મોને ઈશ્વરાર્પણ કરવાથી દૈવી અંશ પ્રાપ્ત કરી શકાય છે. ભક્તિમાં જ્ઞાન અને કર્મનું યોગ્ય સ્થાન રહેલું છે. આ સત્ય વસ્તુનું નિરૂપણ કરવા માટે ગીતાનો આખો બારમો અધ્યાય અને અઢારમા અધ્યાયમાં કેટલાક શ્લોકો આપવામાં આવ્યા છે. એવી ધ્યાનયુક્ત ઉપાસના કરવા માટે કેવળ અવ્યક્ત બ્રહ્મ અથવા તો વ્યક્ત ઈશ્વરને આપણા ચિત્ત સમક્ષ રાખવો જરૂરી છે કે કેમ એ એક પ્રશ્ન છે અને એનો વિચાર જ્યારે આપણે ગીતામાં આત્મ-તત્ત્વવિદ્યા નામના આવનારા આગળના પ્રકરણમાં પહોંચીશું ત્યારે કરીશું. અહીંયાં તો આપણે ગીતામાં વપરાયેલા 'ભક્તિ' શબ્દના ખરેખરા અર્થ સાથેજ મૂળ સંબંધ ધરાવીએ છીએ. જ્યારે આપણે કહીએ છીએ કે, અનન્ય ધ્યાનજ ભક્તિનો સાર છે ત્યારે એક વાત એ સાથે નોંધી લેવી અત્યંત જરૂરની છે કે, ધ્યેય પ્રત્યેની એવી દરેક એકાગ્રતા 'ભક્તિ' હોતી નથી. સારા કે નરસા ઇરાદાથી અમુક કોઈ એક વિષયમાંની આસક્તિ પણ ધ્યેય પ્રત્યે, ને એકાગ્રતા વડે પ્રોત્સાહિત કરાય છે. અમુક માણસ કોઈ એક બીજા માણસને ચાહતો હોય તો તે માણસ પ્રેમના બંધનથી તેનામાં આસક્ત થાય છે, પરંતુ તેજ પ્રમાણે કોઈ માણસ કોઈને ધિક્કારતો હોય તો તે તેના પ્રત્યેની ઘૃણાના બંધનથી ખેંચાયેલો રહે છે અને એ રીતે પ્રેમ અને ધિક્કારની લાગણીઓ એટલી બધી પ્રબળ બને છે કે તે માણસ બીજી વસ્તુનો વિચાર પણ કરી શકતો નથી. એજ પ્રમાણે મદ્ય-પાનમાં આસક્ત થયેલો માણસ પણ દારૂ પીવાના વિચાર સિવાયની બીજી વસ્તુનો વિચાર કરતો નથી. રુચિ કે અણ-ગમો, પ્રેમ અથવા ધિક્કારની લાગણીઓથી મનુષ્યો અને

ઇંદ્રિયોના વિષયોમાં થતું આકર્ષણ એ આસક્તિ છે, પણ ભક્તિ નથી; અલબત્ત, એ બન્નેમાં અનન્યતાનો સામાન્ય-ભાવ રહેલો જ છે. આત્મપ્રતીતિ અથવા આત્મસમર્પણના આદર્શની ઉપાસનામાં ભક્તિનું રહસ્ય રહેલું છે, જેને લીધે આત્માના નિકૃષ્ટ અને પાશવી ગુણોની શુદ્ધિ થાય છે ને એનો ઉચ્ચ નૈસર્ગિક ધર્મ ચિત્તની શક્તિઓને દોરવણી આપવા શક્તિમાન બને છે. એ હેતુ માટે જ્ઞાન અને સત્કર્મ સાથે ભક્તિનું જોડાણ થવું જરૂરી છે. એ જ પ્રમાણે ભક્તિ અને સત્કર્મ સાથે જ્ઞાનને પણ જોડી દેવું જોઈએ. ગીતાનો વાસ્તવિક ભક્તિયોગ એ જ છે. સામાન્ય રીતે માનવામાં આવ્યું છે કે ઉપાસનામાં ભાવના તત્ત્વ પ્રબળ હોવું જોઈએ ને એ અંતઃકરણનો ગુણ છે, બુદ્ધિનો નહીં. જે શ્રીકૃષ્ણે અર્જુનને ગીતા સમજાવી છે તેણે જ ત્યાર પછી ઉદ્ધવને ભક્તિનું રૂપ ભાગવતમાં સમજાવ્યું છે. ત્યાર પછી પણ રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય, નિમ્બાર્ક અને ગીતાના અન્ય ભાષ્યકારોએ ગીતાના ઉપદેશોનો ભક્તિ-એ સાર છે એવા મૂળતત્ત્વ પર તેમણે ગીતા પરના પોતાના વિવરણને વિશદ બનાવ્યું છે. વળી શંકરાચાર્યે ગીતામાં જ્ઞાનની પ્રબળતા જોઈ. ત્યાર પછીના અર્વાચીન કાળમાં લોકમાન્ય તિલક અને બીજાઓએ એનામાં કર્મમાર્ગની પ્રબળતા દીઠી. વળી ગીતાની એક ખાસ વિશિષ્ટતા એ પણ છે કે એ પોતાનો ઉપદેશ તાર્કિક ન્યાયવચનો કે દલીલયુક્ત વિવાદોથી આપતી નથી; એ હકીકત દૃષ્ટિ બહાર જવી ન જોઈએ. ગીતા પરનાં ઘણાં ભાષ્યો સૂક્ષ્મ તર્કો અને જ્ઞાનયુક્ત વિચારોથી સભર છે; પરંતુ ખુદ ગીતામાં જ તેમની ગેરહાજરી સ્પષ્ટ જણાઈ આવે છે. એટલે કે ગીતા પોતે તો સરળ રીતે સમજી

શકાય એવું ઉપનિષદ છે; પરંતુ ભાષ્યકારોએ જ એના પરનાં જટિલ ભાષ્યોથી એને ક્લિષ્ટ બનાવી મૂકેલી છે. ગીતાએ વાચકો સમક્ષ સિદ્ધાંતનાં કેટલાંક સ્વરૂપો મૂક્યાં છે, જે એમણે પોતાના બુદ્ધિકોણથી સમજી લેવાનાં છે. આમ કરવામાં ગીતાકારે માનવમનોવિજ્ઞાનનું અગાધ જ્ઞાન દેખાડ્યું છે. કેટલાક માણસો તેજસ્વી બુદ્ધિ સાથે જન્મે છે, કેટલાકો ઊંડી ભાવનાઓ સાથે ને કેટલાકો પ્રબળ ઇચ્છાશક્તિ સાથે જન્મે છે અને આ પ્રમાણે સર્વ માણસો આ ત્રણ શક્તિઓનો અસમાન વિકાસ ધરાવતા હોય છે. આમ હોવા છતાં પણ દરેક માણસને માટે આત્મસાક્ષાત્કારના ધ્યેય સુધી પહોંચવું તદ્દન જરૂરી છે. આ તો એક પહાડ પરની ભિન્ન ભિન્ન બાજુઓ પરથી તેના શિખર પર પહોંચવા માટેનો પ્રયત્ન કરવા જેવું છે. એ પર્વતની એક બાજુ તદ્દન સીધા ચઢાણવાળી હોય પરંતુ શિખર પર પહોંચવા માટે જોકે ઓછો સમય લાગે તોપણ ઘણી મહેનત માગી લે છે. બીજી બાજુ ઓછી દુરારોહ તેમ જ શિખર પર પહોંચવા માટે ઓછી શક્તિની જરૂરિયાતવાળી હોય પરંતુ વધુ સમય માગે છે, જ્યારે ત્રીજી બાજુ સરળ અને ધીમે ધીમે વધતા ચઢાણવાળી હોય તોપણ શિખર પર ચડવા માટે ઘણો વખત માગી લે તેવી છે. આમ હોવાથી તે ઉપર જણાવેલી બંને બાજુઓ કરતાં પર્વતના શિખર પર ચડવા માટે વધુ સહેલી છે. જોકે અંતે તો પર્વતની એ બધી બાજુઓ આપણને શિખર પર જ લઈ જાય છે. આ પ્રમાણે પર્વત પર ચડવા માટે તદ્દન અનુકૂળ અને સારામાં સારો રસ્તો દરેક માણસને બતાવવાની જરૂર છે. એ ક્રમ શ્રેષ્ઠ જ નહીં, પરંતુ માણસની યોગ્યતા પ્રમાણેનો અને તેને અનુકૂળ

હોવો જોઈએ. જો બધા માણસોને સીધા ચઢાણવાળો માર્ગ દેખાડવામાં આવે, તો ઘણા જ ઓછા માણસો શિખર પર પહોંચી શકે; અને જો અત્યંત વાંકોચૂંકો માર્ગ દેખાડવામાં આવે, તો તેમને કંટાળાભરેલી એ મુસાફરીનો આનંદ નહીં આવે ને અંતે તેઓ તેને છોડી પણ દે; જોકે કેટલાકો અતિ વિકટ માર્ગે જવા માટે શક્તિમાન હોય છે ખરા; પરંતુ બધા જ તેમ કરી શકતા નથી; તેથી તેવાઓ આગળની મુસાફરી કરવાનું જ માંડી વાળે, એટલા માટે જ ગીતાએ કેટલાક વિચારો અને માર્ગો દેખાડ્યા છે, કે જેમને દરેક માણસ પોતાની મરજી પ્રમાણે અનુસરી શકે.

પરંતુ આ તુલના અધૂરી હોવાથી એ અહીં જ અટકે છે. કેવળ યાંત્રિક રીતે એકબીજા સાથે જોડાયેલાં પર્વતનાં શિખર પર પહોંચવા માટેના બધા માર્ગોથી વિરુદ્ધ રીતે આપણી માનસિક શક્તિના ત્રણે માર્ગો સેંદ્રિય અર્થાત્ અવયવી સંબંધ ધરાવતા હોવાથી તેમાંનો પ્રત્યેક માર્ગ એકબીજાને નિર્બળ બનાવ્યા સિવાય છૂટો પાડી શકાતો નથી, તેથી દરેક માર્ગનો વિકાસ સાથે સાથે જ થવો જોઈએ. ગીતાના યોગવાદનો આ જ સાર છે. જ્ઞાન, ભક્તિ કે કર્મ— એમાંના ગમે તે માર્ગનું અનુસરણ પ્રથમ કરવામાં આવે તોપણ બાકીના બે માર્ગોનું પોતાથી બની શકે તેટલું પાલન કરતા રહેવાથી સામાન્ય રીતે એ બન્નેની ઉન્નતિ સાધવામાં દરેક માર્ગ સહાયભૂત થશે. પરંતુ એ ત્રણે માર્ગમાંના ગમે તેનું અનુસરણ કરવા માટે એક મુખ્ય શરત એટલી જ છે કે આત્મસંયમ અને ઇંદ્રિયનિગ્રહ વડે ચિત્તશુદ્ધિ અવશ્ય થવી જોઈએ ને એટલા માટે જ ગીતા મનોનિગ્રહ પર વારંવાર ભાર મૂકે છે—'જેનું મન વશમાં ન હોય તે માણસ

જ્ઞાનયોગને પ્રાપ્ત કરી શકતો નથી'–'असंयतात्मना योगो दुष्प्राप:।' જો મનોનિગ્રહ કરતાં આવડે તો પછી જ્ઞાન, ભક્તિ કે કર્મમાર્ગમાંનો ગમે તે માર્ગ પ્રથમ ગ્રહણ કરવામાં આવે તો તે માટે કોઈ પણ ચર્ચાને સ્થાન રહેતું નથી; કારણ કે અંતે તો તમે તે જ ઇષ્ટ ધ્યેય પર પહોંચવાના છો. આંતર-વૃત્તિના નિયમો એક માર્ગ પરથી બીજા માર્ગ પર તમને લઈ જશે. દષ્ટાંતરૂપે જો કોઈ માણસ ઉપાસના કરવા સાથે એકાગ્રભાવે પરબ્રહ્મનું ચિંતન કરતાં મનને સ્થિર કરવાનું શીખે તો તેની બુદ્ધિની ગુપ્ત શક્તિ વધવા માંડે અને જ્ઞાનની પ્રાપ્તિ વધુ સરળ ને સહેલી થાય. 'ઉપાધિભેદોથી વિવિધ રૂપને પામેલું મારું જે સ્વરૂપ છે તેને નિર્વિકલ્પક પ્રત્યક્ષ દૃષ્ટિથી તે જાણે છે. એ પ્રમાણે મને તત્ત્વથી જાણી-લીધા પછી તે મત્સ્વરૂપ થઈ જાય છે અર્થાત્ મારામાં પ્રવેશ પામે છે.

भक्त्या माममिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥' (૧૮–૫૫)

આથી જ્ઞાનને લીધે તેનું મનોબળ પણ વધુ દઢ થઈ શકે છે અને સત્કર્મોના આચરણના ફળની અભિલાષા વિના ય તેને તેમની પ્રાપ્તિ થાય છે. 'પુરુષનું શ્રૌત, સ્માર્ત કે લૌકિક–સર્વ પ્રકારનું કર્તવ્ય જ્ઞાન પ્રાપ્ત થયા પછી નિઃશેષપણે સમાપ્ત થઈ જાય છે; એટલે જ્ઞાન પામેલા પુરુષ માટે કશું જ કરવાપણું હોતું નથી.

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥' (૪–૩૩)

ગીતામાં અનેક વચનો એવાં પ્રકારનાં છે કે જેમાં જ્ઞાન, ભક્તિ અને કર્મયોગ વચ્ચેનો પરસ્પર સંબંધ સ્પષ્ટ રીતે વ્યક્ત કરવામાં આવ્યો છે. આપણે ઉપર જોયું તેમ

'જ્ઞાન' એટલે સામાન્ય પ્રકારની કેવળ માહિતી અથવા અમુક વસ્તુની જાણ હોવી એવો અર્થ નથી; પરંતુ ભક્તિ અને ઇચ્છાશક્તિની દૃઢતા સાથેનું અખંડ જ્ઞાન એવો જ્ઞાન શબ્દનો અર્થ છે. 'હમેશાં બ્રહ્મમાં સમાધિ લગાડનારો, કેવળ અખંડ બ્રહ્માકાર વૃત્તિને ધારણ કરનારો જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે; કેમ કે જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું ને તે મને પ્રિય છે.

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥' (૭-૧૭)

એ જ પ્રમાણે ભક્તિને કર્મ સાથે જોડવી જોઈએ. 'મારું જ પૂજન કરનારા, મારામાં જ ચિત્ત લગાડી મારા પરમાત્મસ્વરૂપમાં સર્વ કર્મોનો ત્યાગ કરીને અનન્ય યોગથી ધ્યાન કરતા રહી મારી ઉપાસના કરે છે તેવા, મારામાં જ અંતઃકરણ પરોવનારા મારા તે ભક્તોનો અજ્ઞાનયુક્ત સંસારરૂપ સાગરથી હું તુરત ઉદ્ધાર કરું છું. બ્રહ્મજ્ઞાન, તેની નિષ્ઠા અને જે રીતે તે પ્રાપ્ત થાય તેવો અનુગ્રહ હું (પરમાત્મા) મારા ભક્તોને માટે કરું છું.' એવો આશય છે!

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ (૧૨, ૬-૭)

ભક્તિ એ કેવળ ભાવાવેશયુક્ત જ ન હોવી જોઈએ; પરંતુ બુદ્ધિયોગથી યુક્ત હોવી જોઈએ.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ (૧૦, ૧૦–૧૧)

આ પ્રમાણે ગીતાની દૃષ્ટિએ ભક્તિમાંનાં બૌદ્ધિક અને ચિંતનાત્મક તત્ત્વો કેટલીકવાર આપણાં કર્મોને જડ બનાવી દેનારાં ભાવાત્મક અને મોહક તત્ત્વો કરતાં વધુ અગત્યનાં છે. આ રીતે જ્ઞાનની પેઠે 'ભક્તિ' શબ્દ પણ એક વિશિષ્ટ અર્થમાં વપરાયો છે.

'કર્મ' શબ્દ મુખ્યત્વે વિહિત કર્મોના અર્થમાં વપરાયો છે; અને એ જ અર્થમાં નીચે જણાવેલા જાણીતા શ્લોકમાં એ કર્મ શબ્દ વપરાયો છે: 'તારો અધિકાર તો કેવળ શ્રુતિ–સ્મૃતિપ્રતિપાદિત નિત્ય અને નૈમિત્તિક કર્મમાં જ છે પરંતુ એનાં ફળમાં ક્યારેય તારો અધિકાર નથી.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।' (૨–૪૭)

અને વળી 'તેથી તું ફળપ્રાપ્તિમાં આસક્તિ રાખ્યા વિના વેદવિહિત નિત્ય–નૈમિત્તિક કર્મોનું આચરણ કર્યા કર

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर।' (૩ ૧૯)

સાત્ત્વિક કર્મ એ શ્રેષ્ઠ કર્મ છે તેનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું છે કે, 'રાગ–દ્વેષથી રહિત અને ફળકામનાથી શૂન્ય તેમ જ શ્રુતિ અને સ્મૃતિથી વિહિત અવશ્ય કરવા યોગ્ય અહંકારનો ત્યાગ કરીને કરવામાં આવેલ યજ્ઞ આદિ કર્મસાત્ત્વિક કર્મ કહેવાય છે.

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥' (૧૮–૨૩)

અહીં એક વાત ધ્યાનમાં રાખવાની એ છે કે શાસ્ત્રવિહિત વ્રત–નિયમોનું કેવળ પાલન કરવું એટલો જ કર્મ

શબ્દનો અર્થ થતો નથી; પરંતુ ભિન્ન ભિન્ન સંયોગોમાં સમાજના ભલા ખાતર વારંવાર કરવાં પડે એવાં ફરજિયાત સર્વ કામોને 'કર્મ' તરીકે જ ગણવાનાં છે. ગમે તે પ્રકારના કામના સામાન્ય અર્થમાં પણ 'કર્મ' શબ્દ વપરાય છે. જેમ કે 'જ્ઞાનનો અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી નાખે છે.' 'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते।' (૪-૩૭) ગીતાના બારમા અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં કર્મ અને ભક્તિનો સંબંધ તેમ જ અઢારમા અધ્યાયના પાંચમા અને સાતમા શ્લોકમાં અને બીજા અધ્યાયના પચાસમા શ્લોકમાં કર્મ અને બુદ્ધિનો સંબંધ દેખાડવામાં આવ્યો છે. દાખલા તરીકે કર્મ અને ભક્તિનો સંબંધ આ પ્રમાણે બતાવવામાં આવ્યો છે. મારું જ પૂજન કરનારા અને મારામાં ચિત્ત લગાડી મારા પરમાત્મસ્વરૂપમાં સર્વ કર્મોનો ત્યાગ કરીને અનન્ય યોગથી ધ્યાન કરતા રહી મારી ઉપાસના કરે છે તેવા મારામાં જ અંતઃકરણ પરોવનારા મારા તે ભક્તોનો અજ્ઞાનયુક્ત સંસાર-રૂપ સાગરથી હું તુરત ઉદ્ધાર કરું છું.' (ગી. અ. ૧૨, શ્લોક ૬) એ જ પ્રમાણે કર્મ અને બુદ્ધિનો સંબંધ પણ ઉપર જણાવ્યું તેમ આ પ્રમાણે દેખાડવામાં આવ્યો છે. 'શ્રૌત-સ્માર્તરૂપ યજ્ઞ, દાન અને સ્વાધ્યાયાત્મક તપરૂપ કર્મોનો ક્યારેય પણ ત્યાગ કરવો ન જોઈએ; પરંતુ તેમનું આચરણ અવશ્ય કરવું જોઈએ; કેમ કે યજ્ઞ, દાન અને સ્વાધ્યાયરૂપ તપ મુમુક્ષુઓના ચિત્તને શુદ્ધ કરે છે.

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत्।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्॥' (૧૮-૫)

વળી 'અશુદ્ધ ચિત્તવાળા મુમુક્ષુએ શ્રુતિ-સ્મૃતિ વિહિત નિત્ય કર્મોનો ત્યાગ કરવો જોઈએ નહીં, જો મોહ અને

પ્રમાદવશ તેમનો ત્યાગ કરવામાં આવે તો તે ત્યાગ તામસ ત્યાગ કહેવાય છે.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥' (૧૮–૭)

વળી 'સાંખ્ય સંબંધી બુદ્ધિથી યુક્ત બ્રહ્મજ્ઞાની પુરુષ પુણ્ય અને પાપ બંનેના સંબંધને છોડી દે છે, તેથી જ્ઞાનયોગ માટે તમો યત્ન કરો, કેમ કે પુણ્યપાપની નિવૃત્તિમાં કેવળ યોગ જ શ્રેષ્ઠ સાધન છે.

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥' (૨–૫૦)

કર્મ શબ્દનો બીજો અર્થ આપણાં આ જન્મ અને પૂર્વજન્મનાં કર્મોનો સંચય એવો થાય છે. જેમાં એ કર્મવાદ અર્થાત્ કર્મના સિદ્ધાંતરૂપે જાણવામાં આવ્યો છે, જેની આપણે આગળના પ્રકરણમાં હવે પછી ચર્ચા કરીશું.

આ પરથી જણાય છે કે જ્ઞાન, ભક્તિ અને કર્મ આ શબ્દો ગીતામાં વિભિન્ન અર્થોમાં વપરાયા છે ને તે જે પ્રકારના સંદર્ભમાં વપરાયા હોય તેવો સંબંધ જાણી લઈને દરેક વખતે તેમનો વિશિષ્ટ અર્થ આપણે શોધી લેવાનો હોય છે. એક વાત એ પણ ખાસ ધ્યાનમાં લેવાની છે કે આ ત્રણે ભાવો જ્ઞાન, કર્મ અને ભક્તિ એકબીજા સાથે પરસ્પર જોડાયેલા છે; કારણ કે ચિત્તની ત્રણે શક્તિઓ–બુદ્ધિ, ભાવના ને ઇચ્છાશક્તિને–એકબીજીથી છૂટી પાડી શકાતી નથી.

હવે આપણે બીજા શબ્દ 'યોગ' પર આવીએ છીએ. આ અગાઉ આપણે જોયું તેમ આ યોગ શબ્દ પણ અનેકાર્થમાં વપરાયો છે. એનો પ્રાથમિક મુખ્ય અર્થ તો જોડવું કે સંયોજન કરવું એવો થાય છે. બીજી ગૌણ રીતે એનો

અર્થ સમત્વ, તુલ્યતા, સંકલન, અખંડપણું તેમ જ શારીરિક અને માનસિક શક્તિઓનું નિયંત્રણ–સંયમ એવો પણ વિભિન્ન સ્વરૂપનો એનો અર્થ થાય છે, 'समत्वं योग उच्यते' (૨–૪૮) એટલે કે 'સમત્વ' એ યોગ કહેવાય છે. આ વાક્યનો અર્થ એવો છે કે મનોનિગ્રહથી (ચિત્તની) સમતા–સમત્વ પ્રાપ્ત કરાય છે. વળી આ યોગ શબ્દ કળા અથવા સાધનના અર્થમાં પણ વપરાયો છે, જેમ કે 'કર્માચરણમાં યોગ જ પરમ સાધન છે.' (૨–૫૦) સાંખ્ય અર્થાત્ જ્ઞાન સાથેની સરખામણીમાં કર્તવ્યાનુષ્ઠાન વિષે બીજે કેટલેક સ્થળે યોગ શબ્દના અર્થને મર્યાદિત કરી દેવામાં આવ્યો છે તેથી કેટલાક ભાષ્યકારોએ કર્મયોગને ગીતાનો મુખ્ય સિદ્ધાંત હોવાનું માન્યું છે. તોપણ ગીતાના ૧૮મા અધ્યાયના ૫૭મા શ્લોકમાં, ત્રીજા અધ્યાયના ત્રીજા અને સાતમા શ્લોકમાં તેમ જ બારમા અધ્યાયમાં અને અન્ય કેટલેક સ્થળે યોગ શબ્દ બુદ્ધિ અને જ્ઞાન તેમ જ કર્મ અને ભક્તિ સાથે પણ જોડાયેલો છે. છઠ્ઠા અધ્યાયના ૪૬મા શ્લોકમાં જે કહેવામાં આવ્યું છે તે પરથી પ્રથમ દૃષ્ટિએ જ એમ જણાઈ આવે છે કે યોગી પુરુષ, તપસ્વી અર્થાત્ કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રતોનું આચરણ કરનારા ઋષિમુનિઓ, પવિત્ર પુસ્તકોનું કેવળ જ્ઞાન ધરાવનારા જ્ઞાનીઓ તેમ જ શ્રૌત–સ્માર્ત કર્મોનું શાસ્ત્રીય વિધિ પ્રમાણે કેવળ આચરણ કરનારા કર્મઠ અર્થાત્ કર્મી પુરુષો કરતાં શ્રેષ્ઠ છે. યોગ શબ્દનો પૂરેપૂરો અર્થ સ્પષ્ટ રીતે અહીંયાં જણાઈ આવ્યો છે અને આખી ગીતાના સામાન્ય અભિપ્રાય સાથે એ તદ્દન બંધબેસતો અર્થ છે. 'યોગ' શબ્દના આ જુદા જુદા અર્થોએ, ગીતાના અનેક ભાષ્યકારોને કે જેમણે પોતાના પૂર્વકલ્પિત વિચારો અને મંતવ્યોને–

ગીતામાં વાંચ્યાં છે તેમને, પોતાના ભાષ્યમાં પોતાનું દષ્ટિબિંદુ રજૂ કરવા માટે પૂરતો અવકાશ આપી દીધો છે; પરંતુ ગીતા પુસ્તકનો સામાન્ય તાત્પર્યાર્થ જોતાં દરેક વ્યકિતના માનસિક વિકાસ પ્રમાણે જ્ઞાન, ભકિત અને કર્મ એ દરેકના ભાવને દઢપણે વ્યકત કરવા સાથે એ ત્રણેનું જોડાણ–સંયોગ થાય, એ જ 'યોગ' શબ્દનો સયુકિતક અર્થ હોવાનું નિશ્ચિત કરી શકાય. એ રીતે દરેક માણસ પોતાને સારી પેઠે અનુકૂળ હોય તેવો વિશિષ્ટ પ્રકારનો યોગ નક્કી કરી લઈ શકે. એટલા માટે ભ્રાન્ત બુદ્ધિવાળા માણસ માટે ગીતાના બીજા અધ્યાયના ૫૩મા શ્લોકમાં યોગને આ પ્રમાણે વર્ણવવામાં આવ્યો છે:

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि॥ (૨–૫૩)

શ્રુતિઓએ ક્યાંક વિવિધ કર્મ, તેમનાં અનેક ફળો અને તેમના મહિમાનું પ્રતિપાદન કર્યું છે; ક્યાંક વિવિધ ઉપાસનાઓ, તેમનાં વિશિષ્ટ ફળો ને તેમની મહત્તાનું પ્રતિપાદન કર્યું છે; ક્યાંક સગુણ બ્રહ્મ તેની ઉપાસના ને તેનું માહાત્મ્ય તેમ જ તેના ફળના ઉત્કૃષ્ટપણાનું સમર્થન કરવામાં આવ્યું છે. એ જ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મ તેનું જ્ઞાન, તેનું માહાત્મ્ય અને તેના વિશિષ્ટ ફળનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ બધું સાંભળનાર માણસને ભ્રાન્તિ ઉત્પન્ન થામ છે, કે શું આ બધાની જ શ્રેષ્ઠતા છે, ખરેખર આમાંથી કયા તત્ત્વની ઉપાસના કરવી, સગુણની કે નિર્ગુણની અથવા બંનેની! કોણ શ્રેષ્ઠ અને કોણ નિકૃષ્ટ–વગેરે સંદેહમાં માણસની મતિ મુઝાઈ જાય છે, ત્યારે એ સર્વ વસ્તુઓનો શાસ્ત્રના મનનથી, શ્રુતિ, સ્મૃતિ અને યુકિતના બળથી અને ગુરુના ઉપદેશથી

સંદેહ યથાર્થ રીતે દૂર થઈ ગયા પછી જ્યારે તમારી બુદ્ધિ નિશ્ચલ થઈને પરબ્રહ્મમાં દૃઢતાથી સ્થિર થશે, ત્યારે તમને જ્ઞાનયોગની પ્રાપ્તિ થશે.

ધાર્મિક આચરણમાં સંલગ્ન થયેલા માણસો માટેનો યોગ છઠ્ઠા અધ્યાયના ૪૪ મા શ્લોકમાં દર્શાવવામાં આવ્યો છે.

'पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ (૬-૪૪)

પૂર્વજન્મમાં શ્રદ્ધા, તીવ્ર મોક્ષની ઇચ્છા અને અત્યંત વૈરાગ્યથી લાંબા સમય સુધી નિત્ય અને નિરંતર નિયમિતપણે કરાયેલા અભ્યાસના વેગથી સર્વ કર્મોનો વિધિપૂર્વક ત્યાગ કરી તે યોગભ્રષ્ટ યતિ પોતે ન ઇચ્છતો હોવા છતાં પણ યોગનિષ્ઠામાં પ્રવૃત્ત થાય છે. પરબ્રહ્મનો જિજ્ઞાસુ પણ વેદોપદેશ અને તેનાથી પ્રતિપાદિત કર્મનું અતિક્રમણ કરી અર્થાત્ વેદવિહિત સર્વ કર્મનો ત્યાગ કરી શ્રવણાદિમાં જ પ્રવૃત્ત થાય છે.'

મન અને તેની શક્તિઓની સેંદ્રિય એકતા માટે દરેક સ્થળેજે રશોરથી બોલાઈ રહ્યું છે તેનો ભંગ થવો ન જોઈએ પરંતુ સર્વ રીતે તેને પ્રબળ બનાવવું જોઈએ. એક હીરાને કાપીને જો તેના ત્રણ પાસા પાડવામાં આવે તો બીજા બે પાસામાંથી આવતા પ્રકાશને લીધે દરેક પાસો વધુ ને વધુ ચળકે છે ને આમ થવાથી આખો હીરો સપ્રમાણ દેખાવ રજૂ કરે છે. એ જ પ્રમાણે માનવીના ચિત્તની સર્વ શક્તિઓને પ્રવૃત્તિમાં આણવાથી એ વિપુલ સામર્થ્ય પ્રાપ્ત કરે છે. એ જ આત્મસાક્ષાત્કાર અને મુક્તિનો માર્ગ છે. એ ધ્યેયની પ્રાપ્તિ માટે જો માણસ કૃતનિશ્ચય બને તો મનુષ્યના આંતરજીવનમાં કામ કરતા પ્રવૃત્તિના નિયમો તેને તેમ કરવામાં મદદ કરે છે; કારણ કે એ જ ખરો પ્રાકૃતિક

ઉપાય છે. આવેશ અને વાસનાઓનું કેવળ દમન, તીવ્ર વૈરાગ્યનું જીવન, નિસર્ગનું કેવળ જ્ઞાન, મનનો ઉદ્વેગાત્મક ઉત્સર્ગ, ધાર્મિક વિધિઓ કે ક્રિયાઓમાં સંસક્તિ, અથવા આત્મકર્તવ્યોમાં વિમુખતા માણસને પોતાના જીવનનું ધ્યેય પાર પાડવા માટે શક્તિમાન બનાવી શકશે નહીં. એ ધ્યેય પાર પાડવા માટે એક માત્ર ચોક્કસ ઉપાય તો યોગ જ છે, જે નિસર્ગના આભ્યંતર અને બાહ્ય નિયમોને અનુરૂપ છે. એવો યોગ-જીવનની વાસ્તવિક કળા છે.

હવે આપણે ગીતાની છેલ્લી અને અત્યંત અગત્યની, 'આત્મા' તરીકે ઓળખાતી, સંજ્ઞા પર આવીએ છીએ. એનો પ્રાથમિક અર્થ 'આત્મા' થાય છે; અર્થાત્ જે વસ્તુ વાસ્તવિક રીતે વિદ્યમાન છે જ. એનો વ્યુત્પન્નાર્થ તત્ત્વ અથવા પ્રાણીનો પ્રત્યગાત્મા એવો થાય છે; એના ગુણધર્મો બદલાતા હોવા છતાંય એની બાહ્ય પ્રત્યક્ષતા પાછળ પણ તે જેવો ને તેવો જ રહે છે. દરેક સજીવ કે નિર્જીવ વસ્તુમાં આત્મા પ્રત્યક્ષપણે વ્યાપીને રહેલો છે. આ વિશ્વાત્મા સગુણ કહેવાય છે ને તે જ વ્યક્ત બ્રહ્મ છે. આ સમસ્ત વૈદિક અને ઔપનિષદિક તત્ત્વજ્ઞાનનો મૂળ સિદ્ધાંત ને એના શ્રેષ્ઠ બંધારણનો પાયો છે. ગીતામાં ઉપનિષદોનો સાર રહેલો છે ને આ વિષયને પોતાની વર્ણનાત્મક અને અચર્ચાત્મક રીતે ભિન્ન ભિન્ન સ્થળોએ-ખાસ કરીને-બીજા, તેરમા અને પંદરમા અધ્યાયમાં-ચર્ચે છે. આપણે એ ચર્ચામાં ઊતરીએ તે પહેલાં 'આત્મા' શબ્દ જે જુદા જુદા અર્થમાં વપરાયો છે, તેનાં સ્વરૂપો જાણી લેવાં જરૂરી છે. અગાઉ આપણે જોઈ ગયા તેમ અધ્યાય ૭માના ૪ અને ૫મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે મનુષ્યસ્વભાવ એક પક્ષે અપરા અને પરા અર્થાત્

નિકૃષ્ટ ને શ્રેષ્ઠ પ્રકૃતિ ને બીજે પક્ષે માનસિક ને આધ્યાત્મિક પ્રકૃતિમાં વહેંચાયેલો છે. તેથી મનુષ્યનો જીવ-ઉત્તમ અને અધમ-બે પ્રકારનો છે. ઇંદ્રિયો, મન અને બુદ્ધિ તેની નિકૃષ્ટ ને જડ પ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવીને રહેલાં છે; અને ૩ જા અધ્યાયના ૪૨ મા શ્લોકમાં જણાવેલો-

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥

બુદ્ધિ આદિનો પ્રકાશક આત્મા આધ્યાત્મિક ઉચ્ચ પ્રકૃતિ સાથે સંબંધ ધરાવીને રહેલો છે; તોપણ બંને-આત્માને નામે જ ઓળખાય છે; અને એનું કારણ એટલું જ છે કે એ બંને પરા અને અપરા પ્રકૃતિ મનુષ્યના દેહાત્મા સાથે સંબંધ ધરાવે છે. એનો ચોક્કસ અર્થ શોધી કાઢવા માટે એ આત્મા જે અર્થમાં વપરાયો છે તેનો સંબંધ જોવો પડશે. ઘણી વખતે એક જ શ્લોકમાં એ બંને અર્થોમાં વપરાયેલો હોય છે. જેમ કે: 'શ્રવણાદિથી ઉત્પન્ન થયેલા આત્મજ્ઞાનથી યુક્ત પુરુષે પોતાની જાતે જ પોતાનો ઉદ્ધાર કરવો, ક્યારેય પણ (બહિર્મુખ થઈને) પોતાનો વિનાશ કરવો નહિ; કેમ કે તે પંડે જ પોતાનો મિત્ર છે ને જાતે જ પોતાનો શત્રુ છે. જેણે આત્મા વડે આત્માને જીત્યો તેનો આત્મા પોતાનો મિત્ર છે પરંતુ અણજિતાયેલો આત્મા શત્રુની પેઠે તેનો વિરોધી છે.' (અ. ૬, શ્લોક ૫,૬). 'પરબ્રહ્મને આત્મરૂપ જોતો યોગી પરમાનંદને પ્રાપ્ત થાય છે,' (અ. ૬-૨૦). 'મનમાં ઉત્પન્ન થયેલી સર્વ કામનાઓનો માણસ પરિત્યાગ કરે છે ને પોતાની જાતમાં જ્યારે સ્વસ્વરૂપથી સંતુષ્ટ રહે છે, ત્યારે તે ઠરેલ બુદ્ધિવાળો-સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.' (અ. ૨-૫૫), 'બુદ્ધિ કરતાં પણ આત્મા

શ્રેષ્ઠ છે એમ જાણીને આત્મા વડે આત્માનો નિગ્રહ કરવો;' વગેરે ( અ. ૩–૪૩ ). આ વચનો ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ આત્મા વચ્ચેના ભેદને કહે છે. જોકે એ બન્ને આત્માનાં સ્વરૂપો તો એક જ સરખાં છે. હવે પરબ્રહ્મના તત્ત્વરૂપ ઉચ્ચ આત્માના ધર્મને લગતો વિષય આપણે હાથ ધરવાનો છે. એ આપણને વિશ્વવિદ્યા કે ગીતાની આત્મતત્ત્વવિદ્યા પ્રત્યે લઈ જાય છે.

## ૫ : ગીતાનું વિશ્વશાસ્ત્ર

પ્રાચીન વિશ્વદ્રષ્ટાઓએ જગતને પોતાના જીવનમાં પ્રત્યક્ષ અનુભવ્યું ને જાણ્યું અને તેઓ સ્પષ્ટપણે જે વસ્તુ જાણી શકયા નહીં તેને તેઓએ પોતાના આંતર્જ્ઞાન ને કલ્પનાથી સંકલિત કરી લીધી. અત્યારની વૈજ્ઞાનિક પદ્ધતિ વડે પ્રયોગાત્મક નિરીક્ષણ સુધી નિસર્ગનાં ગૂઢ રહસ્યોનું સૂક્ષ્મ પરીક્ષણ કરી અને તેમને પોતાને અધીન કરીને તેમનું માપ કાઢવાનું તેઓ શીખ્યા ન હતા. પ્રત્યક્ષ અવલોકન, ધ્યાન ( ચિંતન ) અને ભાવના—એ નિસર્ગનાં ગૂઢ તત્ત્વોને ઊંડાણથી જાણવા માટેની તેમની એક પ્રક્રિયા હતી. મનુષ્યના કુમળા ચિત્તે નિસર્ગના અનુભવમાં આત્મરૂપ નિહાળ્યું. સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો અને તારાઓ જેવાં દિવ્ય તત્ત્વો વિષેનું તેમનું જ્ઞાન કલ્પનામૂલક હતું અને તેનો મોટો ભાગ હવે વૈજ્ઞાનિક શોધોની પ્રગતિને લીધે લુપ્ત થયો છે. પરંતુ ભારતીય આર્યોની એક મહાન સિદ્ધિ તો વિશ્વના સકળ પદાર્થોમાં વ્યાપ્ત થઈને રહેલા પરબ્રહ્મ વિષેના સહજ અવબોધની છે; જે સિદ્ધિ તત્ત્વજ્ઞાનના આધિપત્યમાં આજે પણ અણુશોધાયેલી રહેલી છે, એ પરબ્રહ્મ, વિશ્વાત્મા અથવા તો વિશ્વપુરુષ છે;

ને પ્રકૃતિ અથવા માયા—એ તેનું બાહ્ય વ્યક્ત સ્વરૂપ છે. આપણે જોયું તેમ, આદિ વેદોમાં આ વિચાર જે અસ્પષ્ટ હતો તે ચિંતનાત્મક ભાવનાઓનો વિકાસ થવા સાથે વધુ સ્પષ્ટ થયો અને ઉપનિષદોમાં સારી પેઠે સ્થાપિત થયો. આપણે આ આત્માને ગમે તે નામ આપી શકીએ ને તેને બ્રહ્મ, આત્મા, તેજ, ચૈતન્ય અથવા તો ઈશ્વર કહીએ છીએ. ઔપનિષદિક તત્ત્વવેત્તાઓ તેને બ્રહ્મ કહે છે. તેમના ગાઢ ચિંતને તેમને એવા નિર્ણય પર આણ્યા કે દરેક વસ્તુ કે જે અસ્તિત્વ ધરાવતી હોય તેનાં આદિ, સાતત્ય અને અંત હોય છે; પરંતુ તે અંત તેના અંતરતત્ત્વનો નથી પરંતુ કેવળ તેના સ્વરૂપ અને નામ-સંજ્ઞાનો છે. વસ્તુતત્ત્વ તેના બાહ્યસ્વરૂપમાં થતા ફેરફાર વચ્ચે વિદ્યમાન રહે છે અને તે તત્ત્વ કે જે ખંડિત અથવા તો ખલાસ થતું જણાય છે તે તદ્દન વિનાશ પામતું નથી, પરંતુ નિસર્ગનાં તત્ત્વોના જુદા જોડાણ સાથે ફરીથી રજૂ થાય છે. વળી થોડા સમય પછી ફરીથી ખંડિત થાય છે, ને આ પ્રમાણે—આપણે કહી શકતા નથી કે ક્યાં સુધી—શાશ્વત ક્રમ ચાલ્યા કરે છે એટલે કે કોઈ પદાર્થનો, ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ક્રમ તેનાં ભિન્ન ભિન્ન સ્વરૂપમાં એકસરખો અનંત કાળ સુધી ચાલતો જ રહે છે. વધુમાં એ પ્રાચીન વિશ્વદ્રષ્ટાઓએ એ પણ જાણ્યું કે, આપણી બુદ્ધિ એવા નિર્ણય પર આપણને લઈ જાય છે કે કોઈ પણ કાર્ય થવાને માટે કોઈ ને કોઈ કારણ હોય જ છે ને એ પ્રમાણે આપણે અહેતુક હેતુ અર્થાત્ આદિ કારણ સુધી આવી પહોંચીએ છીએ. જે પરિવર્તનશીલ છે અને બીજી વસ્તુઓ સાથે સંબંધ ધરાવતો હોવાનું જણાય છે તે પરબ્રહ્મરૂપે પૂર્વકલ્પિત કોઈ તત્ત્વ છે, દરેક વખતે ભિન્ન ભિન્ન

સ્વરૂપમાં જે કાંઈ દેખાય છે તે ક્ષણભંગુર અને અવાસ્તવિક છે તેથી એમ લાગે છે કે વાસ્તવિક તત્ત્વ જેવી કોઈ વસ્તુ અવશ્ય હોવી જોઈએ કે જેના આ સર્વ દૃશ્યભાવો અસ્તિત્વ ધરાવે છે.

મનુષ્યજાતિમાં રહેલા બુદ્ધિતત્ત્વરૂપી આત્મજ્ઞાનના પ્રકાશે એવું કલ્પેલું છે કે આ પરબ્રહ્મ કોઈ અત્યંત દીપ્તિમાન તેજ છે જે મનુષ્યની આત્મ–ચૈતન્ય પ્રકૃતિ કરતાંય પર અને શ્રેષ્ઠ છે અને તે સકળ વિશ્વસૃષ્ટિમાં ગુપ્ત શક્તિરૂપે રહેલ છે. 'સૃષ્ટિ' શબ્દથી એવો અર્થ લેવાનો નથી કે સકળ વિશ્વનું સૃજન એક જ સમયે થયું છે ને તેનો વિનાશ પણ એકસાથે જ થઈ જવાનો છે. પુનરાવર્તિત અને ફરતા ચક્રમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયના ક્રમમાં આ સતત સર્જન છે. અર્થાત્ ફરતી રહેલી રહેંટ-માળ પ્રમાણે જન્મમરણનો ક્રમ એકસરખી રીતે આ સૃષ્ટિમાં ચાલ્યા જ કરે છે. એ ઉત્પત્તિ, સ્થિતિ અને લય સૃજનની ભિન્ન ભિન્ન ભૂમિકાઓ છે. કોઈ પણ ઉચ્છેદ પામતું નથી કે નથી વિનાશ પામતું; પરંતુ બીજા આકારમાં ફરીથી ઉત્પન્ન થવા કે જન્મવા માટે વિશ્વસત્તાના પ્રવાહ-માં વિલીન થઈ જાય છે, તે અખિલ જગતરૂપી બ્રહ્મમાં પ્રત્યેક પ્રાણી સૂક્ષ્મ જગતરૂપે રહીને જીવનવ્યાપાર કરતું હોય છે. સારાંશ એ છે કે 'આત્મા' એ જ બ્રહ્મ છે. આમ હોવાથી તે જ્ઞાનનો વિષય છે તેથી કેવળ ઇંદ્રિય અને બુદ્ધિ-ગ્રાહ્ય અન્ય કુદરતી તત્ત્વોની પેઠે એને જોઈ શકાય તેવો કોઈ પદાર્થ નથી. તેથી બીજા પદાર્થો જે રીતે જાણી શકાય છે તે જ પદ્ધતિએ એ જાણી શકાતો નથી. એવા અર્થમાં તો એ કયારેય, જરા સરખો પણ જાણી શકાતો નથી પરંતુ આંતર્દર્શન અને ધ્યાન વડે, આત્મા વડે આત્મામાં આત્મા-

નુભવ કરી શકાય છે. એની કેવલ કલ્પના કરી શકાય છે પરંતુ એને જાણી શકાતો કે સમજી શકાતો નથી; કારણ કે પરબ્રહ્મના કાંઈ જ ગુણો હોઈ શકતા નથી કે જેથી તે ગુણો વડે આપણે એને જાણી શકીએ; પરંતુ કેવળ બૌદ્ધિક કલ્પના અથવા અનુમાનથી આપણે એના અસ્તિત્વનો અનુભવ કરી શકીએ છીએ.

કેનોપનિષદમાં આ વિષય તેજસ્વી રીતે છતાં સ્પષ્ટપણે ચર્ચવામાં આવ્યો છે. એ કહે છે કે,' આ કેવળ આત્માની શક્તિ છે કે જેને લીધે કાન સાંભળે છે; આંખ જુએ છે; વાણી બોલે છે; મન સમજે છે ને જીવનકાર્ય ચાલે છે. જ્ઞાની પુરુષ આત્માને આ શક્તિઓથી જુદો પાડી ઇંદ્રિય જીવનમાંથી ઉત્થાન પામી અવિનાશીપણું પામે છે.' અર્થાત્ જે આ મન, પ્રાણ અને સઘળી ઇંદ્રિયોનું સર્વ જગતનું પરમ કારણ છે, જેનાથી આ સર્વ ઉત્પન્ન થયેલાં છે, જેની શક્તિથી એ બધાં પોતપોતાનું કાર્ય કરવામાં સમર્થ થઈ રહ્યાં છે અને જે એ સર્વને જાણનારો છે તે પરબ્રહ્મ પુરુષોત્તમ જ એ સર્વનો પ્રેરક છે, તે પરબ્રહ્મને જાણીને જ્ઞાનીજન જીવનમુક્ત થઈ આ લોકમાંથી પ્રયાણ કરી ગયા પછી અમૃતસ્વરૂપ એટલે કે વિદેહમુક્ત થઈ જાય છે; અર્થાત્ જન્મ-મરણથી હંમેશને માટે છૂટી જાય છે.

श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं स उ प्राणस्य प्राणः ।
चक्षुषश्चक्षुरतिमुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥'

(કે. ૧, ૨)

વળી આગળ ચાલતાં કહે છે કે, 'વાણી વડે જે વ્યક્ત કરી શકાતો નથી પરંતુ જે વાણીને વ્યક્ત કરે છે; જેને મન-બુદ્ધિ જાણી શકતાં નથી પરંતુ તે મન-બુદ્ધિનો જ્ઞાતા

છે; જેને નેત્રો જોઈ શકતાં નથી પરંતુ જેની શક્તિ અને પ્રેરણા નેત્રાદિ જ્ઞાનેન્દ્રિયોના કાર્યને જાણે છે; જેને શ્રવણ-શક્તિ ગ્રહણ કરી શકતી નથી પરંતુ તે શ્રોત્રેંદ્રિયનો જ્ઞાતા, પ્રેરક અને તેને સાંભળવાની શક્તિને આપનારો છે; જે પ્રાણ વડે ચેષ્ટાયુક્ત થતો નથી પરંતુ જેના વડે પ્રાણ ચેષ્ટિત થાય છે, જે જીવનને પ્રેરિત કરે છે તે જ બ્રહ્મ છે.' સારાંશ એ છે કે પ્રાકૃત મન, પ્રાણ તથા ઇંદ્રિયોથી જે વિષયોની ઉપલબ્ધિ થાય છે તે બધા જ પ્રાકૃત હોય છે તેથી તેમને બ્રહ્મનું વાસ્તવિક સ્વરૂપ માની શકાતું નથી; માટે એ મન પ્રાણ અને ઇંદ્રિયોની ઉપાસના તે પરબ્રહ્મની ઉપાસના નથી. સામાન્ય અર્થમાં આપણે તેને જાણીએ છીએ એમ લાગે; પરંતુ વાસ્તવિક અર્થમાં આપણે તેને જાણતા નથી. આ વાત એ જ પ્રસ્તુત ઉપનિષદમાં ગુરુ અને શિષ્યના સંવાદરૂપે ખૂબ સ્પષ્ટતાથી સમજાવવામાં આવી છે.

શિષ્યને ઉદ્દેશીને ગુરુ તેને કહે છે કે, 'મેં તને ઉપદેશેલા બ્રહ્મતત્ત્વને સાંભળ્યા પછી જો તું એમ માનતો હોય કે, એ બ્રહ્મને તું બરોબર જાણી ગયો છે તો એટલું ખરું કે તે બ્રહ્મના સ્વરૂપને તેં ઘણું જ થોડું જાણ્યું છે; કારણ કે તે પરબ્રહ્મનો અંશભૂત જે જીવાત્મા છે તેને જ; અથવા સમસ્ત દેવતાઓમાં એટલે કે મન, બુદ્ધિ, પ્રાણ, ઇંદ્રિય, આદિમાં જે બ્રહ્મનો અંશ છે, જેને લીધે તેઓ પોતપોતાનું કામ કરવામાં સમર્થ થઈ રહ્યા છે તેને, જો તું બ્રહ્મ માનતો હોય તો તારું આ પ્રમાણે સમજવું યથાર્થ નથી. બ્રહ્મ આટલું જ નથી. આ જીવાત્માને અને સમસ્ત વિશ્વ—બ્રહ્માંડ માં વ્યાપેલી જે બ્રહ્મની શકિત છે તે બધાને એકત્ર કરીને પણ જોવામાં આવે તો તે બ્રહ્મનો એક અંશમાત્ર છે; એટલા

માટે તેં સમજેલું આ બ્રહ્મતત્ત્વ તારે ફરીથી વિચારી જોવા જેવું છે.'

એટલે શિષ્ય બ્રહ્મને વિષે કહે છે કે, 'તે બ્રહ્મને હું સારી પેઠે જાણું છું એમ હું માનતો નથી; તેમ એમ પણ હું માનતો નથી કે હું તેને જાણતો નથી; કેમ કે હું તેને જાણું પણ છું. તોપણ મારું આ જાણવું, જ્ઞેય વસ્તુને જ્ઞાતા જે રીતે જાણે છે તેવું નથી; મારું આ જાણવું તેનાથી તદ્દન વિલક્ષણ ને અલૌકિક છે. તેથી જો હું એમ કહી રહ્યો છું કે, 'હું તેને જાણતો નથી, એમ પણ નથી ને તેને જાણું છું, એમ પણ નથી તોપણ હું તેને જાણું છું.' મારા આ કથનના રહસ્યને અમારામાંથી ખરી રીતે તે જ સમજી શકે છે કે, જે તે બ્રહ્મને જાણે છે.

नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च।
यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च॥' (કે. ૨, ૨)

ગુરુ આનો જવાબ આપતાં કહે છે કે, 'એ બ્રહ્મને પોતે જાણે છે એમ માનનારો તેને જાણતો નથી; પૂર્ણ જ્ઞાન ધરાવનારો જ્ઞાની તેને જાણતો નથી, પરંતુ અજ્ઞાનીને તે જ્ઞાત છે.'

તાત્પર્યાર્થ એ છે કે, જે એવું માને છે કે તેણે બ્રહ્મને જાણી લીધું છે, પોતે જ્ઞાની છે, તેવો માણસ હંમેશાં ભ્રમમાં રહેલો છે; કેમ કે બ્રહ્મ આ પ્રમાણે જ્ઞાનનો વિષય નથી. જ્ઞાનનાં જેટલાં સાધનો છે તેમાંનું એક પણ એવું નથી જે બ્રહ્મ સુધી પહોંચી શકે; એટલા માટે આ પ્રમાણે જાણનારાઓ માટે પરમાત્મા સદા અજ્ઞાત છે. જ્યાં સુધી જાણવાનું અભિમાન રહે છે ત્યાં સુધી પરમેશ્વરનો સાક્ષાત્કાર થતો નથી.

यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ (કે. ૨ ૩)

બીજા શબ્દોમાં પણ યોગ્ય જ કહેવામાં આવ્યું છે કે, 'માણસ પોતે કેટલું થોડું જાણે છે. એટલું સમજવા માટે પણ એને કેટલું જાણવું પડે છે. એ એક વિચિત્ર હકીકત છે.'

આ વાત સચોટપણે કેટલી સાચી છે એ હકીકત ખુદ ઉપનિષદોમાંથી જોઈ શકાય છે. ઉપનિષદો એકસરખા વિચારને અનુરૂપ દર્શનો નથી. ચાર વેદોમાંના દરેક વેદ સાથે તેઓ સંબંધ ધરાવે છે અને કેટલાક સૈકાઓમાં, ભિન્ન ભિન્ન આર્ષદ્રષ્ટા ઋષિમુનિઓ વડે તે તૈયાર થયેલાં છે. વિશ્વાત્મા અને પૃથગાત્મામાં બ્રહ્મ અથવા તો આત્મતત્ત્વ એકસરખું છે અને તે સર્વ ઉપનિષદોમાં, ખરેખર સામાન્ય છે પરંતુ બ્રહ્મનો યથાર્થ પ્રકાર અને માયા સાથે અર્થાત્ લૌકિક વિષયો સાથેના તેના સંબંધના વિષયમાં પ્રાચીન અને અર્વાચીન ઉપનિષદો વચ્ચે મહાન ભિન્નતા છે. મુખ્યત્વે તેઓ વેદાંત દર્શનને માને છે, પરંતુ તે વેદાંત દર્શનમાં પણ ભિન્ન ભિન્ન મતો બદલાતા રહેલા વિચારોવાળા સૈકાઓમાં વચ્ચે જતા હતા. એની કેવળ અને નિર્ગુણ બ્રહ્મની માન્યતા એના સયુક્તિક નિર્ણય પર જઈને શુદ્ધ અદ્વૈતવાદમાં વિકસે છે જેમાં માયાજગત કેવળ આભાસ છે. તદુપરાંત આપણે બ્રહ્મમાં કોઈ વિશિષ્ટ ગુણનું આરોપણ કર્યા વિના આપણા મનના સીમિત વર્તુલમાં બ્રહ્મની કલ્પના કરી શકતા નથી તેમ એનો ભાવ આણી શકતા નથી. એ માત્ર આદિબીજ કે મૂલતત્ત્વરૂપે રહે છે ને એને કોઈ જાતિ પણ આપી શકાતી નથી. આપણે એને નાન્યતર જાતિમાં વ્યક્ત કરવાનું રહે છે ને 'પેલું' કે 'આ' આ રીતે આપણે એને

સંબોધીએ છીએ; કારણ કે જાતિ ઉત્પન્ન થયેલા જગત સાથે સંબંધ ધરાવતી હોય છે. વળી તર્કપૂર્ણ ચોકસાઈથી આપણે કહી શકતા નથી કે જગત એ પોતે જ બ્રહ્મ છે અથવા તો બ્રહ્મ, એની ઉત્પત્તિ થયા પછી, એના આત્મારૂપે એનામાં પ્રવિષ્ટ થાય છે. વળી માયા એ અંશતઃ વાસ્તવિક છે કે અવાસ્તવિક; બ્રહ્મ સાથે એનો ખરેખરો શો સંબંધ હોવાનું કલ્પી શકાય? બ્રહ્મ અને પ્રકૃતિ વિષે શો મત છે? જો બ્રહ્મને પુરુષ અથવા તો ઈશ્વર માનવામાં આવે તો તે કોઈ પણ ગુણ કે ધર્મ વગરનો કઈ રીતે હોઈ શકે? આ બધા મૌલિક પ્રશ્નોએ મનુષ્યના ચિત્તને એના બાલ્યકાળથી ઉદ્વિગ્ન કરી મૂક્યું છે અને દર્શનની પ્રત્યેક શાખામાં દરેક જમાનામાં એ પ્રશ્નો મનુષ્યના મનને ઉદ્વિગ્ન કરતા રહેશે. પ્રસ્તુત પ્રશ્નોના ઉત્તરો હંમેશાં ઓછાવત્તા પ્રમાણમાં વિવાદાસ્પદ રહેવાના છે. જો બ્રહ્મ કોઈ પણ રીતે જાણી શકાય તેમ નથી તો પછી કોઈએ પણ એના માટે મગજમારી કરવાની કે કષ્ટ ઉઠાવવાની આવશ્યકતા નથી; પરંતુ મનુષ્યનું મન એવા નિર્ણય પર આવ્યા વિના રહી શકતું નથી કે, એક તત્ત્વ એવું આદિ બીજતત્ત્વ છે કે જે પોતાના ગૂઢ નિયમોથી સમસ્ત સૃષ્ટિને સંકલિત કરી રાખે છે; ને આધુનિક વૈજ્ઞાનિકો પણ આ જ નિર્ણય ઉપર આવેલા છે. અંતે તો વૈજ્ઞાનિક સિદ્ધાંત પણ શ્રદ્ધા પર–અલબત્ત, બૌદ્ધિક શ્રદ્ધા પર આધાર રાખે છે. જે એમ માને છે કે નિસર્ગના નિયમો, કે જે આજે અમલમાં છે તે, આવતી કાલે પણ એ પ્રમાણે જ અમલમાં રહેવાના છે. એટલા માટે બ્રહ્મ અને માયાના સંબંધમાં ભિન્નભિન્ન મતો ધરાવવા માટે પૂરતો અવકાશ છે; અને આ વસ્તુએ આપણને નિશ્ચિત નિયમો પ્રમાણે કામ

કરતા એક મૂળતત્ત્વના સમસ્ત વિશ્વમાંના અસ્તિત્વની માન્યતામાંથી વિચલિત કરવા જોઈએ નહીં કે જેના વિષેની સમજણ આપણા વાસ્તવિક જ્ઞાનનું નિર્માણ કરે છે. એ સાથે જ આપણે એવા ગૂઢ સિદ્ધાંતોના સંબંધમાં અવશ્ય ઉત્પન્ન થનારા વિભિન્ન વિચારો સમજવામાંથી ક્યારેય પાછા પડવું જોઈએ નહિ, સર્વને સામાન્ય હોય તેવા મૂળના આધારને ન છોડી દેતાં, એ ભિન્ન વિચારોમાંથી આપણને ગમે તે એક વિચાર આપણે અપનાવી શકીએ છીએ. ભિન્ન વિચારોમાંના ગમે તે એક વિચારને અપનાવવાથી જે ધ્યેય પર પહોંચી શકાય છે તે પર પહોંચવા માટેની વૃત્તિ આપણા મનને સ્થિર કરે છે, તે શ્રદ્ધાને વધારે છે; કારણ કે પરબ્રહ્મની વાસ્તવિક પ્રકૃતિ વિષેનું ગમે તે ગુપ્ત સત્ય હશે તોપણ જે નિયમો વડે એ સકળ વિશ્વનું શાસન કરે છે તે, અને જે નિયમો પાળવા માટે આપણે બંધાયેલા છીએ તે નિયમોને આપણે જાણીએ તો બસ છે અને ગીતા પણ આપણને આ જ વાતનો ઉપદેશ આપે છે.

તોપણ ગીતાને સમજવા માટે કયા કયા વિભિન્ન મતો છે તે આપણે જોવું જોઈએ. ન્યાય અને તર્કસંમત એક મત છે તે કેવળ અદ્વૈત સંબંધી મત; ત્યાર પછીના કેટલાય સૈકાઓ બાદ શંકરાચાર્યે વ્યાવહારિક બુદ્ધિચાતુર્યથી અત્યંત તેજસ્વી રીતે આ અદ્વૈત મતનું પ્રતિપાદન કરી ઝીણવટથી તે સમજાવેલ છે. આ મત કેવળ બ્રહ્મની વાસ્તવિકતાનું જ પ્રતિપાદન કરે છે ને એને જાણવાથી દરેક વસ્તુ જાણવામાં આવી જાય છે; કારણ કે એની તુલનામાં અન્ય દરેક વસ્તુ અસત્ય છે પણ અવિદ્યાને લીધે અર્થાત્ આપણા અજ્ઞાનને લીધે તે સત્ય ભાસે છે. બૃહદારણ્યક અને કઠોપનિષદ પણ કહે છે કે,

'બ્રહ્મ વિના આ જગતમાં બીજું કાંઈ નથી.' આ જાવાતને અન્યરૂપે એ ઉપનિષદ (બૃહદારણ્યક) રજૂ કરતાં કહે છે કે, 'વ્યક્ત જગત બ્રહ્મની તુલનામાં અસત્ય છે ને તેથી બ્રહ્મ એ પરમ સત્ય છે; અર્થાત્ જગત સમગ્ર રીતે અસત્ય-મિથ્યા નથી.'

'स यथोर्णनाभिस्तन्तुनोच्चरेद्यथाऽग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युच्चरन्ति तस्योपनिषत्सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम् ॥ (બૃ. ૨, ૧. ૨૦)

જેવી રીતે કરોળિયો પોતાની અંદરથી ઉત્પન્ન કરેલા તાંતણાઓને આધારે વિચરે છે તે જ પ્રમાણે બ્રહ્મ પણ પોતે સર્જેલા જગતને આશ્રયે વિચરતું પ્રતીત થાય છે; અને જેવી રીતે અગ્નિમાંથી નાના નાના તણખા આમતેમ ઊડતા દેખાય છે તેવી રીતે આ જીવાત્મામાંથી સર્વ વાણી વગેરે ઇંદ્રિયો, સર્વ ભૂઃ આદિ લોકો, સૂર્ય વગેરે સર્વ દેવતાઓ, આકાશ આદિ પંચમહાભૂત નીકળે છે ને દેખાય છે; એ આત્મસ્વરૂપ બ્રહ્મ વિષેનું જ્ઞાન જ સત્યનું સત્ય છે ને એવી રીતે જ વાણી વગેરે ઇંદ્રિયો પણ તે બ્રહ્મના આશ્રયને લીધે સત્ય છે. જોકે આમ તો તેઓ વિનાશી છે. એ સર્વમાં એ આત્મા જ સત્ય, અવિનાશી છે.' છાંદોગ્ય ઉપનિષદમાં પણ બ્રહ્મ સાથે નાનાવિધ વિશ્વની એકતા સૂચવતાં કહ્યું છે કે,

'सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत। अथ खलु क्रतुमयः पुरुषो यथाक्रतुरस्मिँल्लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति स क्रतुं कुर्वीत ॥ (છાં. ૩, ૧૪, ૧)

જેનાથી આ જગત ઉત્પન્ન થાય છે, જેનામાં આ જગત લીન થાય છે, જેના વડે આ જગતનું પોષણ થાય છે. એવું આ સર્વ નામરૂપાત્મક જગત બ્રહ્મ છે; આમ

સમજીને રાગદ્વેષાદિથી રહિત થઈને પુરુષે બ્રહ્મની ઉપાસના કરવી; કેમ કે બુદ્ધિયુક્ત પુરુષ જેવી વાસના ધરાવતો હોય તેવી વાસના પ્રમાણે મરણ પછી તે આ લોકમાં જન્મે છે એવો વિશ્વાસ બ્રહ્મના ઉપાસકે રાખવો જોઈએ.'

વિશ્વ પોતે જ બ્રહ્મ છે એ વાત સમજવા માટે ઘણાં ઉપનિષદોએ સૃજનનો સિદ્ધાંત એવી રીતે અપનાવ્યો છે કે બ્રહ્મ વિશ્વને પોતાનામાંથી ઉત્પન્ન કરીને પછીથી તેના આત્મારૂપે એ એનામાં પ્રવેશ પામ્યું. એ બ્રહ્મને કરોળિયા સાથે સરખાવવામાં આવ્યું છે, જે પોતાની જાળ બનાવવા માટે પોતાના શરીરમાંથી તાંતણાઓ બહાર કાઢે છે ને પછી તેને ગૂંથે છે; પછી તેમાં એ પોતે દાખલ થાય છે ને ત્યાર પછી એ આખી જાળને પોતાની અંદર પાછી ખેંચી લે છે, બસ, આ જ પ્રમાણેનો અદ્વૈત મતનો સિદ્ધાંત છે કે બ્રહ્મ એકલું જ સત્ય છે ને જગત મિથ્યા—અસત્ય છે. કેવલ અદ્વૈત મત પ્રમાણે બ્રહ્મ અવ્યક્ત, અજ્ઞેય અને અમૂર્ત તત્ત્વ છે. એ સાથે જ આદિ ઉપનિષદોમાંથી મળી આવેલો અને ત્યાર પછીનાં ઉપનિષદોમાં પણ પ્રચલિત થયેલો સમાંતરવાદ એવા પ્રકારનો છે કે જેમાં બ્રહ્મને પુરુષ, ઈશ, ઈશ્વર (પ્રભુ) અને પરમેશ્વરરૂપે મૂર્ત શરીરી માનવામાં આવેલ છે. નાન્યતર જાતિમાં સંબોધાતું તે તત્ત્વ નરજાતિમાં સંબોધાવા લાગ્યું. એ પુરુષ એટલે 'માણસ'—એવો એનો અર્થ થતો નથી. એ પુરુષ શબ્દનું અંગ્રેજી ભાષાંતર 'પર્સન' અર્થાત્ વ્યક્તિ થાય પરંતુ તેનો અર્થ—મનુષ્ય, વ્યક્તિ—એવો થતો નથી; પરંતુ સમષ્ટિરૂપે સમસ્ત વિશ્વદેહમાં વ્યાપીને રહેલો શ્રેષ્ઠ આત્મા એવો થાય છે. વળી તેને ઈશ્વર (પ્રભુ), અર્થાત્ શાસક કે ન્યાયપ્રવર્તક પણ કહેવામાં આવે છે; તેમ જ

સર્જક, શાસ્તા, રક્ષક અને સંહારક–એવા તેના ક્રમિક અવસ્થાભેદો છે. એક જ વખત બ્રહ્મને શરીરભાવવાળું કલ્પવામાં આવતાં ગુણ અને ધર્મરહિત, શુદ્ધ બ્રહ્મની ભાવના વિરામ પામે છે અને સર્જક, શાસક અને નિયંતાના સર્વ ગુણવાળા ઈશ્વરની ભાવના એ બ્રહ્મમાં ઉત્થાન પામે છે. શ્વેતાશ્વતરોપનિષદમાં આ ભાવના એની પરાકાષ્ઠાએ પહોંચી છે; એમાં વિશ્વદેવતાવાદમાંથી ઈશ્વરવાદનો રિથત્યંતર ખાસ-હેતુલક્ષી બને છે ને ઈશ્વરને શૈવ સંપ્રદાયના સાપેક્ષભાવથી ‘ રુદ્ર,’ ‘ હર ’ અથવા તો ‘ શિવ ’–એવી ઉપાધિ આપવામાં આવી છે, એક વાત ખાસ લક્ષમાં લેવા જેવી એ છે કે, બ્રહ્મ અથવા ઈશ્વરને ઉપનિષદમાં કયાંય પણ મનુષ્ય જાતિના અર્થમાં વર્ણવવામાં આવેલ નથી, તેમ એની પ્રતિમાનું પૂજન કરવાનું પણ જણાવવામાં આવ્યું નથી. અલબત્ત, આપણે બ્રહ્મની કાલ્પનિક માન્યતામાંથી ઈશ્વર અથવા શાસક ભાવની નક્કર માન્યતામાં જોકે આવીએ છીએ તોપણ તે એક અવધારણારૂપે જ રહે છે, મૂર્તિરૂપે એ ઈશ્વરને માનવામાં આવેલો નથી; અર્થાત્ એની કોઈ અમુક વિશિષ્ટ પ્રકારની પ્રતિમા હોઈ શકતી નથી.

ઉપનિષદોમાં બીજી સ્પષ્ટ અસંગતિ પૃથગાત્મા સાથે વિશ્વ આત્માના સંબંધ વિષેની જણાય છે. અદ્વૈત મત એ પૃથગાત્માનો વિશ્વ–આત્મા પરબ્રહ્મ સાથેનો શુદ્ધ તાદાત્મ્ય દર્શાવતો મત છે. ‘तत्त्वमसि।’ અર્થાત્ ‘ તે તું છે;’ ને ‘ તું તે છે ’ એમ ઉપનિષદો ઘોષણા કરે છે. એને ઘટાકાશની સામાન્ય ઉપમા આપવામાં આવી છે. જેવી રીતે એક માટીના ખાલી ઘડામાં બાહ્યાકાશ જેટલું શાશ્વત–નિત્ય આકાશ એના વિભાગરૂપે રહેલું છે, તેવી જ રીતે શરીરમાં પણ બાહ્ય બ્રહ્મ

જેટલો જ વિશ્વ-બ્રહ્મનો એક વિભાગ રહેલો છે; અને એ માટીનો ઘડો ભાંગી ગયા પછી એમાંનું આકાશ જેવી રીતે બાહ્ય મહદાકાશમાં મળી જઈને 'ઘટાકાશ' ને મહદાકાશ એક થઈ જાય છે, તેવી જ રીતે સ્થૂલ શરીરમાંથી જીવાત્મા નીકળી ગયા પછી પરમાત્મા સાથે મળી ગયા બાદ જીવાત્મા ને પરમાત્મા એક થઈ પરબ્રહ્મરૂપે વિદ્યમાન રહે છે. આ સિદ્ધાંતથી એવું પ્રતિપાદન થાય છે કે જીવાત્મા અને પરમાત્મા એકબીજાથી ભિન્ન ભાવો નથી પરંતુ એક જ આત્માના અંશો છે. શ્વેતાશ્વતર અને મુંડકોપનિષદમાંથી એક વાર્તા કે જે ઋગ્વેદમાંથી લેવામાં આવી છે તે મુજબ એ જીવાત્મા અને પરમાત્માની તુલના એક વૃક્ષની ડાળ પર બેઠેલાં બે મિત્ર પક્ષીઓની સાથે કરવામાં આવી છે; જેમાં તેમનું મૂળ ઐક્ય હોવા છતાં બે ભિન્ન સત્ત્વોના અસ્તિત્વ સાથે તે તુલના વાર્તાસંબંધ ધરાવે છે. એ બેમાંનું જીવાત્મારૂપી પક્ષી તે વૃક્ષનાં મધુર ફળો સ્વાદથી આરોગે છે; જ્યારે બીજું પરમાત્મારૂપી પક્ષી એ ફળોને ન ખાતાં કેવળ જોતું બેસી રહે છે.

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥ (મું.૩,૧,૧)

એક સાથે રહેનારાં સુંદર પાંખવાળાં બે મિત્ર પક્ષીઓ (એક જીવાત્મા અને બીજું પરમાત્મા) છે. અર્થાત્ ઈશ્વર અને જીવ હંમેશાં સાથે રહે છે. તેઓ આ મનુષ્યશરીરરૂપી વૃક્ષમાં એકસાથે જ એક જ હૃદયરૂપી માળામાં વસે છે. એમાંનું એક જીવાત્મારૂપી પક્ષી તો એ વૃક્ષનાં ફળરૂપ પોતાનાં કર્મફળોને એટલે કે પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત થયેલાં સુખ-દુઃખોને આસક્તિ અને દ્વેષપૂર્વક ભોગવે છે ને બીજું

ઈશ્વરરૂપી પક્ષી એ કર્મફળો સાથે કોઈ પણ પ્રકારનો સહેજ પણ સંબંધ ન બાંધતાં કેવળ જોયા કરે છે.'

એક જ શરીરમાં બે ભિન્ન સત્ત્વોની ધારણાનું, બે આત્માઓના નિત્ય તાદાત્મ્યભાવથી સમાધાન થતું નથી. તેથી ઉત્પન્ન થયેલું વિશ્વ અને બ્રહ્મ વચ્ચેના સંબંધમાં જણાઈ આવેલા એ જ મુશ્કેલીના માર્ગ પર આપણે ફરીથી આવી પહોંચીએ છીએ.

આપણી વાણી મર્યાદિત નિરૂપણીય વિષયોની ચર્ચા કે વર્ણન કરી શકે છે તેથી અવર્ણનીયનું વાણી વડે વર્ણન કરવા જતાં આપણી સીમિત બુદ્ધિને કષ્ટ અનુભવવું પડતું હોવાથી આ બધી અસંગતિઓ ઉત્પન્ન થવા પામે છે. અમૂર્ત, અનંત અને નિત્ય તત્ત્વને મૂર્ત, નિરૂપણીય–પરિમિત, અનિત્ય તત્ત્વની મર્યાદામાં ક્યારેય વ્યક્ત કરી શકાતું નથી. દરેક દાર્શનિક માટે આ વાત આજે અને હંમેશ માટે એક અંધકૂપ જેવી છે. એટલા માટે જ બ્રહ્મ વેદાંત-દર્શન પ્રમાણે કોઈ પણ પ્રકારનું પ્રમાણ, યુક્તિ કે ચર્ચા વડે જાણી શકાતું નથી. એ બ્રહ્મ કેવળ આંતર્દર્શન અને ચિંતન વડે જ સાધી શકાય છે. કઠોપનિષદ કહે છે કે, 'તે પરબ્રહ્મ પરમાત્મા વાણી આદિ કર્મેંદ્રિયોથી, નેત્ર આદિ જ્ઞાનેંદ્રિયોથી ને મન–બુદ્ધિરૂપ અંતઃકરણથી પણ પ્રાપ્ત કરી શકાતો નથી; કારણ કે તે આ સર્વથી પર છે; પરંતુ છે જરૂર; અને તેને પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા ધરાવનારાઓને તે અવશ્ય મળે છે.' પણ જે આ વાત કહેતો નથી, સ્વીકારતો નથી અર્થાત્ આ વાત પર જેને દૃઢ વિશ્વાસ નથી તેને તે કઈ રીતે મળી શકે!

नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।
अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥' (કઠ. ૨,૩,૧૨)

વળી 'એ પરમાત્મા, છે જ—અવશ્ય છે; આ પ્રમાણે નિશ્ચયપૂર્વક એના અસ્તિત્વની ભાવના ગ્રહણ કરી લેવી જોઈએ; અર્થાત્ પહેલાં એના અસ્તિત્વનો દૃઢ નિશ્ચય કરવો જોઈએ. ત્યાર પછી તત્ત્વભાવથી એને પ્રાપ્ત કરવો જોઈએ. આ બન્ને પ્રકારોમાંથી 'તે અવશ્ય છે જ;' આ પ્રમાણે નિશ્ચયપૂર્વક પરમાત્માની સત્તાનો સ્વીકાર કરનારા સાધકને માટે પરમાત્માનું તાત્ત્વિક સ્વરૂપ પોતાની મેળે જ શુદ્ધ હૃદયમાં પ્રત્યક્ષ થઈ જાય છે.

अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन चोभयोः ।
अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥ (કઠ. ૨,૩,૧૩)

સાંખ્યમતના પ્રવર્તક કપિલ મુનિએ પ્રચલિત કરેલા ભારતીય તત્ત્વજ્ઞાનમાંના સાંખ્યદર્શને આ જટિલ ગ્રંથિ કાપવાનો અપક્વ પ્રયત્ન કર્યો હતો. તેમના મતે પ્રકૃતિ (માયા) અને પુરુષ (ઈશ્વર અથવા પરમાત્મા)—બન્ને સત્ય, નિત્ય અને એકબીજાથી સ્વતંત્ર છે. 'પ્રકૃતિ'—એ જગતનું મૂળ ઉપાદાન કારણ છે ને પુરુષ તો કેવળ સહિષ્ણુ, દ્રષ્ટા અને અભોક્તા છે. બન્નેનો એકત્ર સંયોગ થતાં મનુષ્યનું દુઃખ ઉત્પન્ન થાય છે અને આ પ્રકૃતિ અને પુરુષના જોડાણથી 'પુરુષ' પોતાના સ્થાનથી ચ્યુત થાય છે. 'પુરુષ' અને 'પ્રકૃતિ'ના ધર્મોના જ્ઞાનની પ્રાપ્તિ વડે એ બન્નેને એકબીજાથી વિભક્ત કરવામાં મુક્તિ અથવા મોક્ષનો સાર રહેલો છે, આ માન્યતા પર કપિલ મુનિએ કાલ્પનિક વિચારોનું એક સંકીર્ણ અને બહ્વર્થ ભાવવાળું મંદિર નિર્માણ કર્યું અને કેટલાંક ઉપનિષદોએ પ્રતિપાદન કરેલ જગતની કલ્પિત અનિત્યતાથી

ઉત્પન્ન થયેલ ઉખાણાને ઉકેલવાનો તેમણે નિષ્ફળ પ્રયાસ કર્યો છે. શુદ્ધ અદ્વૈત મતના કઠોર તર્કથી ઘવાયેલા કેટલાક તત્ત્વચિંતકોને આ વિચારસરણી તરફ આકર્ષણ થયું, તોપણ પ્રકૃતિ પોતાની અંદરથી જ શક્તિ કઈ રીતે મેળવી શકે અને નિત્ય અને સામાન્ય સિદ્ધાંત વિનાનાં બે, વિરોધી તત્ત્વો એકબીજાની બાજુબાજુમાં કઈ રીતે રહી શકે તે તેઓ સમજાવી શક્યા નથી.

વારુ, ત્યારે હવે ગીતા બ્રહ્મનું સ્વરૂપ અને તેણે ઉત્પન્ન કરેલા વિવાદવિષયો વિષે શું કહે છે? ગીતામાં સર્વ ઉપનિષદોનો સાર રહેલો હોવાનું કહેવાય છે. પરંતુ જે જોવામાં આવ્યું છે તે પરથી એવું પ્રતીત થાય છે કે એ ઉપનિષદોના વિભિન્ન મતોને સુસંગત બનાવવાનું કાર્ય સહેલું નથી.

કોઈ પણ પ્રકારના આન્વીક્ષિક વિવાદથી ગીતા, ઉપનિષદના એ વિરોધી મતોનો મેળ બેસાડવાનો પ્રયત્ન કરતી નથી. ઉપનિષદના આ ભિન્ન ભિન્ન વિચારોને રજૂ કરીને તેમ જ આધ્યાત્મિક ક્ષેત્ર કરતાં મનોવૈજ્ઞાનિક પદ્ધતિએ તેમની સુસંગતતા સ્થાપિત કરવાનો પ્રયત્ન કરીને ગીતાએ એક અજોડ ને નિર્ભય માર્ગ લીધો છે. વળી એ બ્રહ્મ સમસ્ત વિશ્વમાં વ્યાપીને રહેલ છે, તે ખરેખર જ અવિનાશી, અવર્ણ્ય, અવ્યકત, સર્વગત, અચળ અને નિત્ય છે; આ પ્રમાણેના ઉપનિષદોના મૌલિક મત વિષે ગીતાને નિઃસંદેહ પક્ષપાત છે. (૧૨,૩) જો બ્રહ્મને કાંઈ પણ નામ આપી શકાય તેમ હોય તો 'ૐ, તત્, સત્ આ પ્રમાણેની ત્રણ સંજ્ઞાઓ પરબ્રહ્મને આપવામાં આવેલી છે.

'ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।' (૧૭,૨૩)

બ્રહ્મનું ખરેખરું રૂપ જેવું હોવાનું જણાય છે તે કહીને ગીતા કેવળ યોગીઓ જ એનો સાક્ષાત્કાર પામી એને પ્રાપ્ત કરી શકે છે એવું નિરૂપણ કરે છે; કારણ કે 'તેમનું મન તદ્દન શાંત હોય છે, વાસનાઓ વિરામ પામી હોય છે; અંતઃકરણ નિર્દોષ અર્થાત્ પાપવૃત્તિઓથી રહિત હોવાથી જેનું મન યોગ વડે હૃદય સાથે એકાગ્ર થયેલું હોય છે એવો યોગી યોગથી યુક્ત અંતઃકરણવાળો અને ચિરકાલના યોગાભ્યાસથી સત્‌માત્રને ગ્રહણ કરનારો બ્રહ્મવિત્તમ સમગ્ર ભૂતોમાં આત્માને અને આત્મામાં સર્વ ભૂતોને જુએ છે. તે બ્રહ્મને જાણનારો યોગી સર્વત્ર મને જુએ છે અને મારામાં સર્વ જગતને જુએ છે.

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥
युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥
सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥
यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ॥' (૬, ૨૭–૩૦)

પરંતુ સામાન્ય માણસોને માટે બ્રહ્મની આ ગૂઢ પ્રાપ્તિ ઘણી મુશ્કેલ છે. 'અવ્યક્તસ્વરૂપ ઈશ્વરની ઉપાસના કરનારાઓની અપેક્ષાએ ઈંદ્રિયોના અવિષય અવ્યક્ત બ્રહ્મમાં અંતઃકરણ જોડનારાઓને અત્યંત કષ્ટ થાય છે; કેમ કે દેહમાં આત્મતાદાત્મ્ય બુદ્ધિ રાખનારા પુરુષોને અવ્યક્તાત્મક બ્રહ્મભાવની પ્રાપ્તિ ઘણી મુશ્કેલીથી થાય છે.

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥' (૧૨, ૫)

'સહેલાઈથી થઈ શકે એ જ સારું;' એ સિદ્ધાંતને આધારે ગીતા સામાન્ય માણસને વિષે કહે છે કે, તે તુરત યોગી થઈ શકતો નથી તેથી તેના માટે તો સારામાં સારો માર્ગ એ જ છે કે, નીચે જણાવેલા કેટલાક વિકલ્પોમાંના જે વિકલ્પો તેના અંતઃકરણને અનુકૂળ જણાય તેમાંનો ગમે તે એક પ્રકાર તેણે અપનાવી લેવો. 'તેણે પોતાનું મન બ્રહ્મમાં લગાડવું; જો તેનાથી તેમ ન બની શકે તો અભ્યાસ-રૂપ યોગથી મનને સ્થિર કરવું અને ધ્યેયવિષય પર તેને ગોઠવવું; જો તે પણ તેનાથી ન થઈ શકે તો ઈશ્વરાર્પણ બુદ્ધિથી સર્વ કર્મો કરવાં; ને જો તેનાથી તે પણ ન થઈ શકે તો સર્વ કર્મોના ફળત્યાગની અભિલાષાથી, નિઃસ્પૃહપણે, આત્મસંયમપૂર્વક સઘળાં કામો કરતાં તેણે શીખવું જોઈએ.

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥
अथ चित्तं समाधातुं न शक्नोपि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥
अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥
अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥' (૧૨, ૮–૧૧)

પછી આ વિકલ્પાત્મક માર્ગનું સંક્ષિપ્ત વચન આવે છે. ગીતાના ઉપદેશનો એ ભાગ સામાન્ય માણસ માટે કઠણ વિષય છે. 'અભ્યાસ કરતાં જ્ઞાન, મોક્ષનું શ્રેષ્ઠ સાધન છે (કારણ કે એ સહેલું છે); જ્ઞાન કરતાં ધ્યાન શ્રેષ્ઠ છે; પરંતુ કર્મફળનો ત્યાગ ધ્યાન કરતાંય શ્રેષ્ઠ છે; કારણ કે ત્યાગને લીધે શીઘ્ર (મનની) શાંતિ પ્રાપ્ત થાય છે.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागः त्यागाच्छान्तिरनन्तरम् ॥' (૧૨,૧૨)

આ રીતે ગીતાના મતે બ્રહ્મભાવની પ્રાપ્તિ યોગીને થાય છે, પરંતુ સામાન્ય માનવીને બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી તેથી તેને માટે આ અપ્રાપ્ય સંકલ્પની સિદ્ધિ ખાતર તેણે કષ્ટ ઉઠાવવાની આવશ્યકતા નથી; પરંતુ સુખ અને મુક્તિ આપવા માટેના સાધનરૂપ બીજા વિકલ્પો તેણે અપનાવવા જોઈએ. એ સાથે છેવટે એણે આટલું તો અવશ્ય જાણવું જોઈએ કે, બ્રહ્મ જોકે અજ્ઞેય છે, તોપણ વિશ્વમાંનું એનું રૂપ માત્ર બાહ્ય દુનિયામાં જ જ્ઞેય છે એમ નહીં પરંતુ તેના પોતાના આત્મચૈતન્યમાં પણ તે જાણી શકાય તેવું છે, તેથી ગીતા એવું મંતવ્ય ધરાવે છે કે સામાન્ય માનવી માટે વિશ્વવ્યાપી બ્રહ્મ અર્થાત્ સગુણ બ્રહ્મ, યોગીને માટેના અવ્યક્ત પરબ્રહ્મ એટલે નિર્ગુણ બ્રહ્મના જેવું વાસ્તવિક અર્થાત્ સત્ય છે કારણ કે એક જ આત્માનાં એ બંને ભિન્ન રૂપો છે. અત્યંત મહત્ત્વના બૃહદારણ્યક ઉપનિષદના વિચાર પ્રમાણેનો જ આ મત છે: 'બ્રહ્મનાં સ્વરૂપો બે છે: સ્થૂળ અને સૂક્ષ્મ; અર્થાત્ મૂર્ત અને અમૂર્ત, અનિત્ય અને નિત્ય અર્થાત્ મર્ત્ય ને અમર્ત્ય; સસીમ અને નિઃસીમ એટલે સમર્યાદ ને અમર્યાદ; વર્ણ્ય તથા અવર્ણ્ય.

द्वे वाव ब्रह्मणो रूपे मूर्तं चैवामूर्तं च मर्त्यं चामर्त्यं च स्थितं च यच्च सच्च त्यच्च ॥' (બૃ. ૨,૩,૧)

એ જ ઉપનિષદ બ્રહ્મને પરમ સત્ય અથવા પરમાત્મતત્ત્વ કહે છે. નિર્ગુણ બ્રહ્મ વિના બીજું કાંઈ જ સત્ય નથી, અને બ્રહ્મ એ સત્યનું પણ સત્ય અર્થાત્ પરમ સત્ય છે એવી માન્યતાનું આ એક નિશ્ચિત વચન છે. હવે આગળ ઉપર

આપણે જોઈશું તેમ એ પણ ખરું છે કે, ગીતામાં પણ ભિન્ન ભિન્ન સ્થળે, બ્રહ્મનાં આ બે સ્વરૂપો દ્રષ્ટિગોચર થાય છે, જેને પરિણામે તેમાં સ્પષ્ટ વિરોધી વચનો જણાઈ આવે છે. આ મુદ્દા ઉપર ગીતા અને ઉપનિષદ વચ્ચે એક મુખ્ય ભિન્નતા તો એ છે કે ઉપનિષદમાં સર્વને માટે એક જ પ્રકારનો માર્ગ દેખાડવામાં આવ્યો છે; જ્યારે ગીતા ભિન્ન ભિન્ન માણસો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે સત્યતત્ત્વને સમજી શકે એ પ્રમાણે તેમને ભિન્ન ભિન્ન માર્ગો દેખાડે છે. ઉપનિષદોના કઠિન નિયમે ઊભી કરેલી મુશ્કેલી માટે ગીતાએ ધાર્મિક તત્ત્વજ્ઞાન વિષે સાપેક્ષતાનો સિદ્ધાંત યોજીને, એક વ્યાવહારિક ઉકેલ પૂરો પાડવાનો યત્ન કર્યો છે.

પરબ્રહ્મને જાણવા વિષેની મુશ્કેલી એક વખત દૂર થઈ ગયા પછી અને વિશ્વને શરીરાત્મા અથવા બ્રહ્મનું સ્વરૂપ માન્યા પછી, ને નાન્યતર જાતિના સર્વનામના પ્રયોગમાંથી નરજાતિના સર્વનામમાં એ બ્રહ્મ રૂપાંતર પામ્યા પછી, ને મૂળતત્ત્વમાંથી પુરુષ (વ્યક્તિ), પુરુષમાંથી ઈશ્વર અને ઈશ્વરમાંથી પરમેશ્વરમાં તે બ્રહ્મ સ્થિત્યંતર પામ્યા પછી વિશ્વાત્મામાં રહેલા સર્વ ઉચ્ચ ગુણો અને એના ધર્મોને આપણે કલ્પી શકીએ છીએ; ને તેમ થવાથી એના અસ્તિત્વનું જ્ઞાન અત્યંત સરળ બને છે અને ત્યાર પછી વિશ્વાત્મારૂપે એનું વર્ણન કરતાં કાવ્યકલ્પનાના સૂક્ષ્મ વિહારમાં ગીતાનું પ્રાકટ્ય થાય છે. પરંતુ તે માટે આપણે ગીતાના આધ્યાત્મિક જ્ઞાનની સમાપ્તિ કરીએ ત્યાં સુધી થોડા સમય માટે રાહ જોવી ઉચિત છે.

# ૬ : ગીતાનું મીમાંસાશાસ્ત્ર

ગીતાની સાથે યોજવામાં આવેલા 'મીમાંસાશાસ્ત્ર' અથવા અધ્યાત્મવાદ શબ્દનો અર્થ સારી પેઠે સમજી લેવો જોઈએ. ચાલુ યુગમાં જ્યારે ભિન્ન ભિન્ન વિભાગોમાં નિસર્ગનો અભ્યાસ થઈ રહ્યો છે ત્યારે દરેક શાસ્ત્ર એના ક્ષેત્રમાં સ્વાવલંબી જોવામાં આવે છે અને જેની સાથે વૈજ્ઞાનિકોને કશો જ સંબંધ નથી તે શાસ્ત્રો વચ્ચેના સંબંધને ભિન્ન વિષય માનવામાં આવે છે. એને પરિણામે ભિન્ન ભિન્ન શાસ્ત્રો એકબીજાથી વિભક્ત રહ્યાં ને એ વિભક્તતા ખાસ કરીને ભૌતિકવિજ્ઞાનશાસ્ત્ર અને મીમાંસાશાસ્ત્ર વચ્ચે જે પ્રમાણે રહેલી હતી તે પ્રમાણે આજે પણ તેઓ એકબીજાથી વિમુખ રહેલાં છે. એમાંના ભૌતિકશાસ્ત્રનો અભ્યાસ, નિરીક્ષણ અને પ્રયોગાત્મક સંશોધનો વડે થઈ રહ્યો છે જ્યારે મીમાંસાશાસ્ત્રને કાલ્પનિક વિચાર પર છોડી દેવામાં આવ્યું છે. આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનના વિષયના પોતે લીધેલા નિર્ણયના સંબંધ સાથે વૈજ્ઞાનિકો પોતે સંકળાયેલા નથી, જ્યારે મીમાંસકોએ વિજ્ઞાનશાસ્ત્રના સંશોધનોને પોતાના ક્ષેત્રમાં અપરિચિત માનેલાં છે. દરેકે પોતાના નિર્ણયોને એકબીજાથી તદ્દન સ્વતંત્ર નિર્ણયો માન્યા છે. હમણાં ચાલુ યુગમાં જ, શ્રેષ્ઠ વૈજ્ઞાનિકોને એવું જણાઈ આવ્યું છે કે નિસર્ગનાં પરમ સત્યોને જાણવા માટે જો તેમના નિર્ણયોને એક સપાટી પર મૂકવામાં આવે તો અનેક વિજ્ઞાનોએ સ્થાપિત કરેલા આંશિક સત્યો સાથે તે ટકી રહી શકે નહીં, પરંતુ એટલું ખરું કે જે સત્યો અંતે આપણને આધ્યાત્મિકતાના મૂળ ભણી લઈ જાય છે તેમની પૂર્ણતા અવશ્ય

હોવી જોઈએ; પરંતુ પ્રાચીન ચિંતકોએ તો સકળ સૃષ્ટિને સમાન ભાવે નીરખી હતી. સ્થૂળ સૃષ્ટિનાં ગૂઢ કાર્યોની માહિતી મેળવવા માટે તેમણે એની ભિન્ન ભિન્ન શાખાઓની સૂક્ષ્મ ને ઊંડી આલોચના કરી ન હતી; પરંતુ નિસર્ગની ગહનતા વિષેના તેમના અજ્ઞાનનો તેમની સમગ્ર દૃષ્ટિને લીધે, અંશતઃ બદલો મળ્યો હતો. એ પણ ખરું છે કે, વિશ્વ વિષેનું તેમનું જ્ઞાન આજે આપણે જાણીએ છીએ એવું શાસ્ત્રોચિત ન હતું; તે સયુક્તિક કે નિર્ણયાત્મક હોવા કરતાં કલ્પનાત્મક હોય એવું જણાતું હતું. પરંતુ મનુષ્યબુદ્ધિના બાલ્યકાળમાં તેમ હોવું અનિવાર્ય હતું તેથી જ્ઞાનપ્રાપ્તિ માટેના આધુનિક ધોરણના ગજથી માપી આપણે તેનો નિર્ણય કરી શકીએ નહીં. નિસર્ગ વિષેના જ્ઞાનની ઊંડી શોધ કરતાં કરતાં આપણને બુદ્ધિનું વિશ્લેષણ કરવાની આદત પડી ગઈ છે, જે ટેવ આપણને, જગત વિષેનો સંયુક્ત મત બાંધવા માટે ઘણીવાર અશક્તિમાન બનાવે છે, જેને પરિણામે સજીવ અને નિર્જીવ જગતનો સમગ્ર અભ્યાસ કરવાની વૃત્તિ બહુ ઓછા માણસો ધરાવે છે. પ્રાચીન ચિંતકોની એવા પ્રકારની બીજી અસંખ્ય અશક્તિઓ હતી, જેમનાથી તેઓ ટેવાઈ ગયેલા હોવાથી તેમની તે અશક્તિને લીધે તેમને તકલીફ પડી નહીં. તેમનાં ભૌતિકશાસ્ત્ર અને મીમાંસાશાસ્ત્ર; માનસશાસ્ત્ર અને શરીરશાસ્ત્ર; તત્ત્વજ્ઞાન અને ધર્મ—એ સર્વ વિશ્વનાં વિભિન્ન વિચારસ્વરૂપો હતાં અને વિશ્વના સર્વ અવયવો જેમાં જાણવામાં આવેલાં છે એ વિશ્વને જાણવામાં જ્ઞાનની પરિસમાપ્તિ થયેલી હતી. ગીતાએ સાત્વિક અથવા શ્રેષ્ઠ જ્ઞાનનું વર્ણન આ પ્રમાણે કર્યું છે: 'જે જ્ઞાનના યોગથી જીવ ભિન્ન ભિન્ન સર્વ ભૂતોમાં અવિભક્ત એવો એક જ અવિનાશી ભાવ

(આત્મતત્વ) જુએ છે તે જ્ઞાન સાત્વિક છે એમ જાણવું.

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ।' (૧૮,૨૦)

વળી પણ ગીતા કહે છે કે, 'જ્યારે મનુષ્ય સર્વ ભૂતોની ભિન્નતાને એક જ પરમેશ્વરમાં રહેલી જુએ છે અને પરમેશ્વરમાંથી આ જગતનો વિસ્તાર થયો છે એમ જાણે છે ત્યારે જ તે બ્રહ્મ સંપન્ન થાય છે.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म सम्पद्यते तदा ॥' (૧૩,૩૦)

જે જ્ઞાન ભેદભાવથી સર્વ ભૂતોમાં નાના પ્રકારની ભિન્નતા જુએ છે તે જ્ઞાન રાજસિક અથવા ઊતરતી કોટિનું જ્ઞાન કહેવાય છે. જે જ્ઞાન એક શરીર અથવા ઉપાસ્ય દેવતાની મૂર્તિની પેલી તરફ કાંઈ જ નથી એમ જ જુએ છે અને તેમાં જ આસક્ત થાય છે અર્થાત્ દેહાકાર અને પ્રતિમાકાર જ જીવ અને ઈશ્વર છે, આવા પ્રકારના નિશ્ચયથી યુક્ત, હેતુશૂન્ય, યથાર્થ વિષયથી રહિત જે નિકૃષ્ટ જ્ઞાન છે તે તામસિક જ્ઞાન એટલે કે અધમ કોટિનું જ્ઞાન છે. જ્ઞાન પ્રાપ્ત કરવાનો ખરો આધ્યાત્મિક ઉપાય તો એ જ છે કે જેમાં ભૌતિકશાસ્ત્ર અને મીમાંસાશાસ્ત્ર એકસાથે જ અખંડિતપણે રહેલાં હોય; એ વિષે કંઈ જ સંદેહ નથી. જો આ વાતનો સ્વીકાર કરવામાં આવે તો એક એ વાત પણ સ્વીકારવી પડે કે, વિભિન્ન શાસ્ત્રોનું જ્ઞાન ભૂતકાળમાં મેળવાયું હતું તેના કરતાં વધુ સારા પ્રમાણમાં યથોચિત રીતે આજે મેળવાયું છે અને ગીતા વડે એ ઉચ્ચ અખંડ જ્ઞાન પ્રાપ્ત કરવા માટેનો પ્રયત્ન આજે પણ વૈજ્ઞાનિક અને વિશુદ્ધ પદ્ધતિનો રહ્યો છે અને નિસર્ગ વિષેનું ઝડપથી પ્રગતિ કરતું આપણું

જ્ઞાન, ભૂતકાળમાં ઉપયોગી હતું તેના કરતાં આજે વધુ ઉપ-યોગી થઈ પડયું છે. કુદરતની શક્તિઓ વિષે આપણે જેમ જેમ વધુ જાણતા જઈએ છીએ તેમ તેમ એ શક્તિનું મૂળ અને તેના કાર્યના નિયમો તેમ જ એ શક્તિનું અંતિમ સ્વરૂપ લૌકિક છે કે અલૌકિક છે તે જાણવાનું આપણા માટે ઘણું જરૂરી બનતું જાય છે. અણુશક્તિની અત્યારની શોધે અને આઈનસ્ટાઈનના સાપેક્ષવાદના સિદ્ધાંતે કેટલાક વિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીઓને એવા નિર્ણય પર આણ્યા છે કે, એ શક્તિ સ્ફટિકરૂપથી ઘનરૂપ થયેલી શક્તિ સિવાય બીજું કાંઈ જ નથી અને દગ્ગોચર થતાં એ સાપેક્ષ તત્ત્વો પાછળ વિશ્વમાં નિર-પેક્ષ એવું કોઈ એક પરમતત્ત્વ અવશ્ય હોવું જોઈએ. આ વાતનો વિસ્તાર કરવાનું અહીં જરૂરી નથી; કારણ કે આ આખા મુદ્દાનો વિષય એટલો બધો અગત્યનો છે કે તે માટે હું એક આખું પ્રકરણ જુદું જ આપવા ચાહું છું. એક પક્ષે ગીતા અને ઉપનિષદો તથા બીજે પક્ષે વર્તમાન વૈજ્ઞાનિક યુગ આ મુદ્દાને જે રીતે સ્પર્શે છે, તેની ભિન્નતા વિષે ખાસ નોંધ કરવી અહીં જરૂરી જણાય છે.

વેદાંત મતના ટેકેદારો આંતરજ્ઞાન અને ધ્યાન વડે બ્રહ્મના સર્વવ્યાપકપણાના નિર્ણય પર આવ્યા પછી તેને આધારે તેઓ તેમનાં મનોવિજ્ઞાન, નીતિશાસ્ત્ર અને મોક્ષધર્મ વગેરે-ની રચના કરવાના કામે લાગ્યા. પરંતુ આજના જમાનામાં જ્યારે કોઈ પણ વસ્તુની કલ્પનામાત્રથી આપણે તેના ગુણ-ધર્મોનો સ્વીકાર કરી લેવા માટે તૈયાર નથી, ત્યારે ભિન્ન-ભિન્ન શાસ્ત્રોના એકબીજાના પરસ્પર સંબંધને આધારે તેમના નિયમો પ્રમાણે કામ કરીને આપણે જેવાનું એ છે કે નાના પ્રકારનાં સ્વરૂપોમાં વિશ્વમાં વ્યાપ્ત થઈને રહેલા એવા કોઈ

આદિતત્ત્વને આપણે પ્રાપ્ત કરી શકીએ ખરા ? એ બ્રહ્મની પ્રાપ્તિ થઈ શકે છે એવા પ્રકારના નિર્ણય પર જો આપણે આવીએ તો આપણે પોતાની જાતને પૂછવું જોઈએ કે, ભારતીય તત્ત્વજ્ઞાનીઓ આંતર્જ્ઞાન અને કલ્પના વડે જે બ્રહ્મના અસ્તિત્વનું પ્રતિપાદન કરે છે, તે બ્રહ્મ આપણે વિચારપૂર્વકનાં શ્રદ્ધા-વિશ્વાસથી સ્થાપેલા બ્રહ્મના જેવું છે ખરું ?

પાછલા પ્રકરણમાં આપણે જોયું તેમ, ગીતા જે યુગમાં લખાઈ તે સમયે ઉપનિષદોનું વેદાંતદર્શન અને કપિલમુનિનું સાંખ્યદર્શન–અધ્યાત્મવાદના આ બે અગત્યના સિદ્ધાંતો પ્રચલિત હતા. સાંખ્યવાદ–વેદાંતના અદ્વૈતમતની વિરોધી પ્રતિક્રિયા–પ્રત્યાઘાતરૂપે હતો અને 'સ્થૂલ જગત મિથ્યા છે,' એમ માની લેવામાં આવેલા વેદાંતના સિદ્ધાંતથી નહીં આકર્ષાયેલા લોકોમાં એ સાંખ્યસિદ્ધાંત પ્રિય થઈ પડ્યો હતો. સાંખ્યસિદ્ધાંત પ્રમાણે અગમ્ય એવી 'પ્રકૃતિ' અને 'પુરુષ' અર્થાત્ આત્મા આ બે નિત્યમુક્ત અને સ્વયંભૂ તત્ત્વો છે. પ્રકૃતિમાં રહેલા પ્રવૃત્તિતત્ત્વને લીધે એ પ્રકૃતિએ ભિન્ન ભિન્ન સ્વરૂપો ધારણ કર્યાં એના સત્ત્વ, રજસ અને તમસ આ રચનાત્મક ત્રણ ગુણોને લીધે એની સજાતીયતા નાશ પામી. સત્ત્વ સમતા દર્શાવે છે; રજોગુણ પ્રવૃત્તિ અને તમોગુણ મંદતા–જડપણું દેખાડે છે. સર્વ ભૌતિક વિષયોમાં આ ત્રણે તત્ત્વો રહેલાં હોય છે ને એમાંનું દરેક, એકબીજા કરતાં વધુ બળવાન હોય છે; અર્થાત્ સત્ત્વગુણ એ રજોગુણ તથા તમોગુણને દબાવતો રહે છે; રજોગુણ એ સત્ત્વગુણ તથા તમોગુણને, અને તમોગુણ સત્ત્વગુણ તથા રજોગુણને હંમેશા દબાવ્યા કરે છે. ગુણોની એ પ્રબળતા વસ્તુ અને વ્યક્તિની શ્રેષ્ઠતાનો નિર્ણય કરે છે. સત્ત્વગુણ એ મનનું

સાલસપણું અને નિખાલસતા દેખાડે છે; રજોગુણ કામના અને વાસના વડે ઉત્પન્ન થયેલી મનોવૃત્તિ દેખાડે છે; અને તમોગુણ અજ્ઞાન અને બુદ્ધિની જડતા દેખાડે છે. નૈતિક મૂલ્યોના અર્થમાં 'સત્ત્વગુણ એ શ્રેષ્ઠ ગુણ છે. ને તે વ્યક્તિને નૈતિક ઉચ્ચ સપાટીએ લઈ જાય છે; રજસ એ મધ્યમ છે ને વ્યક્તિને એ જ્યાં હોય ત્યાં જ રાખે છે. તમોગુણ એ ખરાબ ગુણ છે તે માણસને અધોગતિએ લઈ જાય છે.

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥' (૧૪,૧૮)

ગુણોનો આ વાદ જોકે લૌકિક છે તોપણ વેદાંત-દર્શને ય એનો સ્વીકાર કર્યો છે. ગીતાએ પોતાના મનોવિજ્ઞાન અને સદ્વ્યવહારમાં એને વિશિષ્ટ સ્થાન આપ્યું છે અને ત્યારથી ભારતીય તત્ત્વજ્ઞાનના મુખ્ય વાદોમાંનો આ એક વાદ ગણાયો છે, અગમ્ય અને આદિતત્ત્વની સજાતીયતા ગુણોની પ્રવૃત્તિથી નાશ પામે છે અને કાળચક્રને અંતે આદિ તત્ત્વમાં વિલીન થઈ ગયેલી પ્રકૃતિની એ સજાતીયતા ફરીથી વ્યક્ત સ્વરૂપ ધારણ કરે છે. આ વાદ ચોખ્ખો ભૌતિકવાદ છે, પરંતુ એ 'પ્રકૃતિ' સાથે રહેલા સ્વતંત્ર અને નિત્યતત્ત્વ એવા 'પુરુષ'ના અસ્તિત્વની માન્યતાનો સમર્થક છે. પુરુષ અને પ્રકૃતિ વચ્ચેનો સંબંધ જીવન અને ચૈતન્યને ઉત્પન્ન કરે છે અને તેમના પરસ્પરથી વિભક્ત થયા પછી તે સંબંધ નાશ પામે છે. આ સિદ્ધાંત પ્રમાણે એક વાત ધ્યાનમાં રાખવાની છે કે, પ્રકૃતિના વ્યવસાયમાં શક્તિ આપનાર એ 'પુરુષ' નથી. વ્યવસાયનો અંકુર તો પ્રકૃતિમાં મૂળથી રહેલો જ છે; પરંતુ પુરુષ અને પ્રકૃતિના સંપર્કથી એનામાં અર્થાત્ પુરુષમાં એવો અહંભાવ અથવા તો અવિદ્યાતત્ત્વ

ઉત્પન્ન થાય છે કે જેથી તે એમ માને છે કે એ પોતે જ સર્વ વ્યવસાય કે પ્રવૃત્તિનું સૃજન કરે છે અને સર્વ કાંઈ વ્યવહાર પોતે જ કરે છે, પરંતુ 'પુરુષ' તો તદ્દન નિષ્ક્રિય છે. તે સર્વ કાંઈ જાણે છે પણ પોતે કાંઈ કરતો નથી; તે તો નિઃસ્પૃહવૃત્તિથી પ્રકૃતિ–માયાનાં કાર્યો જોયા કરે છે. તે ભોક્તા છે પણ તેની અસર એના તત્ત્વ ઉપર થતી નથી. તે સર્વ તત્ત્વોને પ્રકાશિત કરે છે પણ પોતે વિકાર પામતો નથી. 'પુરુષ'ના સંપર્કથી થતા શારીરિક પ્રવૃત્તિઓના વિકારનું કારણ 'પ્રકૃતિ' પોતે જ છે, આત્મા એ માટે કારણભૂત નથી; માનસિક સર્વ પ્રવૃત્તિઓ તો સૂક્ષ્મ દેહની પ્રવૃત્તિઓ છે તોપણ આત્મા મન અને શરીરની પ્રવૃત્તિઓને પ્રકાશિત કરે છે, એમનું શાસન કરે છે ને તેમને દોરવણી આપે છે એ ખરું છે. આ આત્મા દૂર રહેલા સૂર્યના જેવો છે એમ કહીએ તો સર્વ હકીકત સહેલાઈથી સમજી શકાશે. પૃથ્વીથી ઘણે દૂર રહેલો સૂર્ય પૃથ્વીને પ્રકાશિત કરે છે અને પૃથ્વી સાથે એનાં કિરણોનો સંયોગ થવાથી ઉત્પન્ન થતી ગરમી અને પ્રકાશની અસરને લીધે થતા ફેરફારો અને વિકારને માટે એ સૂર્ય (પોતે એમની અસરથી મુક્ત રહે છે એ માટે) કારણરૂપ છે. તથા આત્માના કર્તૃત્વ તથા સહિષ્ણુતાનો આ સિદ્ધાંત ગીતા અને વેદાંતદર્શને પણ સ્વીકારેલો છે. પરંતુ સાંખ્યમત એ વિશ્વાત્માનો સ્વીકાર કરતો નથી કે જે વિશ્વાત્માના દેહાત્માઓ રચનાત્મક તત્ત્વો છે અને અસંખ્ય વ્યક્તિગત જીવાત્માઓ કે જેઓ દેહ સાથે સંબંધ ધરાવીને રહેલા છે, તેઓ એ શરીરને છોડીને મુક્તિ પામે છે તે જીવાત્માઓથી પોતાના મત વિષે સમાધાન પામેલ છે. ઉપનિષદ્ સંબંધી વેદાંતદર્શન, વિશ્વાત્મા અર્થાત્ જે પરં

બ્રહ્મ છે તેની સાથે જ પ્રાદુર્ભાવ પામે છે; જ્યારે પ્રકૃતિ તો એ વિશ્વાત્મા પરબ્રહ્મનું લૌકિક સ્વરૂપમાત્ર છે. એક સાચા ઉદ્ધારકના રૂપમાં 'પ્રકૃતિ' અને પુરુષના તત્ત્વવાળા સાંખ્ય-સિદ્ધાંતને ગીતા અંશતઃ માન્ય કરે છે, પરંતુ પરબ્રહ્મની માન્યતાવાળા વેદાંતમતને એના કરતાં શ્રેષ્ઠ માનીને, એના ઉપર સ્થાપે છે; અને એ રીતે પ્રકૃતિ તથા વ્યક્તિગત આત્માઓને પરમાત્મતત્ત્વ કરતાં ઊતરતી કક્ષામાં મૂકે છે. 'અવ્યક્તમાંથી આ સર્વ સ્થાવર જંગમ વ્યક્ત પદાર્થો ઉત્પન્ન થાય છે!' સાંખ્યસિદ્ધાંતના આ મતનો ગીતા સ્વીકાર કરે છે, પરંતુ એનાથી પણ આગળ વધીને ઉપનિષદોને અનુસરતાં એ કહે છે કે, 'એ અવ્યક્તથી ભિન્ન જે સનાતન પરમાત્મરૂપ બીજું અવ્યક્ત છે, તે સર્વ ભૂતોનો નાશ થઈ ગયા પછી પણ પોતે નાશ પામતું નથી.

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥' (૮–૨૦)

ગીતાકાળમાં સાંખ્યવાદ અત્યંત વ્યાપક રીતે પ્રચલિત થયેલો જણાય છે અને તે એટલા સુધી કે 'સાંખ્ય' આ શબ્દનો અર્થ સામાન્ય રીતે જ્ઞાન એવો પર્યાયવાચી અર્થ ચાલુ થઈ ગયેલો છે. અને ગીતાએ આ શબ્દ કેટલીકવાર જ્ઞાન અથવા તત્ત્વવિદ્યાના અર્થમાં વાપર્યો છે અને કેટલીકવાર ખાસ કરી સાંખ્યદર્શનના મતના વિશિષ્ટ અર્થમાં પણ વાપર્યો છે. આ પ્રમાણે 'જ્ઞાન'ના અર્થમાં સાંખ્ય શબ્દ ગીતાના ત્રીજા અધ્યાયના ૩ જા શ્લોકમાં અને પાંચમા અધ્યાયના ૫ મા શ્લોકમાં સામાન્ય રીતે વપરાયો છે તેથી જે રીતે અઢારમા અધ્યાયના ૧૯ મા શ્લોકમાં સાંખ્યદર્શનના અર્થમાં સાંખ્ય શબ્દ વપરાયો છે. જેમ કે :

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ (३-३)

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ (५-५)

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ (१८-१९)

વળી ગીતા જ્યારે નીચે જણાવ્યા પ્રમાણેનાં વચનો કહે છે ત્યારે તે વેદાંતદર્શનનો મત વ્યક્ત કરતી હોય છે; જેમ કે 'કોઈ પણ રીતે ન જાણી શકાનારા પરબ્રહ્મના અર્થાત્ મારા અવ્યક્ત સ્વરૂપથી આ આખું જગત વ્યાપ્ત થયેલું છે. અવ્યક્ત આદિ સર્વ ભૂતો મારા અવ્યક્ત સ્વરૂપમાં રહે છે, પણ હું તેમનામાં રહેતો નથી.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥' (९-४)

વળી કહે છે કે 'મારી પ્રકૃતિ(માયા)નો સ્વીકાર કરી હું (પરમેશ્વર) પ્રકૃતિના સ્વભાવથી અસહાય બની આ સર્વ અસંખ્ય પ્રાણીઓને વારંવાર ઉત્પન્ન કરું છું.

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥' (९-८)

'તેમ જ હું સર્વ પ્રાણીઓના હૃદયમાં સાક્ષીરૂપે રહેલો છું. સર્વ ભૂતોનો હું જ ઉપાદાન (અવ્યક્તરૂપ), સ્થિતિ (વ્યક્તસ્વરૂપ) અને અંત (પ્રલયસ્વરૂપ) છું.

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥' (१०-२०)

અને છેવટે કહે છે કે, 'કલ્પને અંતે સર્વ ભૂતો

મારી માયામાં પ્રકૃતિમાં જ લીન થાય છે, અને કલ્પના આરંભમાં હું જ ફરીથી તેમને ઉત્પન્ન કરતો હોઉં છું.

सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥' (૯–૭)

એ જ ભાવ તેરમા અધ્યાયમાં વળી બીજી રીતે વ્યક્ત કરવામાં આવ્યો છે. એમાં પ્રકૃતિને ક્ષેત્ર અર્થાત્ ખેતર એટલે કે શરીર અને આત્માને ક્ષેત્રજ્ઞ અર્થાત્ શરીરને જાણનારો કહેવામાં આવેલ છે. સાંખ્યદર્શનમાંથી લેવામાં આવેલા તેરમા અધ્યાયના ૫ મા અને ૬ ઠ્ઠા શ્લોકમાંના ક્ષેત્ર શરીરઘટક તત્ત્વોની વિગતમાં આપણે ઊતરવા માગતા નથી; પણ અગત્યની વાત એ છે કે 'પ્રકૃતિ' અને 'પુરુષ'ને જોકે અનાદિ કહેવામાં આવ્યાં છે અને ગીતાના ૧૩મા અધ્યાયના ૧૯ મા શ્લોકમાં ગુણોને પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા હોવાનું કહેવાયું છે :

प्रकृतिं पुरुषं चैव विद्धयनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ (૧૩–૧૯)

તેની મતલબ એવી નથી કે બંને એકબીજાથી સ્વતંત્ર છે, કારણ કે તે પછી તુરત જ એ જ તેરમા અધ્યાયના ૨૧ મા શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે, 'પ્રકૃતિની સાથે સંબંધ રાખીને રહેલો પુરુષ પ્રકૃતિમાં ઉત્પન્ન થયેલા ગુણોનો ઉપભોગ લે છે.

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान् गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥' (૧૩–૨૧)

આ શ્લોક પછીના તુરતના બીજા આગળના શ્લોકમાં જણાવવામાં આવ્યું છે તેમ 'ગુણોનો આ ઉપભોગ કોઈ એક વિભિન્ન નિરીક્ષક લેતો હોય છે. આ દેહમાં રહેલો

પરમપુરુષ સર્વસાક્ષી અનુમોદક પોષણ કરનાર, ઉપભોગ લેનાર મહેશ્વર અને પરમાત્મા પણ કહેવાય છે.

उपद्रष्टाऽनुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेतिचाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥' (૧૩-૨૨)

અને વધુમાં કહે છે કે, 'જેવી રીતે એક સૂર્ય આ સમસ્ત વિશ્વને પ્રકાશિત કરે છે તેવી જ રીતે આ ક્ષેત્રરૂપી દેહમાં રહેલો ક્ષેત્રી અર્થાત્ આત્મા આખા ક્ષેત્રને પ્રકાશે છે.

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥' (૧૩-૩૩)

તોપણ 'પરમાત્મા અનાદિ અને નિર્ગુણ હોવાથી અવિનાશી છે; તેથી તે શરીરમાં હોવા છતાં પણ કંઈ જ કરતો નથી અને કોઈથી લિપ્ત પણ થતો નથી. જેમ સર્વવ્યાપી આકાશ સૂક્ષ્મ હોવા છતાં પણ કોઈ રીતે કલંકિત થતું નથી, તેવી જ રીતે દેહમાં સર્વત્ર રહેનારો આત્મા કોઈ પણ પ્રકારે કલંકિત થતો નથી.

अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ (૧૩-૩૧)
यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथाऽऽत्मा नोपलिप्यते ॥' (૧૩-૩૨)

અને તેથી જ કહેવાયું છે કે, 'આ આત્માને છેદી શકાતો નથી, એને બાળી શકાતો નથી, એને પલાળી શકાતો નથી અને સૂકવી પણ શકાતો નથી. આ નિત્ય (અવિકારી) સર્વત્ર રહેલો, સ્થિર, અચલ અને સનાતન છે.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतस्थाणुरचलोऽयं सनातनः ॥ (૨-૨૪)

કેટલાક વાચકોને આ વાત સમજવી અઘરી લાગશે.

કે જે આત્મા શરીરમાં ભોક્તા અને ભર્તા તરીકે રહે છે તે એના ગુણધર્મોથી અલિપ્ત કેમ હોઈ શકે! વેદાંતદર્શન સાથે સાંખ્યમતનો તાલમેળ મેળવવા જતાં ગીતાએ આ જ એક મોટી કઠિનતા ઊભી કરી છે. આ માટે ગીતાનો જવાબ એ છે કે, 'સર્વ પ્રાણીઓ પરમાત્મામાં છે અને જોકે એમને સર્જે છે ને એમનું પાલન કરે છે છતાં એ એમનામાં રહેતો નથી. (૯–૪, ૫; ૭–૧૨; ૧૦–૪૨) આ એક સંદિગ્ધ ખુલાસો છે, એમાં તો કંઈ જ શંકા નથી પરંતુ ગીતા અને ઔપનિષદિક વેદાંતના સામાન્ય અભિપ્રાય પરથી એમ લાગે છે કે પરબ્રહ્મના અત્યુત્તમ તત્ત્વને જ ઉદ્દેશીને એ ખુલાસો કરાયેલો છે. જો વિશ્વાત્મા કેવળ વિશ્વમાં જ અંતર્ભાવ પામેલો હોય અર્થાત્ એ વિશ્વમાં જ હોય ને એની બહાર ન હોય તો પછી એમ કહી શકાય કે દેહ અને આત્મા વચ્ચે ખરેખરી સાયુજ્યતા–એકરૂપતા છે. પરંતુ વેદાંતસિદ્ધાંતનો સાર એ છે કે બ્રહ્મ સાથે વિશ્વની એકરૂપતા હોઈ શકે નહીં. વિશ્વ કરતાં બ્રહ્મનું વ્યક્ત સ્વરૂપ જ શ્રેષ્ઠ છે. આ વાત વેદોની એક જૂની વાતની સ્મૃતિ આપે છે. એમાંના પુરુષસૂક્ત વિભાગમાં કહેવાયું છે કે એ વિરાટ પુરુષ સકલ બ્રહ્માંડમાં ને તેની બહાર પણ સર્વત્ર વ્યાપીને રહેલો છે. અથવા નાભિથી ઉપર દશ આંગળને છેટે હૃદયમાં રહેલો છે,

स भूमिं सर्वतः स्पृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलम् ।

અર્થાત્ સૃષ્ટિમાં તેની અનન્યતા નાશ પામતી નથી પરંતુ તે તો વિશ્વમાં અને વિશ્વની પર પણ રહેલો છે. આમ હોવાથી જોકે જગત વિશ્વાત્મા બ્રહ્મમાં રહેલું છે એટલે કે પરબ્રહ્મ વિશ્વમાં અને એની પર તેમ જ એના કરતાં

શ્રેષ્ઠ પ્રકારનું છે; તોપણ પ્રકૃતિના ગુણોથી એ પરબ્રહ્મ લેપાતું નથી; પરંતુ દેહમાં રહેલો વિશ્વાત્માનો એક અંશ અજ્ઞાનને લીધે એ પ્રમાણે પ્રકૃતિના ગુણોથી લિપ્ત થયેલો જણાય છે. આ વાત ગીતાના પંદરમા અધ્યાયના ૭ મા શ્લોકમાં આ પ્રમાણે કહેવામાં આવી છે. 'આ મનુષ્યલોકમાં મારો (ઈશ્વરનો) જ સનાતન અંશ જીવ રહેલો છે; તે પ્રકૃતિમાં રહેલી પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠા મનને પોતાના તરફ આકર્ષિત કરે છે.

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥' (૧૫,૭)

અત્યુત્તમ એવા અનંત તત્ત્વમાં મર્યાદિત ગુણોનું આરોપણ કરવું એ ખરેખર આપણું અજ્ઞાન છે. આપણામાં તેમ જ સકલ વિશ્વમાં એ અનંત તત્ત્વ રહેલું છે એવું જાણવામાં આવતાં જ તે તત્ત્વમાં સર્વ કર્તવ્યોનું આરોપણ કરતાં આપણે અટકી જવું જોઈએ પરંતુ આપણામાં રહેલી પ્રકૃતિ–માયાની શક્તિમાં તે કર્તવ્યોનું આરોપણ કરવું જોઈએ. આપણું વિનાશી શરીર પ્રકૃતિના ગુણોની અસરમાં રહીને કાર્ય કરતું હોય છે; આપણા એ વિનાશી શરીરમાં અવિનાશી આત્મા રહેલો છે. અને એટલા માટે જ યુદ્ધ કરીને શત્રુઓને મારી નાખવાના અર્જુનના એક કર્તવ્યરૂપે તે કાર્ય કરવા માટે શ્રીકૃષ્ણ ગીતાના બીજા અધ્યાયમાં તેને સલાહ આપે છે; કારણ કે તેમ કરવાથી તેનો અવિનાશી આત્મા કોઈ પણ પ્રકારે લેપાવાનો નથી, એમ પણ તેને તેઓ કહે છે. આ એક અતિસૂક્ષ્મ સિદ્ધાંત છે અને ગીતાના આખા ભવનનું નિર્માણ એ પાયા પર થયેલું હોવાથી એ સિદ્ધાંતનો અર્થ બરાબર સમજી લેવો જરૂરી છે. આપણે પાછલા પ્રકરણ-

માં જોયું તેમ, દરેક મનુષ્યમાં બે જાતની પ્રકૃતિ રહેલી હોય છે. અપરા અથવા અધમ પ્રકૃતિ મન અને બુદ્ધિ સાથે આઠ તત્ત્વોવાળી છે અને આથી ભિન્ન, જીવરૂપ પરા અથવા શ્રેષ્ઠ પ્રકૃતિ છે કે જેના વડે આ જગતને ધારણ કરવામાં આવેલું છે. આપણે એ પણ જોયું કે, ઇંદ્રિયો કરતાં મન અને બુદ્ધિ શ્રેષ્ઠ છે અને જે બુદ્ધિથી પણ શ્રેષ્ઠ છે તે આત્મા છે. આ આત્માનું ચૈતન્ય તત્ત્વ પરા પ્રકૃતિ સાથે સંબંધ ધરાવે છે અને વિશ્વાત્માના એક સ્વરૂપ તરીકે તે આપણામાં રહેલ છે. પ્રકૃતિના એક અંશ તરીકે આપણામાં રહેલી અપરા પ્રકૃતિ વડે સર્વ પ્રવૃત્તિઓ થતી હોય છે, પરંતુ આપણામાં ગૂઢ રીતે રહેલી પરા પ્રકૃતિ જે પોતે શાંત, સહિષ્ણુ અને અકર્તા હોવા છતાં આપણી અપરા પ્રકૃતિને જાણે છે ને તેને કાબૂમાં રાખીને તેને પ્રકાશિત કરે છે. આપણા વિચાર અને કર્તવ્યની જવાબદારી, મન અને બુદ્ધિથી યુક્ત અપરા પ્રકૃતિ પર રહેલી છે; એ અપરા પ્રકૃતિ પર આપણી પરા પ્રકૃતિનો શોધક પ્રકાશ હંમેશાં પડતો હોય છે; અર્થાત્ પરા પ્રકૃતિ અપરા પ્રકૃતિ પર પોતાનો કાબૂ ધરાવે છે. આપણી અજ્ઞાનતાને લીધે જ આપણે એ બે પ્રકૃતિઓ વચ્ચે ભ્રાંતિ ઊભી કરીએ છીએ; પરંતુ આપણને એકવાર એમની ખરી ખાસિયતની ખબર પડી ગયા પછી કેવળ અપરા પ્રકૃતિ વડે કરાતાં કામો માટે આપણે પરા પ્રકૃતિને વખાણતા કે વગોવતા અટકી જઈએ છીએ. પરા પ્રકૃતિના આપણામાં રહેલા તેજસ્વી પ્રકાશ વડે અપરા પ્રકૃતિને માર્ગદર્શન કરાવી તેને દોરવણી આપવાનું કામ પરા પ્રકૃતિનું છે; ને અપરા પ્રકૃતિનું કામ, પરા પ્રકૃતિની એ દોરવણી હેઠળ રહી કામ કરવું કે ન કરવું એનો નિર્ણય કરવાનું હોય છે. છઠ્ઠા અધ્યાયના જાણીતા

૫ મા શ્લોકનો અર્થ પણ એ જ છે કે, 'માણસે આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો. આપણા વિચારો અને કર્તવ્યની અસરથી આપણો અવિનાશી આત્મા મુક્ત છે; એની જવાબદારી આપણી અપરા પ્રકૃતિ પર રહેલી છે. બીજા શબ્દોમાં કહીએ તો અપરા પ્રકૃતિ આપણાં કર્મથી બંધાયેલી છે. એના સંબંધો આપણે 'ગીતાનો કર્મવાદ' નામના આગળ આવનારા પ્રકરણમાં જોઈશું.

'પ્રકૃતિ' અને 'પુરુષ' વિષે ગીતાના મતનો આ સાર છે; વેદાંતનો અદ્વૈતમત અને સાંખ્યના દ્વૈતમત વચ્ચેના સમાધાનમાં અપરા પ્રકૃતિ ને પરા પ્રકૃતિ; ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વિષેના મુદ્દાનો ગીતાનો આ નિર્ણય છે. તેરમા અધ્યાયના ત્રણ શ્લોકોમાં આ હકીકત સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવી છે. 'પ્રકૃતિ જ કાર્ય તથા કારણનો હેતુ કહેવાય છે અને પુરુષ સુખદુઃખના ભોગનો હેતુ મનાય છે.

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥' (૧૩–૨૦)

'પુરુષ' શબ્દથી શો અર્થ અહીંયાં લેવામાં આવ્યો છે એવો એક પ્રશ્ન અહીં ઊભો થઈ શકે છે. શું એને અકર્તા, નિશ્ચેષ્ટ આત્મા કે જીવાત્મા અર્થાત્ દેહાત્મા સમજવો? કેમ કે 'પુરુષ' જો તદ્દન નિષ્ક્રિય કે નિશ્ચેષ્ટ હોય તો આપણે સુખ–દુઃખનો અનુભવ કેવી રીતે કરી શકીએ? આનો જવાબ બીજા શ્લોકમાં આપવામાં આવ્યો છે. 'પુરુષ પ્રકૃતિમાં રહીને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે. ગુણોનો એ સંગ જ ઉત્તમ અથવા અધમ યોનિમાં એનો જન્મ થવાનું કારણ છે.

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥' (૧૩-૨૧)

એની મતલબ એ છે કે 'પુરુષ' પોતે ક્રિયાશીલ નથી અર્થાત્ અકર્તા છે અને નિર્લેપ છે અને જ્યારે તે કોઈ શરીરમાં રહેલો હોય છે, ત્યારે શરીરમાંનું તેનું સ્વરૂપ એટલે કે 'જીવ,' 'પ્રકૃતિ'ની અંદર અને બહારના સર્વ ગુણોને ભોગવતો હોવાનું જણાય છે અને આત્મા દેહ સાથે તદ્રૂપ થઈ જાય છે. પરંતુ એનું ખરું સ્વરૂપ તો જુદું જ છે; કારણ કે સારરૂપે, દેહમાંનો આત્મા અર્થાત્ જીવાત્મા એ જ શ્રેષ્ઠ વિશ્વાત્મા છે.

એ પછીના આગળના શ્લોકમાં એ વાત સ્પષ્ટ કરવામાં આવી છે અને 'આ શરીરમાંનો શ્રેષ્ઠ પુરુષ જોનાર, અનુમોદન આપનાર, પોષણ કરનાર, ભોક્તા, મહેશ્વર અને પરમાત્મા કહેવાય છે.

उपद्रष्टाऽनुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥' (૧૩-૨૨)

'પુરુષ' વિષેના સાંખ્યમત ઉપર વેદાંતનો આ મત ઉપરના બે શ્લોકોથી સ્થાપવામાં આવ્યો છે. સાંખ્યમત પ્રમાણે પરમાત્મા જેવું કોઈ તત્ત્વ છે જ નહિ. સમષ્ટિભાવે કેવળ પૃથગાત્માઓ અર્થાત્ જીવાત્માઓ જ છે. પરંતુ વેદાંતમત પ્રમાણે ખરો પુરુષ અથવા વાસ્તવિક આત્મા એ પરમાત્મા છે અને જીવાત્માઓ તો પ્રાણીઓનાં શરીરોમાં એના સ્વરૂપાંશો છે. એ પરમાત્મા અકર્તા અને નિર્લેપ–સહનશીલવૃત્તિધર્મવાળો છે; તોપણ એ સર્વને પ્રકાશિત કરનારો છે; એ આપણા શરીરમાં રહેલો હોવાથી તેમ જ ગુણોને અધીન હોવાને લીધે એનું સ્વરૂપ ક્રિયાશીલ જણાય છે.

ગીતાના બીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને આપેલા બોધનો હેતુ શો છે એ મુદ્દા પર હવે આપણે આવીએ છીએ. અર્જુનને શ્રીકૃષ્ણ કહે છે કે, અર્જુને પોતે એવી ભ્રામક માન્યતામાં રહેવું નહિ કે એ પોતે કોઈને મારે છે; કારણ એનામાં રહેલો આત્મા કોઈને મારતો નથી તેમ એ આત્મા અવિનાશી હોવાથી કોઈથી કયારેય હણાતો પણ નથી. ઇંદ્રિયો, મન અને બુદ્ધિથી યુક્ત દેહાત્મા કરતાં એ વાસ્તવિક 'હું' તો જુદો છે. દેહાત્મા સાથે ખોટી રીતે જોડી દેવાયેલો એ 'હું' દેહાત્માનાં કાર્યો માટે જવાબદાર નથી; ખરી રીતે તો એ 'પ્રકૃતિ'નાં બળો છે કે જે દેહાત્માને કર્મ કરવામાં પ્રવૃત્ત કરે છે. પરંતુ તે પછી તો કુદરતી રીતે એક બીજો સવાલ એ ઊભો થાય છે કે, તો પછી શું માણસ પોતે જે કર્મો કરે છે અને જેમની જવાબદારી એના શરીરમાં રહેલાં કુદરતી બળો પર નાખી દેવામાં આવી છે તેમને માટે એ પોતે જવાબદાર નથી? તે બધાં કર્મો માટે શું એ કુદરતી શક્તિઓ જ જવાબદાર છે ને મનુષ્ય પોતાનાં કર્મો માટે જવાબદાર નથી? બીજી રીતે કહીએ તો શું માણસ કુદરતનું આપમેળે ચાલતું યંત્ર છે કે એનાં કાર્યો એની પોતાની મરજી વિના જ નક્કી કરી લેવાય; અને મનુષ્ય જે વસ્તુ પર પોતાનો કાબૂ ધરાવી શકતો ન હોય તે વસ્તુતત્ત્વને એણે પોતાની જાત હવાલે જ કરી દેવી? જો આમ જ હોય તો પછી એના ખરા–ખોટા આચરણ માટે એને વખાણી કે વખોડી શકાય ખરો?

ગીતા સમજવામાં આપણને એ જ એક મુશ્કેલીનો સામનો કરવો પડે છે કે, એમાં એક પછી એક અનુક્રમ પ્રમાણે વિચારો ગોઠવવામાં આવ્યા નથી, પરંતુ આપણે એનાં

જુદાં જુદાં વચનોમાં વેરાયેલા વિચારોને એકત્ર કરી લેવા પડે છે. નિશ્ચયવાદ વિષેનો આ મુદ્દો ગીતામાં અનેક સ્થળે ચર્ચવામાં આવ્યો છે. હકીકતરૂપે જોઈએ તો અર્જુન પોતે જ એક પ્રશ્ન પૂછે છે કે, 'કોની પ્રેરણાથી મનુષ્ય ઇચ્છા ન હોવા છતાં બળાત્કારથી જોડેલાની પેઠે, પાપનું આચરણ કરે છે? અર્થાત્ મનુષ્યની ઇચ્છા પાપ કરવાની ન હોવા છતાં કોઈને અધીન થઈને કાર્ય કરતો હોય તેમ એ કોઈ કોઈ વેળા પાપ આચરે છે; મનુષ્યની આવી પ્રવૃત્તિ કયા હેતુથી થાય છે?

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥' (૩-૩૬)

એટલે કૃષ્ણ એ શક્તિતત્ત્વો વિષે કહીને કર્મના સિદ્ધાંતનું પ્રતિપાદન કરતાં કહે છે કે, માણસ કુદરતનાં આ શક્તિતત્ત્વો સામે પોતાની મરજી પ્રમાણે લડી શકે છે, પોતાની પરા પ્રકૃતિની મદદથી અપરા પ્રકૃતિનો ઉત્કર્ષ સાધી શકે છે અને એ પ્રમાણે પોતાનું ભાવિ નક્કી કરી શકે છે. આત્માની નિષ્ક્રિયતા કે નિશ્ચેષ્ટતા, કર્તવ્ય અને અકર્તવ્યનો નિશ્ચય કરનારી બુદ્ધિની નિર્ણાયક તેમ જ વિવેકયુક્ત સંકલ્પશક્તિને કશી હરકત કરતી નથી. જોકે તે સંકલ્પશક્તિ પ્રકૃતિના ક્ષેત્ર સાથે અર્થાત્ મનુષ્યના સ્વભાવ સાથે સંબંધ ધરાવે છે; છતાં યાંત્રિકપણે કામ કરતી એ શક્તિ આંધળી નથી પરંતુ એને માટે ખુલ્લા રહેલા અનેક માર્ગોમાંનો ગમે તે એક ખાસ માર્ગ પસંદ કરવાની જરૂરી શક્તિ ધરાવતી હોય છે. ઇચ્છાશક્તિ એ પ્રકૃતિનો એક અંશ હોવાથી એણે નક્કી કરેલા નિયમ પ્રમાણે એને એના (પ્રકૃતિના) ક્ષેત્રમાં રહીને કાર્ય કરવાનું હોય છે, પરંતુ એ ક્ષેત્રને વીંટીને

રહેલા વર્તુળમાં ઇચ્છાશક્તિ પોતાના કાર્યનો માર્ગ—પરા અને અપરા પ્રકૃતિનાં પરસ્પર વિરોધી બળો વચ્ચે—ઊર્ધ્વમાર્ગ કે અધોમાર્ગ નક્કી કરી લેવા માટે સ્વતંત્ર હોય છે. ગીતાના છઠ્ઠા અધ્યાયના પાંચમા અને છઠ્ઠા શ્લોકમાં ઇચ્છાશક્તિનું આ સ્વાતંત્ર્ય આત્મા વડે આત્માના વિજયરૂપે સારી પેઠે વ્યક્ત કરવામાં આવ્યું છે. વળી આત્મા કર્મ વડે લેપાતો નથી એ વિચાર પાંચમા અધ્યાયના ૧૪મા અને ૧૫મા શ્લોકમાં જુદા શબ્દોમાં જણાવવામાં આવ્યો છે. એમાં એવું કહેવામાં આવ્યું છે કે, 'ઈશ્વર અર્થાત્ વિશ્વાત્મા લોકોના કર્તૃત્વનું, કર્મોનું કે કર્મોનાં ફળના સંયોગનું નિર્માણ કરતો નથી; સ્વભાવ જ સર્વ કાંઈ કરે છે. એ સર્વવ્યાપી પરમેશ્વર ન કોઈના પાપને લે છે કે ન કોઈના પુણ્યને લે છે. અજ્ઞાનથી જ્ઞાન આચ્છાદિત થયું છે.

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥
नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥' (૫, ૧૪–૧૫)

પરા અને અપરા પ્રકૃતિના સ્વભાવ વચ્ચેનો ભેદ અહીં સ્પષ્ટ રીતે દેખાડવામાં આવ્યો છે. અર્થાત્ જીવાત્મા અને પરમાત્મા વિષેની ભિન્નતાનું નિરૂપણ કરવામાં આવ્યું છે. પરા પ્રકૃતિ અર્થાત્ આપણામાં રહેલા ઈશ્વરે ઉત્પન્ન કરેલી સૃષ્ટિના કાયદા પ્રમાણે કરાતાં આપણાં કાર્યોથી એ ઈશ્વર અલિપ્ત છે; તેમ એ કોઈ રીતે આપણાં કાર્યો સાથે દરમિયાનગીરી પણ કરતો નથી. આપણાં કાર્યોના ગુણ અને દોષો માટે આપણે જવાબદાર છીએ, ઈશ્વર એ માટે જવાબદાર નથી. પોતાના દૃઢસંકલ્પ સાથે આત્માની નિષ્ક્રિયતાના

માર્ગોનું આ જોડાણ છે. કર્મનો સિદ્ધાંત અથવા નૈતિક હેતુતાના મૂળમાં આ જોડાણ રહેલું છે. એની ચર્ચા 'ગીતામાં કર્મવાદ' નામના પ્રકરણમાં આપણે કરીશું.

ભારતીય અને પાશ્ચાત્ય મત વચ્ચેની મુખ્ય ભિન્નતા, આપણે 'ગીતાનું મનોવિજ્ઞાન' નામના પાછલા પ્રકરણમાં જોઈ ગયા છીએ. ભારતીય મત પ્રમાણે મન અને બુદ્ધિ–એ દેહેન્દ્રિયો છે ને તે આત્માના ગુણધર્મો કે કાર્યો નથી. તે દેહની સૂક્ષ્મ ભાવના સાથે સંબંધ ધરાવે છે. આધ્યાત્મિક પક્ષે ભારતીય વેદાંતિક મત પ્રમાણે વિશ્વમાં કેવળ એક જ આત્મા છે, જેને આપણે ઈશ્વર કે પરમાત્મા કહીએ છીએ અને દેહમાંના આત્માઓ અર્થાત્ જીવાત્મા કે જે સર્વ પ્રાણીઓના શરીરમાં સ્પષ્ટ રીતે નિવાસ કરી રહેલા છે એ તો એના અંશરૂપે છે અને જન્મ–પુનર્જન્મને અંતે એ જીવાત્મા પરમાત્મામાં વિલીન થઈ જાય છે. આ સિદ્ધાંત પ્રમાણે મનુષ્ય એના આત્મા સાથેના સંબંધથી એ પ્રભુની કેવળ પ્રતિમા જ નથી; પરંતુ ખરી રીતે એ એનો અંશ છે; બીજી રીતે અને ઇંદ્રિયોના સંબંધથી એક પ્રાણી કે પશુ કરતાં તે વિશેષ નથી અર્થાત્ વિષય અને ઇંદ્રિયોના સંબંધથી મનુષ્ય કેવળ પશુ જ છે. જ્ઞાન વડે, માનસિક અભ્યાસ અથવા યોગ વડે, ચિંતન અને સત્કર્મોથી તે પોતાના મનમાં દૈવી તત્ત્વનો અનુભવ કરીને, પુનર્જન્મોની પરંપરામાંથી છુટકારો મેળવીને મોક્ષ પ્રાપ્ત કરે છે. આત્માના બીજા આધ્યાત્મિક સિદ્ધાંતોથી જુદો પડતો આ એક અપૂર્વ મત છે. ખ્રિસ્તી મત પ્રમાણે માણસ એક પાપી પ્રાણી છે. અને પ્રભુની પ્રાર્થના કર્યા વિના અને તેની દિવ્ય કૃપા વિના તે મુક્તિ પામી શકતો નથી. ભારતીય તત્ત્વજ્ઞાનના મતે અને

પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના મતે પણ નૈતિક ગુણો મુક્તિ પ્રાપ્ત કરવા માટેનું સાધન છે; પરંતુ હિંદી તત્ત્વજ્ઞાન એ નૈતિક ગુણોને સત્કર્મના ઘટક માને છે અને તે જન્મ તથા પુનર્જન્મની ઘટમાળને ટૂંકી કરવા માટેનું નિમિત્ત છે અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની દિવ્ય કૃપા .મન વડે પ્રાપ્ત કરાયેલી પ્રેરણાથી આત્માનુભવના વિમાનમાં ઊંચે ને ઊંચે જવામાં રહેલી છે. ખ્રિસ્તી સિદ્ધાંત પ્રમાણે જન્મ અને પુનર્જન્મ છે જ નહિ; અને મરી ગયેલાં માણસોના આત્માઓની મુક્તિ તો કયામતને દિવસે કે જે દિવસે તેમનાં પુણ્યપાપનો બદલો કે સજા આપવામાં આવશે તે દિવસે નક્કી કરવાની હોય છે.

બૌદ્ધમત તો વેદાંત જેને 'આત્મા' શબ્દથી ઓળખે છે તે જીવાત્મા કે પરમાત્માના અસ્તિત્વનો સાવ ઇન્કાર જ કરે છે. બૌદ્ધમત પ્રમાણે મનુષ્યનાં દુઃખ અને બંધનનું કારણ તેની 'આત્મા' અથવા 'હું' વિષેની માન્યતા જ છે. એટલા માટે વિશ્વાત્મા સાથે જીવાત્માના ઐક્યનો પ્રશ્ન જ બૌદ્ધમત પ્રમાણે બાકી રહેતો નથી અને વ્યક્તિજીવનની મુક્તિ, એક બળતા દીવામાંનું તેલ અને વાટ ખૂટી ગયા પછી તે દીવો ઓલવાઈ જાય છે તેમ, તે જીવના વિનાશ પામવામાં રહેલી છે. આમ હોવા છતાં પણ બૌદ્ધમત કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતમાં તો માને જ છે. અલબત્ત, વિશ્વ–આત્માની સાથે જીવાત્માનો લય થઈ જવાની મૌલિક માન્યતા પર નહીં; પરંતુ પ્રાણીનો સ્વભાવ જ પુનર્જન્મ પામવાનો છે તેથી તે જન્મે છે એ માન્યતાને આધારે બૌદ્ધવાદ પુનર્જન્મમાં માને છે.

આમ જીવાત્મા અને પરમાત્માની એકતા (અદ્વૈત) વિષેની માન્યતા એ વેદાંતદર્શનનો એક વિશિષ્ટ સિદ્ધાંત

છે, જે એને બીજાં બધાં દર્શનશાસ્ત્રોથી એની શ્રેષ્ઠતાને લીધે જુદું પાડે છે. હિંદુ સંસ્કૃતિની બધી શાખાઓ પર વેદાંતદર્શને પોતાની અસર પાડી છે અને પછીથી શંકરાચાર્યનો અદ્વૈતમત અથવા કેવલાદ્વૈત અને રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈતમતનો વિકાસ થતાં ભારતીય દર્શનશાસ્ત્રમાં વેદાંતના બીજા મતો પણ આજે સીમાચિહ્ન બની ગયા છે. બૌદ્ધવાદની હિંદમાં સ્થાપના થયા પછી પણ વેદાંતમતે કાળની કસોટી આગળ પોતાનું સ્થાન ટકાવી રાખ્યું. આપણે આગળ જોઈશું તેમ પ્રાચીન દાર્શનિક મતોમાંનો જો કોઈ પણ મત આધુનિક વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધોની સમીપમાં જઈ પહોંચ્યો હોય તો તે અંતિમ પરમાત્મતત્ત્વનો સમર્થક, વેદાંત મત જ છે. સાથે સાથે જ, એવું કોઈ ગૂઢ તત્ત્વજ્ઞાન જે સમજવામાં ભારે ગેરસમજૂતી ઊભી થઈ હોય અર્થાત્ યથાર્થ રીતે જે ન સમજી શકાયું હોય એવું તત્ત્વજ્ઞાન–એ વેદાંતદર્શન જ છે. વળી એમ પણ કહેવાયું છે કે, વેદાંતમાર્ગ જગતને માયામય અને પ્રપંચપૂર્ણ હોવાનું જણાવી જીવનના મિથ્યાત્વના વિચારને પ્રોત્સાહિત કરે છે. એમ પૂછવામાં આવે છે કે, જો જગત મિથ્યા છે અને સત્ય બ્રહ્મને જાણી શકાતું નથી તો પછી માણસ માટે જાણવા યોગ્ય અને કરવા જેવું બીજું રહે છે જ શું ? જો જાણવા યોગ્ય પ્રત્યેક વસ્તુ માયિક છે અને તે માયામાંથી ઉત્પન્ન થયેલ છે, તો પછી જ્ઞાનની કિંમત જ શી છે? અને જો સત્ય તત્ત્વને જાણી શકાતું ન હોય, તો પછી જીવનમાં તત્ત્વજ્ઞાન અને ધર્મનું સ્થાન ક્યાં છે? જો મનુષ્ય જેવું સમર્થોહ પ્રાણી અસાર છે, તો પછી તે પોતાની અંદર પરમાત્માનો સાર કઈ રીતે ધરાવી શકે? દૃગ્ગોચર થતું આ જગત વેદાંતને

અને જો તદ્દન મિથ્યા છે એમ માનવામાં આવે, તો આ સર્વ પ્રશ્નો યથાર્થ જ છે. સાચી વાત તો એ છે કે, આવા આવા મુદ્દાઓ ઊભા કરીને વેદાંતવાદ ઉપર ભયંકર હુમલો કરવામાં આવ્યો છે ને વળી આ ટીકાનો સયુક્તિક, બુદ્ધિપૂર્વકનો ઉત્તર આપવામાં આવ્યો નથી, એમ પણ કહેવામાં આવે છે. તેમ છતાં પણ વેદાંતના સિદ્ધાંતને આપણે ઝીણવટથી તપાસીએ તો એવું જણાઈ આવશે કે, સત્ય સિદ્ધાંતની ગેરસમજને લીધે આ ટીકા કેટલેક અંશે ઊભી થઈ છે અને કેટલેક અંશે, વેદાંતના સિદ્ધાંતમાં માનનારાઓ તરફથી એને અર્થાત્ વેદાંતવાદને એક વિશિષ્ટ પ્રકારનું અતિશયોક્તિનું રૂપ આપીને પ્રચલિત કરવામાં આવ્યાથી પણ આ ટીકા ઊભી થવા પામી છે.

'માયા' આ શબ્દ ઋગ્વેદ જેટલો જ જૂનો છે. ઋગ્વેદમાં કહ્યું છે કે, 'ઇંદ્ર અર્થાત્ આત્મા એક હોવા છતાં માયાને લીધે અનેક રૂપવાળો હોય તેમ દેખાય છે.

इन्द्रो मायाभिः पुरुरूप ईयते।' (ઋગ્વેદ ૬, ૪૭-૧૮)

આ વચન બૃહદારણ્યક ઉપનિષદમાં આ પ્રમાણે દર્શાવવામાં આવ્યું છે કે, 'એ પરમ પુરુષ પરમાત્મા દરેક આકાર કે ઉપાધિ પ્રમાણે પોતાનું રૂપ બદલે છે, એનું એ રૂપ, એનું પોતાનું જ્ઞાન બીજાઓને થવા માટે ધારણ કરવામાં આવતું હોય છે. ઇંદ્ર અર્થાત્ આત્મા માયાને લીધે અનેક પ્રકારનો, અનેક રૂપોમાં પ્રતીત થાય છે; કારણ કે તે સેંકડો અવયવોથી યુક્ત છે.'

रूपं रूपं प्रतिरूपो बभूव तदस्य रूपं प्रतिचक्षणाय।
इन्द्रो मायाभिः पुरुरूप ईयते युक्ता ह्यस्य हरयः शता दशेति॥'
(બૃ. અ. ૨; બ્રા. ૫, મં. ૧૯)

એ જ પ્રમાણે શ્વેતાશ્વતરોપનિષદમાં પણ માયા શબ્દ અનેક સ્થળે આવેલો છે. એ ઉપનિષદમાં એક સ્થળે કહેવામાં આવ્યું છે કે, 'માયાને પ્રકૃતિ જાણવી અને મહેશ્વરને માયાનો પતિ અર્થાત્ માલિક જાણવો. આ સર્વ જગત, તેનો જ આકાર ધારણ કરીને રહેલા પ્રાણીઓથી વ્યાપ્ત છે.

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत्॥' (૪–૧૦)

અર્થાત્ માયા નામથી જે શક્તિનું વર્ણન કરવામાં આવે છે તે તો ભગવાનની શક્તિરૂપ પ્રકૃતિ છે અને તે માયા નામથી ઓળખાતી પ્રકૃતિશકિતનો અધિપતિ પરબ્રહ્મ પરમાત્મા મહેશ્વર છે. આ પ્રમાણે માયા અને બ્રહ્મ તથા પ્રકૃતિ અને પુરુષ એ બન્નેને એકબીજાથી ભિન્ન સમજવાં જોઈએ. એ પરમેશ્વરની શકિતરૂપ પ્રકૃતિના જ અંગભૂત કારણ–કાર્યસમુદાયથી આ સર્વ જગત વ્યાપી રહ્યું છે. ઋગ્વેદથી માંડીને ઉપનિષદ સુધીનાં અહીં આપવામાં આવેલાં આ સઘળાં અવતરણોમાં માયા શબ્દ છળ, પ્રપંચ કે ઇંદ્રજાલ એવા અર્થમાં અથવા અવાસ્તવિકતા કે મિથ્યાત્વના અર્થમાં વપરાયેલો નથી. પોતાની ન જાણી શકાય એવી ગહન અને અતકર્ય શકિતથી બ્રહ્મ પ્રકૃતિ અથવા તો વિશ્વમાં પોતાનાં વિભિન્ન સ્વરૂપોથી રૂપાંતર પામીને રહેલ છે; એવા અર્થમાં માયા શબ્દ વપરાયેલો છે. માયાની વિગતવાર વ્યાખ્યા નીચે જણાવ્યા પ્રમાણે સર્વસારોપનિષદમાં આપવામાં આવી છે: 'જે અનાદિ છે; નિર્ગુણ છે; જેનું ખંડન અને મંડન બન્ને કરી શકાય છે; જે સત્ય પણ નથી તેમ અસત્ય પણ નથી; સત્યાસત્ય પણ નથી; પોતે અવિકારી હોવાને લીધે વિકારના હેતુનું નિરૂપણ કરતી વખતે અવિદ્યમાન હોય છે અને હેતુનું

નિરૂપણ કરવાનું ન હોય ત્યારે જે વિદ્યમાન હોય; આ પ્રમાણે જેનું વર્ણન કરી ન શકાય તે 'માયા' કહેવાય છે.

अनादिरन्तर्वत्नी प्रमाणाप्रमाणसाधारणा न सती नासती न सदसती स्वयमविकाराद्विकारहेतौ निरूप्यमाणेऽसती। अनिरूप्यमाणे सती लक्षणशून्या सा मायेत्युच्यते॥' (४)

ઉપનિષદોમાં બીજે સ્થળે પણ માયાને 'અનિર્વચનીય'— અર્થાત્ જેનું વર્ણન ન કરી શકાય તેવી કહી છે. બૃહદારણ્યક ઉપનિષદે બ્રહ્મને એક સ્થળે, 'તત્ત્વનું પણ તત્ત્વ અને સત્યનું પણ સત્ય અર્થાત્ પરમ સત્ય' કહેલ છે.

तस्योपनिषत्सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम्।'

આથી કહેવાનો આશય એ છે કે, પરિવર્તનશીલ આ વિશ્વ સત્ય છે; અને એમાં વ્યાપ્ત થઈને રહેલ બ્રહ્મ એ વિશ્વના સત્યત્વ સાથે સંબંધ ધરાવીને રહેલા સત્યનું પણ સત્ય, અર્થાત્ પરમ સત્ય છે. ગીતાએ ઉપનિષદના આ મતનો સ્વીકાર કર્યો છે. ગીતાએ વાપરેલો માયા શબ્દ પ્રપંચ, ભ્રમણા કે મિથ્યાત્વના અર્થમાં નથી; પરંતુ બ્રહ્મ પોતાની જે અચિંત્ય, ગહન દૈવીશકિતથી પોતાના અંશનું વિશ્વમાં રૂપાંતર કરે છે તે શકિતના અર્થમાં ગીતાએ માયા શબ્દ વાપર્યો છે. ગીતા કહે છે કે, 'યંત્ર ઉપર આરૂઢ થયા સમાન ભૂતમાત્રને પોતાની શકિતથી ભ્રમણ કરાવનાર ઈશ્વર સર્વ ભૂતોના હૃદયમાં વાસ કરે છે.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया॥' (૧૮-૬૧)

વળી 'હું અજન્મા તથા અવિનાશી આત્મા અને સર્વ ભૂતમાત્રનો ઈશ્વર હોવા છતાં પણ પોતાની પ્રકૃતિને

સ્વાધીન રાખીને, પોતાની શક્તિથી જ હું જન્મ લઉં છું.

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥' (४-६)

'અને વળી આ દૈવી ગુણમયી મારી (ઈશ્વરની) માયા દુસ્તર છે, જેઓ કેવળ મારામાં જ (ઈશ્વરમાં જ) અનુરક્ત થાય છે, તેઓ આ માયાને તરી જાય છે.

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥' (७-१४)

વિશેષમાં 'યોગમાયાથી હું વીંટાયેલો-ઢંકાયેલો હોવાથી અર્થાત્ ત્રણ ગુણોના આવરણને લીધે હું સર્વને પ્રત્યક્ષ-પ્રકટ થતો નથી; એટલે આ મૂઢ લોક અજન્મા તથા અવિનાશી એવા મને બરાબર ઓળખતા નથી.

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥' (७-२५)

આ પ્રમાણે ગીતાના મતે, બે ભિન્ન વિચારો પ્રમાણે માયા મિથ્યા તેમ જ અમિથ્યા છે. પરબ્રહ્મ સાથેના સંબંધથી જોતાં માયા એ પરબ્રહ્મનું વિકારી પરિણામ છે, અર્થાત્ માયારૂપે વિશ્વમાં રૂપાંતર થયેલું હોવાથી મિથ્યા છે. એ મિથ્યા એટલા માટે છે કે, માયાના જગત જેવાં વ્યક્ત સ્વરૂપો અનિત્ય અસ્તિત્વવાળાં છે અર્થાત્ જગતનું અસ્તિત્વ નિત્ય કે શાશ્વત નથી તેથી અનિત્ય છે. જગત એ માયાનું વ્યક્ત સ્વરૂપ છે. એ અનિત્ય એટલે મિથ્યા હોવાથી માયા મિથ્યા જ છે; જ્યારે સત્ય તો કાળની મર્યાદાથી અબાધિત છે અર્થાત્ સર્વ કાળમાં સત્યનું અસ્તિત્વ રહે જ છે. અને જેનું અસ્તિત્વ સદાકાળ ટકેલું રહે, એ જ સત્ય તત્ત્વ કહેવાય ને તે સત્ય

તત્ત્વ કેવળ પરબ્રહ્મ છે. પરંતુ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતાં અન્ય સર્વ નાશવંત પ્રાણીઓના સંબંધથી જોતાં માયા અમિથ્યા છે અર્થાત્ મિથ્યા નથી; પરંતુ સત્ય છે; એ સત્ય એટલા માટે છે કે, પ્રાણી અને માયા બન્ને પોતાનાં ધર્મો, ગુણ, નામ અને સ્વરૂપ ધરાવતાં હોય છે. કાળની અવધિવાળા જગતમાં એ વિદ્યમાન હોઈ પોતાનું અસ્તિત્વ ધરાવે છે. જે મનુષ્યને પોતાની અંદર બ્રહ્મની પ્રતીતિ થયેલી જણાય તે માણસ જગતને પ્રપંચરૂપ હોવાનું કહી શકે; કારણ કે બ્રહ્માનું જ્ઞાન પ્રાપ્ત થયેલા તેવા આત્મજ્ઞાની માણસને પરિવર્તનશીલ જગતમાં સર્વ વસ્તુઓ મિથ્યા જણાય છે.' પરંતુ જે માણસોએ બ્રહ્મને જાણ્યો નથી કે જાણી શકતા નથી અથવા જેમને બ્રહ્મની પ્રતીતિ થઈ નથી, તેવા સર્વ માણસોને તો જગતની સર્વ વસ્તુઓ બ્રહ્મની જેમ સત્ય હોય એવી જણાય છે; કારણ કે તે બ્રહ્મના ખરા સ્વરૂપને, કે જેને આધારે જગતને મિથ્યા કે અસત્ય કહી શકાય તે સ્વરૂપને જાણતો નથી. જો કોઈ માણસ દોરડું જોઈને ભૂલથી તેને સાપ માની લે તો તે તેની ભ્રાંતિ છે; કારણ કે દોરડું અને સાપ એ બન્નેના આકાર સામાન્ય હોવાથી તે ભુલાવામાં પડે છે અને ખરેખરી રીતે દોરડું જોયા છતાંય પોતે સાપ જોયાના વિચારથી ભ્રમમાં મુકાય છે. પરંતુ જે માણસે સાપને કયારેય જોયો નથી કે સાપ વિષેની જેને કલ્પના પણ નથી તેવો માણસ દોરડાને સાપ માનવાની ભ્રાંતિમાં નહીં પડે; કારણ કે સાપ વિષે જે કશું પણ જાણતો નથી તે દોરડામાં સાપ જોઈ શકતો નથી, તેથી થોડાક યોગીઓ કે જેઓ અવ્યક્ત બ્રહ્મના સ્વરૂપને પોતાની અંદર પ્રત્યક્ષ અનુભવી શકતા હોય તેમને બાદ કરતાં, આપણે કહી શકતા નથી કે આપણા માટે સર્વ

વસ્તુઓ મિથ્યા કે ભ્રામક છે. અર્થાત્ યોગીઓને માટે જગતની સર્વ વસ્તુઓ મિથ્યા કે ભ્રામક હોઈ શકે; પરંતુ આપણા માટે તો એ સર્વ વસ્તુઓ મિથ્યા નથી તેમ ભ્રમોત્પાદક પણ નથી. આ પ્રમાણે બે સમર્યાદ વસ્તુઓ અમર્યાદ અનંત તત્ત્વ સાથે સંબંધ ધરાવે છે; પરંતુ આપસ-આપસમાં તો એ બંને સમર્યાદ તત્ત્વ તરીકે સત્ય જ છે. થોડાક સમય માટે દરિયાનું પાણી મોજાંનું અને ફીણનું રૂપ ધારણ કરે છે અને થોડી વાર પછી મોજાંઓના આકારનો નાશ થતાં મોજાંઓનું અસ્તિત્વ પણ નાશ પામે છે; આમ છતાં પણ થોડા સમય માટે તેમના ભિન્ન આકારો એકબીજા સાથેના સંબંધથી સત્ય છે. આ પ્રમાણે સમર્યાદ અને અનિત્ય તત્ત્વોનું અસ્તિત્વ કે અનસ્તિત્વ અનંત અર્થાત્ અમર્યાદ તત્ત્વના સંબંધ પર આધાર રાખે છે. સર્વોપનિષદ અથવા સર્વસારોપનિષદમાંના વચનનો પણ અર્થ એ જ છે કે, 'પોતાના આધારની નિત્યતાથી માયા અવિદ્યમાન છે; અર્થાત્ માયાના આધારતત્ત્વના પરિવર્તનનું કારણ નિશ્ચિત થયેલું છે; એટલે કે માયાનું ઉપાદાન કારણ નક્કી થતાં માયાનો અભાવ છે—માયા અવિદ્યમાન છે; પરંતુ એ માયાનું ઉપાદાન કારણ નિશ્ચિત ન થયું હોય ત્યારે માયા વિદ્યમાન હોય છે અને મૂળ કારણ નક્કી થતાં જ માયાનું અસ્તિત્વ રહેતું નથી.' દાખલા તરીકે એક કારીગર પોતાનાં કળા-કૌશલ્ય વડે માટીમાંથી ઘડો બનાવે છે; જ્યારે માટી હતી ત્યારે ઘડાની કલ્પના પણ ન હતી. માટીમાં કોઈ કારીગરની 'માયા' મળતાં જ ઘડો બની ગયો અર્થાત્ માટીમાંથી ઘડો બનવો એ માયાનું રૂપ છે ને માટી એ ઘડાનું ઉપાદાનકારણ છે અર્થાત્ માટી છે ત્યારે ઘડારૂપી માયા નથી એટલે કે ઉપા-

દાનકારણ નક્કી થતાં માયા અવિદ્યમાન છે, માયાનો અભાવ છે. હવે માટીમાંથી ઘડો બનતાં જ એટલે કે માયામયરૂપ બનતાં જ મનુષ્ય તેનો ઉપયોગ કરવા લાગ્યો—ભોગ ભોગવવા લાગ્યો. પરંતુ એ માયારૂપ ઘડાનો ઉપભોગ કરતાં તે તેમાં એવો ફસાઈ ગયો કે તે એના મૂળરૂપને અર્થાત્ માટીને ભૂલી ગયો ને ઘડારૂપી માયાને સત્ય માનવા લાગ્યો. ઘડો પોતાની પાસે રહે તેમ માની તેનાથી આનંદ પામવા લાગ્યો અને ઘડો તૂટતાં દુઃખી થવા લાગ્યો ને માયા અસત્ય છે મિથ્યા છે તેની તેને ખાતરી થઈ ને ઘડારૂપી માયાનું ઉપાદાનકારણ માટી છે તે માયાનો આધાર છે તેના નિત્યત્વથી માયા અવિદ્યમાન છે એની પણ પ્રતીતિ થઈ.

શંકરાચાર્યના ગુરુ ગૌડપાદની માંડુક્યકારિકામાં માયાવાદનું નિરૂપણ કરવામાં આવ્યું છે; તે વાંચવામાં આવતાં માયા એ પ્રપંચ છે, ભ્રમ છે; એમ આપણને લાગે છે ને માયાના મિથ્યાત્વની પણ આપણને પ્રતીતિ થાય છે. બ્રહ્મના અદ્વૈતભાવને પ્રતિપાદન કરનારા ખુદ શંકરાચાર્યને જગતના સમવાય સંબંધનો સ્વીકાર કરવો પડ્યો છે. એ જ પ્રમાણે 'દ્વૈતાદ્વૈતવાદ' અથવા 'પરિણામવાદ'ના પ્રવર્તક નિમ્બાર્કે પણ તત્ત્વજ્ઞાન સાથે સાપેક્ષતાના સિદ્ધાંતને યોજીને 'વિશ્વ એ બ્રહ્મનું વાસ્તવિક પરિણામ છે,' એમ પ્રતિપાદન કરીને જગતના સમવાયસંબંધનો અર્થાત્ આધારાશધેય ભાવનો સ્વીકાર કર્યો છે; અને એવી રીતે નિમ્બાર્કે ઉપનિષદે કરેલા માયાના અર્થને ટેકો આપ્યો છે. રામાનુજ પણ જગતના સમવાયસંબંધના સમર્થક છે; એમના મતે જગત આપણા માટે મિથ્યા નથી, પણ સત્ય છે. હિંદી તત્ત્વજ્ઞાનમાં સાપેક્ષવાદ અથવા સ્યાદ્વાદ નામે ઓળખાતો સાપેક્ષવાદનો

સિદ્ધાંત જ્ઞાનને બ્રહ્મ અને જગતનાં નિત્ય મૂલ્યો પર નહીં પરંતુ સાપેક્ષ મૂલ્યો પર સ્થાપે છે; આપણી જાણવાની શક્તિ અનુસાર જ્ઞાન આપણને પ્રાપ્ત થાય છે. આઇન્સ્ટાઇનના મતે એ સાપેક્ષતાનો સિદ્ધાંત દેશ અને કાળ સાથે સંબંધ ધરાવે છે. માનસદૃષ્ટિએ દેશ અને કાળ વચ્ચે ઘણો ભેદ છે, પણ ભૌતિકશાસ્ત્રની દૃષ્ટિએ એ વચ્ચે તત્ત્વતઃ કાંઈ ભેદ નથી. બેમાંથી એકેયનું સ્વતંત્ર અસ્તિત્વ નથી, એક જ નિરુપાધિક સ્વતંત્ર સત્‌નાં બે સ્વરૂપો છે. તે એક સ્વતંત્ર મૂલભૂત સત્‌ છે જેને દેશ અને કાળનું છૂટું ન પાડી શકાય તેવું જોડકું, અર્થાત્ દ્વૈતાદ્વૈત એટલે કે દ્વૈતમાં રહેલું અદ્વૈત કહેવામાં આવે છે. ગીતા જગતને બ્રહ્મના વ્યક્તસ્વરૂપે કેવલ સત્ય માને છે એટલું જ નહીં પરંતુ દરેક મનુષ્યને પોતાનાં જરૂરી કામો કરતા રહીને કર્તવ્યપાલન કરવાના કામ પર ઉચિત ભાર મૂકે છે, અર્થાત્ જગતને પ્રપંચ અને મિથ્યા માની એનો ત્યાગ કરીને એમાંથી નાસી છૂટવાને બદલે પોતપોતાનું કામ કરી પોતાની ફરજ બજાવવાનું કહે છે. જગત અસાર છે, માયામય છે એવી ખોટી માન્યતા તેમ જ પ્રારબ્ધવાદને યથાર્થ ન સમજનારી માન્યતા એ હિંદુ જીવનના આદર્શને અધોગતિએ પહોંચાડવા માટે એકસરખી રીતે જવાબદાર છે અને આપણામાં આળસ અને હરામખોરી તેમ જ વિષયાસક્તિ અને દુનિયાદારીની ભાવનાઓ પોષીને એ માન્યતાઓએ આપણને ભારે હાનિ પહોંચાડી છે. બૃહદારણ્યક ઉપનિષદના મહામંત્રનો સારભૂત અર્થ આપણે ભૂલી ગયા છીએ, તે આ પ્રમાણે છે: 'તે પરબ્રહ્મ સર્વ રીતે પરિપૂર્ણ છે ને આ જગત પણ તે પરબ્રહ્મથી પૂર્ણ છે; કેમ કે આ પૂર્ણ (જગત) તે પૂર્ણ (પરબ્રહ્મ)માંથી જ ઉત્પન્ન થયું છે. આ પ્રમાણે પરબ્રહ્મની પૂર્ણતાથી આ જગત પૂર્ણ

છે તેથી પણ તે પરિપૂર્ણ છે. એ પૂર્ણ (બ્રહ્મ)માંથી પૂર્ણ-(જગત)ને કાઢી લેવામાં આવતાં પણ તે પૂર્ણ (બ્રહ્મ) જ બાકી રહે છે.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥'

આ મંત્રની ગૂઢ ભાષાનો અર્થ એ છે કે પરબ્રહ્મ અને જગત કારણકાર્યભાવથી ભિન્ન ભાસે છે; પરંતુ મૂળમાં તે બંને એક જ છે. પરબ્રહ્મના અંશો આપણને ભિન્ન ભિન્ન અને સત્ય ભાસે છે; પરંતુ તે અનંતતત્ત્વ બ્રહ્મનાં બદલાતાં સ્વરૂપો બ્રહ્મમાંથી જ વ્યક્ત થઈ પ્રાદુર્ભાવ પામે છે અને તે બ્રહ્મની જેમ પૂર્ણ છે અને સત્ય છે. પરબ્રહ્મ પણ સત્ય છે, એમાંથી ઉત્પન્ન થયેલાં એનાં વ્યક્ત સ્વરૂપો પણ સત્ય છે. એક જ અનંત તત્ત્વનાં એ બંને સ્વરૂપો છે અને કારણકાર્ય-ભાવથી તેમનો સંબંધ થયેલો નથી પરંતુ મૂળથી તે બંને એક જ છે. જગતનાં કાર્યોમાંથી નિવૃત્તિ પામવાથી જ આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, એ વાતને આધારે કેટલાંક ઉપનિષદો ત્યાગવૃત્તિને પ્રોત્સાહિત કરે છે એ વાત ખરી; પરંતુ સમસ્ત જગત એ કેવળ માયામય છે, મિથ્યા છે કે અસાર છે તેથી એનો ત્યાગ કરવાથી જ આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે એમ તો ઉપનિષદો કહેતાં નથી. ગીતા એ માન્યતામાં સુધારો કરતાં કહે છે કે, જગત એ આપણા માટે કેવળ સત્ય છે એટલું જ નહીં પરંતુ એ સત્ય જગતના વ્યાવહારિક જીવનમાં નિરપેક્ષ ભાવથી કરાતું કાર્ય જ સમસ્ત માનવ-જાતિની મુક્તિ અને સુખ પ્રાપ્ત કરવાનું સાધન છે; અર્થાત્ સામાન્ય મનુષ્યને કર્મ કરવામાંથી નિવૃત્ત થવાની કશી જ જરૂર નથી; પરંતુ નિરપેક્ષ ભાવથી ફળમાં આસક્તિ રાખ્યા

વિના કર્મ કર્યા કરવાથી જ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં મોક્ષ પ્રાપ્ત થાય છે. જે ભ્રામક છે, અસાર છે, તે જગત નથી અર્થાત્ જગત મિથ્યા નથી; પરંતુ માયા શબ્દનો જે ખોટો અર્થ કરવામાં આવે છે તે અર્થ મિથ્યા કે ભ્રામક છે; પરંતુ જગત અસાર, મિથ્યા કે ભ્રામક નથી. જગત મિથ્યા છે આ ભાવનાએ જ આપણા જીવનમાં અકર્મણ્યતા અને નિરાશાવાદ આણ્યાં છે. બીજા કોઈ પણ સમય કરતાં અત્યારના યુગમાં ખૂબ પ્રવૃત્તિમય અને ઉત્સાહી જીવન ગાળવા માટેની આવશ્યકતા છે; તેથી ગીતાના એ ઉપદેશને જીવનમાં ઉતારવાનો આ જ ખરો સમય છે. જો અત્યારના જમાનામાં આપણા સામૂહિક આત્માને જાણવો હોય તો તે જગતને સુધારવાથી જ જાણી શકાશે; પરંતુ 'જગત અસાર છે મિથ્યા છે,' એમ માનીને તે સામૂહિક આત્મા જાણી શકાવાનો નથી. ઉપનિષદો આપણને કહે છે કે, 'જાગો! ઊઠો! ધ્યેયની પ્રાપ્તિ થતાં સુધી જંપશો નહીં!

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥'

અર્થાત્ 'હે મનુષ્યો! અનેક જન્મોથી તમો અજ્ઞાનનિદ્રામાં સૂતેલા છો. હવે તમને ઈશ્વરની દયાથી આ દુર્લભ મનુષ્યશરીર મળ્યું છે. એ શરીરને પામીને હવે એક પળ પણ આળસમાં ગુમાવશો નહિ, તુરત સાવધ થઈ જાઓ. શ્રેષ્ઠ મહાત્માઓ પાસે જઈ તેમના ઉપદેશ વડે પોતાના કલ્યાણનો માર્ગ અને પરમાત્માનું રહસ્ય સમજી લો, પરમાત્મતત્ત્વ અતિ ગહન છે. તેના સ્વરૂપનું જ્ઞાન, તેની પ્રાપ્તિનો માર્ગ, મહાપુરુષોની મદદ અને પ્રભુની કૃપા વિના ખાંડાની ધાર પર ચાલવા જેવું અતિ કઠણ છે, એવા કઠણ

માર્ગ પરથી સહેલાઈથી પસાર થઈ જવાનો સરળ ઉપાય તે અનુભવી મહાપુરુષો જ બતાવી શકે છે; કારણ કે તેઓ પોતે એ માર્ગ વટાવી ચૂક્યા છે.'

હવે આપણે એ નિર્ણય ઉપર આવ્યા છીએ કે જો આપણે ઈશ્વરની ખોજ કરવી હોય તો કેવળ તેના વિષેની કલ્પનામાં નહિ પણ તેના વિશ્વના પ્રકાશમાં અર્થાત્ જગતરૂપી તેના વ્યક્ત સ્વરૂપમાં તેની ખોજ કરવી. એના એવા રૂપમાં ઉદાત્ત રીતે એની શોધ કરવાનું ગીતા આપણને કહે છે. ઈશ્વરને આપણે એણે સર્જેલી વસ્તુઓના મૂળ તત્ત્વરૂપે શોધી શકીએ છીએ અથવા તો ઈશ્વરે સર્જેલી વસ્તુઓને આપણે ઈશ્વરમાં જાણી શકીએ છીએ; કારણ કે આપણે જાણી ચૂક્યા છીએ તેમ, એક જ સત્યતત્ત્વનાં એ બે સ્વરૂપો છે. 'વિભૂતિયોગ' નામના દશમા અધ્યાયમાં ગીતા સર્વ વસ્તુઓમાં ઈશ્વર રહેલો હોવાનું આપણને દેખાડે છે અને એ જ જાતની બીજી વસ્તુઓ કરતાં, જે વસ્તુમાં ઈશ્વર રહેલો છે તે વસ્તુને આપણે શ્રેષ્ઠ હોવાનું માનીએ છીએ અને 'વિશ્વરૂપદર્શન' યોગ નામના અગિયારમા અધ્યાયમાં, જે વસ્તુઓને આપણી પાર્થિવ સ્થૂળ આંખોથી આપણે જોઈ શકતા નથી, તે સર્વ વસ્તુઓને ઈશ્વરમાં રહેલી હોવાનું જોવા માટે કૃષ્ણે અર્જુનને આપેલી દિવ્ય દૃષ્ટિનું ગીતા વર્ણન કરે છે: 'તું તારાં આ ચર્મચક્ષુથી મને જોઈ શકીશ જ નહીં', તેથી હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું, તે ચક્ષુ વડે તું મારા ઈશ્વરી યોગ-સામર્થ્યને જો.

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्॥' (૧૧-૮)

ગીતાનું આ વર્ણન શ્રેષ્ઠ અને ઉદાત્તભાવનાનું કાયમી

ઉચ્ચ પ્રતીક છે કે જે વડે ઈશ્વરને ભલે આપણે જોઈ શકતા ન હોઈએ પણ સમજી અને જાણી શકીએ છીએ કે ઈશ્વર–સૌમ્ય કલ્યાણકારી, સુંદર, શ્રેષ્ઠ તેમ જ ભયપ્રદ અને ચકિત કરી નાખનારા સ્વરૂપવાળો વિશ્વમાં વ્યાપીને રહેલો છે; જેની આગળ આપણે કીટાણુઓ જેવા જણાઈએ છીએ. તે સર્વવ્યાપક, સર્વશક્તિમાન, સર્વપ્રકાશક વિભૂતિ અથવા શક્તિના સ્વરૂપને જોતાં આપણને આનંદ ઊપજે છે, ભય લાગે છે અને તેની આગળ માન તથા વિનય ને લાગણીઓથી આપણું માથું નમી જાય છે. એના પ્રત્યેના પ્રેમથી આપણાં હૃદય આપણે તેને અર્પણ કરીએ છીએ; એનાથી ભય લાગતાં આપણે તેની દયા યાચીએ છીએ અને તેના મહાન, દેદીપ્યમાન વિરાટ સ્વરૂપ આગળ આપણે આપણા દેહાત્માના ઊંડાણમાં પ્રકાશ પાથરવા માટે એના પ્રકાશનું એક કિરણ આપણને આપવા માટે તેને પ્રાર્થના કરીએ છીએ. જ્યારે કોઈ પણ પ્રાણી અથવા માણસ ચડતી પામતું હોય છે, ત્યારે એના આત્માએ વિકાસ સાધેલો હોવાથી એ બીજાંઓ કરતાં પ્રભુની વધુ ને વધુ સમીપમાં જાય છે એમ આપણે કહીએ છીએ. એટલા માટે જે કોઈ પણ વસ્તુ એની જાતિની અન્ય વસ્તુઓ કરતાં શ્રેષ્ઠ હોય તેમાં ઈશ્વરનો ગુણધર્મ, બીજાં તત્ત્વો કરતાં ઘણા મોટા પ્રમાણમાં રહેલો હોય છે. તેથી જ કહ્યું છે કે, 'જે જે વસ્તુ વૈભવયુક્ત, શોભાયુક્ત અને પ્રભાવયુક્ત છે, તે સર્વ મારા તેજના અંશથી ઉત્પન્ન થઈ છે એમ તું જાણ.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम्।' (૧૦–૪૧)

આ પ્રમાણે જગતમાંનાં ઉત્તમ તત્ત્વોનું–ઈશ્વરની વિભૂતિ-

ઓનું વર્ણન પૂરું થાય છે. નૈતિક દૃષ્ટિબિંદુથી શ્રેષ્ઠ જણાતી વસ્તુઓનું જ આ વર્ણન કરવામાં આવ્યું છે એમ માની લેવાનું નથી. સારી કે નરસી–દરેક વસ્તુમાંની વિશ્વશક્તિના તત્ત્વનું આ તો એક સર્વસાધારણ વર્ણન છે. જો આમ ન હોત તો એવું કહેવામાં ન આવત કે, 'છળ કરનારાઓનું દ્યૂત; તેજસ્વીઓનું તેજ, જય, ઉદ્યમ અથવા નિશ્ચય હું છું; અને સત્ત્વવાળાઓનું સત્ત્વ હું છું.

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥' (૧૦–૩૬)

વિશ્વાત્મા–એ સૂક્ષ્મ જગતરૂપે સર્વ પ્રાણીઓનું બીજ અર્થાત્ ઉત્પત્તિકારણ છે. એમ કહેવામાં આવ્યાથી સ્થાવર અને જંગમ–સમસ્ત વિશ્વ જે એક જ વિશ્વાત્મામાં સૂક્ષ્મ જગતરૂપે રહેલું છે તેને અર્જુન જોવા ચાહે છે. એકીટશે એ વિશ્વરૂપ જોવા માટે આપણી પાસે આંખો નથી. વિશ્વના અવયવો–વિભાગોના રૂપમાં જ આપણે તેને જોઈ શકીએ, જ્યારે અર્જુનને તો એ વિરાટસ્વરૂપમાં આખું જગત જોવા માટે દિવ્ય દૃષ્ટિ આપવામાં આવી હતી. 'અનેક પ્રકારે વિભક્ત થયેલું સમસ્ત જગત તે વિરાટ પુરુષમાં રહેલું હતું.

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥' (૧૧–૧૩)

એ વિરાટ પુરુષનું એવું ભવ્ય રૂપ જોઈને એના દિવ્ય તેજ અને ભયથી અર્જુન સિયાવિયા થઈ ગયો અને વિરાટ વિશ્વમાં મનુષ્યપ્રાણી કેવું દીન અને લાચાર છે એવી વિલક્ષણતાની લાગણી અનુભવવા લાગ્યો. છેવટે તે ગભરાટનો માર્યો બોલી ઊઠ્યો, 'હે મહાબાહો! અનેક મુખ તથા નેત્રવાળું, અનેક બાહુઓવાળું, અનેક જાંઘો તથા પગવાળું,

અનેક પેટવાળું, અનેક દાઢોને લીધે વિકરાળ લાગતું તમારું આ વિરાટ રૂપ જોઈને બધા લોકો વ્યાકુળ થઈ ગયા છે, અને હું પણ ભયભીત થઈ ગયો છું. તમને આભમાં અડતા જોઈને, ચળકાટ મારતા તેજથી જાજ્વલ્યમાન, અનેક રૂપવાળા, ફેલાયેલાં પહોળાં મોઢાંવાળા, સૂર્યમંડળ જેવાં ચમકતાં વિશાળ નેત્રોવાળાં તમારા સ્વરૂપને જોઈને હું ભયથી એબાકળો બની ગયો છું, મારે હૈયે હાથ રહેતો નથી તેમ મને શાતાય વળતી નથી.

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम्।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम्॥
नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम्।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो॥"
(૧૧–૨૩, ૨૪)

સર્વશકિતમાન પ્રભુનું આવા પ્રકારનું ખરેખરું રૂપ પહેલીવાર જ તેના જોવામાં આવ્યાથી તે ગભરાઈ ગયો અને પરમેશ્વરે શા માટે એવું ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું તે જાણવાની તેની ઇચ્છા થઈ; આથી તેણે તે વિરાટ પુરુષને પૂછ્યું: 'ઉગ્ર સ્વરૂપવાળા આપ કોણ છો, તે મને કહો. હું આપને પ્રણામ કરું છું. હે દેવાધિદેવ! દયા કરો, પ્રસન્ન થાઓ. આપ આદિ પુરુષ કોણ છો, એ હું જાણવા ઇચ્છું છું, (વિરાટ સ્વરૂપ ધારણ કરવાના) આપના હેતુને હું જાણી શકતો નથી.

आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम्॥'
(૧૧–૩૧)

પ્રભુ તેને જવાબ આપે છે કે, 'હું લોકોનો નાશ

કરનારો વૃદ્ધિ પામેલો પ્રચંડ કાળ છું; અહીં લોકોનો સંહાર કરવા માટે તત્પર થયો છું. તારા (યુદ્ધ-પ્રયત્ન) વિના પણ પ્રત્યેક સેનામાં જે વીરો ઊભા છે, તે બધા બચવાના નથી.

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥'
(૧૧-૩૨)

અને પછી કૃષ્ણ સૃષ્ટિમાંનું પોતાના કામનું ગુપ્તપણું-રહસ્ય-જણાવતાં કહે છે કે, દરેક વસ્તુની પાછળ ખરી શક્તિરૂપે પરમેશ્વર રહેલો છે. એ પરમેશ્વર જ સર્જક, પોષક અને સંહારક છે, મનુષ્ય તો તેના હાથમાં કેવળ નિમિત્ત જ છે. એટલા માટે એણે જે નિર્ણય કરી રાખેલો છે તે પાર પાડવા માટે અર્જુનને તેનું નિમિત્ત બનવા માટે કૃષ્ણ તેને કહે છે કે, 'અર્જુન ! તું પોતે જો યુદ્ધ નહીં કરે તોપણ શત્રુ-સૈન્યોમાં યુદ્ધ કરવા માટે ઊભેલા સૈનિકોમાંનો કોઈ પણ યોદ્ધો જીવતો રહેવાનો નથી.' આમ કહીને વળી અર્જુનને પ્રોત્સાહિત કરતા કૃષ્ણ ફરીથી તેને કહે છે કે, 'તું ઊઠ, યશ પ્રાપ્ત કર; અને શત્રુઓને જીતીને સમૃદ્ધ રાજ્યનો ઉપભોગ કર. મેં તેમને પ્રથમથી જ મારી નાખ્યા છે; માટે તું નિમિત્ત માત્ર જ થા.

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥'
(૧૧-૩૩)

કૃષ્ણે પોતાને દિવ્ય દૃષ્ટિ આપ્યાનું રહસ્ય અર્જુનને હવે સમજાવ્યું. વળી 'ભીષ્મ અને દ્રોણ જેવા પૂજ્ય મહાનુભાવોને મારે શા માટે મારી નાખવા ?' બીજા અધ્યાયમાં તેણે કૃષ્ણને પૂછેલા આ સવાલનો જવાબ કૃષ્ણે તેને સ્પષ્ટ

રીતે આપી દીધાનું તે હવે સમજી શક્યો. ઈશ્વરે પોતાને હાથે જે કાંઈ કરાવવાનું ધાર્યું હશે તે પ્રમાણે કરવા માટે પોતે તો ઈશ્વરના હાથમાં એક નિમિત્ત માત્ર જ છે એમ અર્જુનને સમજાયાથી અત્યાર લગી પોતે કૃષ્ણનો ખરેખરો મનસૂબો. તેની માયા અને હેતુ સમજી ન શક્યો તેથી કૃષ્ણની તે ક્ષમા યાચવા લાગ્યો.

જીવાત્માઓને નિમિત્ત બનાવી એ વિશ્વાત્મા પરમપુરુષ પોતાનું કાર્ય કેવી રીતે કરી રહ્યો છે તેની ભભકદારી કલ્પનાનું ચિત્ર આપવા માટે ગીતાકાર વેદવ્યાસે કૃષ્ણ અને અર્જુન વચ્ચેના આ ઉત્તમ સંવાદનો એક પ્રસંગ ઊભો કર્યો છે. આ પ્રસંગ જીવાત્મા અને વિશ્વાત્મા વચ્ચેનો ઈંદ્રિયસંબંધ દેખાડે છે. એ બન્ને પરમાત્માના અંશો છે અને જે નિયમોને આધારે વિશ્વનું શાસન થાય છે તેમને જ અનુસરીને એમણે પોતાનું કામ કરવાનુ છે. જ્યારે કોઈ માણસ કાંઈ કામ કરે છે ત્યારે પોતાની મરજી પ્રમાણે તે કરવાને તે કુલ મુખત્યાર છે એમ ધારીને જ તે કરે છે. પરંતુ માણસે નક્કી કરેલો વિચાર એ તો પરમાત્માનો વિચાર અર્થાત્ પરમાત્માની ઇચ્છા કે મરજી પ્રમાણેનો થયો કહેવાય; કેમ કે મનુષ્ય તો એની ઇચ્છા પ્રમાણે કામ કરવા માટેનું એક નિમિત્ત માત્ર જ છે, કારણ કે પરમેશ્વરના જે અગમ્ય નિયમોને આધારે સમસ્ત સૃષ્ટિનું શાસન થાય છે તેને જ આધારે એ માણસ ઈશ્વરની સૃષ્ટિમાંનું એક તત્ત્વ હોવાથી તે જ નિયમોને આધારે તેનું શાસન થતું હોવાથી તેના વિચારોનું સૂત્ર–સંચાલન ઈશ્વરની મરજી પ્રમાણે થાય છે તેથી તેનો વિચાર, એ તે વ્યક્તિનો પોતાનો વિચાર નહીં પરંતુ ઈશ્વરનો વિચાર છે એમ કહેવાનો આશય છે. માટે એ જે કાંઈ કરે છે તે

પોતાની મરજીથી નહીં; પરંતુ ઈશ્વરની મરજી પ્રમાણે કરે છે એમ કહેવું જોઈએ. જો આમ જ માની લેવામાં આવે તો પછી શું એનો એવો અર્થ થાય છે કે માણસની પોતાના કામ માટેની કોઈ જવાબદારી જ નથી? આ સવાલનો જવાબ આપવા માટે ગીતા અગિયારમા અધ્યાયના ૩૩મા શ્લોકમાં કહે છે કે, 'મનુષ્ય એ તો ઈશ્વરના હાથનું નિમિત્ત છે.' આ વચન ગીતા કયા અર્થમાં કહે છે તે તપાસી જવાનું જરૂરી છે. આપણે આગળ જોયું છે તેમ ગીતાના મત પ્રમાણે, 'જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ અનુસાર વર્તે છે. બધાં જ પ્રાણી પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે ચાલે છે, ત્યાં બળાત્કાર શું કરી શકે?

'सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति॥' (૩-૩૩)

અર્થાત્ બ્રહ્મવિત્ પુરુષ પણ શરીરસ્થિતિમાં કારણરૂપ વાસના પ્રમાણે ચેષ્ટા કરતો હોય છે, (તો પછી અજ્ઞાનીઓ માટે તો કહેવાનું જ શું છે?) દરેક પ્રાણી પોતપોતાની રાગદ્વેષાત્મક પ્રકૃતિ પ્રમાણે ચેષ્ટા કર્યા જ કરે છે તેથી ક્ષણિક નિગ્રહ શું કરી શકવાનો છે? ગીતાના આ વચનનો અર્થ એવો છે કે પ્રકૃતિ અર્થાત્ કુદરતના નિયમો કે જેમની રૂએ મનુષ્યને ચાલવું પડે છે અને તેનો પોતાનો સ્વભાવ, કે જેને લઈને તે તેના પાછલા ભવના કર્મને લીધે જન્મ પામ્યો છે એ બે તત્ત્વો તેના કર્તવ્યનો નિર્ણય કરે છે અને એનો એ સ્વભાવ એવો તો પ્રબળ હોય છે કે જેને પરિણામે તેની નિર્ણાયક શક્તિ ઉપર પણ તેની અસર થાય છે; અર્થાત્ એ પોતાના સ્વભાવ પ્રમાણે જ કાર્યાકાર્યનો નિર્ણય કરે છે; પરંતુ એના સ્વભાવથી વિરુદ્ધનો નિર્ણય એ કરી શકતો નથી. એ સ્વભાવ બદલવા માટે ગમે તેટલો બળાત્કાર

અર્થાત્ નિગ્રહ કરવામાં આવે તોપણ કાંઈ જ વળતું નથી. અને ત્યાર પછી જે કહેવામાં આવ્યું છે તેનો અર્થ એ છે કે, 'જો અહંકારનો આશ્રય કરીને 'હું નહીં લડું' એમ તું સમજતો, હોઈશ તો એ તારી સમજણ મિથ્યા છે, અર્થાત્ તારો એ નિશ્ચય વ્યર્થ છે; કારણ કે તારી પ્રકૃતિ જ તને (આ યુદ્ધમાં) જોડશે. તારાં પોતાનાં સ્વભાજન્ય કર્મોથી બંધાયેલો તું મોહવશ થઈ જે કરવાની ઇચ્છા કરતો નથી, તેને જ તું પરતંત્ર થઈને અવશ્ય કરીશ.

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥
स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥'
(૧૮–૫૯,૬૦)

તેથી માણસ જે કાંઈ પણ કરે છે તે ઈશ્વરની મરજી પ્રમાણે કરે છે એમ ઠરતું નથી. અમુક કોઈ એક વિશિષ્ટ કર્તવ્ય માટે તે ઈશ્વરી સૂચના પ્રમાણે કાર્ય કરે છે; પરંતુ તે કાર્ય પણ સામાન્ય રીતે ઈશ્વરની સર્જેલી પ્રકૃતિને તાબે રહી અને તેની પ્રકૃતિના કાયદાઓને માન આપીને તે પોતાના સ્વભાવ પ્રમાણે કર્મ કર્યા કરે છે. અને પ્રકૃતિના એ કાયદાઓનું મનુષ્ય પાલન કરતો રહેવાથી જગતમાં એ કાયદાઓ વ્યક્ત થવા માટેનું મનુષ્ય એક માત્ર નિમિત્ત બની રહે છે. પરંતુ કુદરતી કાયદાઓને આધીન રહેલાં કર્તવ્યો ઐચ્છિક ને અનૈચ્છિક પણ હોઈ શકે. એની મતલબ એવી નથી કે કોઈ ખાસ વિશિષ્ટ કાર્ય કરવામાં મનુષ્ય આપમેળે ચાલતું યંત્ર કે પૂતળું છે ને એને પોતાની મરજીનો ઉપયોગ જ કરવાનો ન હોય. પ્રકૃતિની ચાર દીવાલો

વચ્ચે કેદ કરાયેલા તેના આત્માને પોતાની મરજી પ્રમાણે કામ કરવાની છૂટ છે. કેટલીક વાર તો તે અમુક કામ કરવાને ઇચ્છતો નથી; છતાં પણ તેના મનની અંતર્વર્તી શક્તિઓ તેની ઇચ્છાને મહાત કરી નાખતી હોવાથી તેને તે કામ કરવું પડે છે. એ જ પ્રમાણે કેટલીકવાર તે અમુક કામ કરવા ઇચ્છતો હોય છે; તોપણ એના મનની શક્તિઓ એટલી બધી નબળી હોય છે કે જેથી તે કામ તે કરી શકતો નથી. એનાં કાર્યો ઈશ્વરી નિયમો અનુસાર થવા માટેની શક્તિની તીવ્રતા વધારવી કે ઘટાડવી, એ એની ફરજ છે. જો કોઈ માણસ કોઈ નિર્દોષ માણસનું ખૂન કર્યા પછી પોતાના બચાવમાં એમ કહે કે, પોતે તો ખૂન કરવા માટેનું એક નિમિત્ત બની ગયો છે પરંતુ ઈશ્વરની મરજી જ ખૂન કરાવવા માટેનું ખરું કારણ છે તેથી એ પોતાના તે કામ બદલ જવાબદાર નથી; તો તેના આ બચાવમાં તેને સફળતા પ્રાપ્ત નહીં થાય; કારણ કે રાજ્યસત્તા પણ એમ કહી શકે કે, ઈશ્વરી નિયમોનો અમલ કરવા માટેનો અધિકાર પ્રાપ્ત કરવામાં અને ખૂનના આરોપ માટે કાયદા પ્રમાણે તેને સજા કરવા માટે તેઓ પણ નિમિત્તકારણ માત્ર છે, કારણ કે ઈશ્વરની જ એવી ઇચ્છા છે કે, તેણે કરેલા ગુના બદલ કાયદા પ્રમાણે થઈ શકતી સજા તેને કરવી. જો ઈશ્વરી કાયદો એવો હોય કે, માણસે શિષ્ટ અને સુસ્થાપિત સમાજમાં વસવું; તો ઈશ્વરનો એવો પણ કાયદો છે કે, સમાજના હિતની વિરુદ્ધમાં વર્તનારે પોતાના ગુનાહિત કૃત્ય બદલ સજા ભોગવવા માટે પણ તૈયાર રહેવું અને એવા પ્રસંગમાં, કાયદો ઘડનાર ને કાયદો તોડનાર એમ બધા જ માણસો નિમિત્તકારણ છે. ખૂનના અપરાધ બદલ મૃત્યુ

દંડ પામેલો ખૂની પણ સમાજની સુરક્ષા અર્થાત્ જાળવણી માટે નિમિત્તકારણ બનીને જ મૃત્યુ પામે છે. એટલા માટે ઈશ્વરના કાર્યનું નિમિત્ત બનીને કામ કરવા માટે પણ ઇચ્છા અને મરજીનો ઉપયોગ કરવા માટે અવકાશ રહે છે ખરો. બીજા શબ્દોમા એમ પણ કહી શકાય કે, માણસ પોતાની મરજી પ્રમાણે કામ કરવા માટે સ્વાતંત્ર્ય ધરાવે છે, પરંતુ તેની ઇચ્છા કુદરતી બળોને અધીન હોય છે ને એ કુદરતી બળો-ને અધીન થઈને તેને વર્તવું પડે છે; અને એ પ્રમાણે તેણે પોતાની ઇચ્છાશક્તિ ઈશ્વરને અર્પણ કરી દઈને તેના નિમિત્તકારણરૂપ તેને બનવું પડે છે, એમ કરવાથી જો તેને કોઈ રીતે દુઃખ ભોગવવું પડે તો તેના પાછલા કર્મના પરિણામરૂપ ચાલુ જીવન માટેની તે ઘટતી સજા છે. 'ઈશ્વરનું સાધન અથવા નિમિત્ત' એવા આશયથી ગીતા જે કાંઈ કહેવા માગે છે તેનો જ આ સાર છે; અને એ જ આપણને ગીતાના કર્મવાદના સિદ્ધાંત તરફ લઈ જાય છે.

## ૭ : ગીતાનો કર્મવાદ

ગીતાના મનોવિજ્ઞાનની પેઠે એનો કર્મવાદ પણ એના અધ્યાત્મવાદ સાથે અભેદપણે જોડાયેલો છે. એ ત્રણેય મનુષ્ય-ના આત્માના ગુણધર્મ સાથે સંબંધ ધરાવીને એની બધી બાજુ ફરતા હોય છે. એનું મનોવિજ્ઞાન આત્મા એ મન, બુદ્ધિ અને ઇંદ્રિયો કરતાંય શ્રેષ્ઠ અને એમના ગુણોથી સર્વથા ભિન્ન છે, એવા સિદ્ધાંત પર રચાયેલું છે. જે વિશ્વાત્મા પોતાનાં ભિન્ન નામો અને સ્વરૂપોથી વ્યક્ત થયેલ છે તેના અંશરૂપે દેહાત્મા એ વિશ્વાત્માનો એક સારભાગ છે, એવા સિદ્ધાંત

પર એનો અધ્યાત્મવાદ આધાર રાખે છે. જ્યારે એના કર્મ-વાદનો સિદ્ધાંત એવો છે કે, સૂક્ષ્મ દેહને આવરીને રહેલા શરીરના આકારને મનુષ્યનું આચરણ અર્થાત્ એનું કર્મ નક્કી કરે છે અને જન્મ, પુનર્જન્મને અંતે મુક્તિ પામીને આત્માને ક્રમે ક્રમે એ શરીરમાંથી મુક્ત કરવાની ક્રિયામાં જીવનનું કલ્યાણ રહેલું છે; અર્થાત્ પરબ્રહ્મમાં આત્માનો લય થવારૂપ મોક્ષમાં જીવનનું કલ્યાણ છે. એનો મધ્યવર્તી વિચાર એ છે કે મનુષ્યનો દરેક વિચાર અને તેનું કાર્ય આત્માને આવરીને રહેલા સૂક્ષ્મ તત્ત્વને વધુ કે ઓછા પ્રમાણમાં સૂક્ષ્મ બનાવીને તેના પર પોતાની અસર નિપજાવે છે; અને મનુષ્યના મૃત્યુવખતે તેના દેહને પોતાના આવરણ સાથે છોડી જતી વખતે આત્મા પર એ અસર સંચિત થયેલી હોય છે ને પછી સંચિત કર્મોની એ અસરના ઓછા-વત્તા પ્રમાણને આધારે આત્માના સૂક્ષ્મ આવરણના ધર્મા-નુસાર પોતાની જ જાતિના અથવા અન્ય જાતિના શરીરમાં ફરીથી તે જન્મ ધારણ કરે છે. કર્મસંચયની એ વિપુલતા ઓછી ને ઓછી થતાં અંતે એનો ક્ષય થયા પછી એના સ્થૂળ આવરણમાંથી એ આત્માની શુદ્ધિને અંતે પોતાના મૂળ ઉત્પત્તિસ્થાન પરબ્રહ્મમાં કે જેમાંથી નીકળી એણે દેહનો આકાર ધારણ કર્યો હતો, તે પરબ્રહ્મમાં એ વિલીન થઈ જાય છે; ને આ પ્રમાણે લૌકિક અસ્તિત્વની ઘટમાળ-માંથી અર્થાત્ જન્મમરણના ફેરામાંથી એ જીવાત્મા મુક્ત થઈ જાય છે. આ સિદ્ધાંતને આધારે મનુષ્યનું કર્મ—આચરણ, લૌકિક કે સામાજિક લાભ કરી આપનારું નીવડશે એ હેતુથી નહીં, પરંતુ તે આત્માને શુદ્ધ કરી તેની ઉન્નતિ કરે છે કે અવનતિ કરે છે; એ પ્રમાણેના તેના કાર્ય પર

કર્મના સારા–નરસાપણાનો નિર્ણય કરી શકાય છે. એ રીતે કર્મનો સિદ્ધાંત નૈતિક હેતુતા પર રચાયો છે; એ અત્યંત કઠોર છે કે જેમાંથી કોઈ છટકી શકતું નથી, એના કાર્યનું વર્તુળ અતિ સૂક્ષ્મ અને વિષમ હોય છે તેથી એની ક્રિયા જલદીથી સમજાય તેવી હોતી નથી અને એની અસરનું જ્ઞાન થવા માટે લાંબો સમય લાગે છે, એટલે કે કર્મની અસર ઘણી મોડી સમજાય છે. મનુષ્યપ્રાણી એ સામાજિક રચનાનું એક અંગ છે; અને જેમ દરેક રચનાને આત્મા હોય છે, તેમ સામાજિક રચનાને પણ પોતાનો આત્મા હોય છે; જેના પર, સમાજની રચના કરનારાં પ્રાણીઓનાં કર્મની અસર થાય છે. એકબીજા સાથે પરસ્પર સંબંધમાં આવનારા માણસોની સંખ્યા પર, અમુક ખાસ સમયે, સમાજ નાનો મોટો હોવાનો આધાર રહે છે. સામૂહિક આત્માને અર્થાત જૂથ કે સમાજને પણ લોકોનો આત્મા કે લોકોની શક્તિ કહેવામાં આવે છે, પરંતુ જ્યારે લોકો પોતે જ એમના કરતાં વધુ મોટી રચના એટલે મનુષ્યજાતિના અવયવો હોવાનું જણાય ત્યારે મનુષ્યજાતિના આત્મારૂપે સામાજિક આત્મા એના ખરા સ્વરૂપમાં જોવામાં આવે છે અને પ્રત્યગાત્મા તથા મનુષ્યજાતિના સામૂહિક આત્માનાં કર્મો એકબીજાને અસર પહોંચાડે છે. આથી સૃષ્ટિક્રમની યોજનામાં પ્રત્યગાત્મા એ એકમ નથી; પરંતુ મનુષ્યજાતિનો સામૂહિક આત્મા એકમ છે. અને એવા સામૂહિક કર્મના નિયમોની પ્રવૃત્તિ વળી વધુ વિષમ બની જાય છે ને તેની સમજી શકાય તેવી અસરો નીપજવાને ઘણો વખત લાગે છે. જો કે સામૂહિક કર્મ એ કર્મવાદના સિદ્ધાંતની પશ્ચાદ્ભૂમિમાં રહેલું હોવાનું જણાય છે; પરંતુ એ કર્મના કાયદાનું–નિયમનું તાર્કિક પરિણામ છે

તેથી એને એ સિદ્ધાંતનો અખંડ વિભાગ સમજવો જોઈએ.

આ તો કર્મમાર્ગની, તત્ત્વરૂપે, એક સામાન્ય રૂપરેખા થઈ; પરંતુ કેટલેક અંશે લૌકિક માન્યતાઓને આધારે પાછળથી એ કર્મમાર્ગનો વિસ્તાર સારી પેઠે વૃદ્ધિ પામ્યો છે. વેદો, કોઈ પણ નિશ્ચિત રૂપમાં એ વિષે નિર્દેશ કરતા નથી; પરંતુ તેઓ 'ઋત,' એટલે કે, વરુણ જેનો અધિષ્ઠાતા દેવ છે એવા સર્વવ્યાપક ધર્મને વિષે સ્પષ્ટ નિર્દેશ કરે છે ખરા; 'ઋત'નો અર્થ સત્ય પણ થાય છે; જે વિશ્વના નિયમ પ્રમાણે સત્ય હોય તેને 'ઋત'–સત્ય હોવાનું જણાવે છે અને જે એના નિયમથી વિરુદ્ધ હોય તે અસત્ય અર્થાત્ 'અનૃત' છે. આ પ્રમાણે જે ત્રિકાલાબાધિત સત્ય છે અર્થાત્ જે કદાપિ સત્યરહિત ન હોઈ શકે તે 'ઋત' ને જે 'ઋત' ન હોય અર્થાત્ અસત્ય હોય તેને 'અનૃત' કહેવામાં આવે છે. સ્થૂળ અને માનસિક સૃષ્ટિના વ્યવહારનિયમોનું ઉત્પત્તિ-સ્થાન એક જ હોય છે, પરંતુ તેમનાં સ્વરૂપો જુદાં હોય છે. એ વ્યવહારનિયમની દરેક પ્રવૃત્તિ થવા માટે કોઈ કારણ હોય છે અને એ જ કારણ વળી બીજા કારણની પ્રવૃત્તિ બને છે ને એ પ્રમાણે એ વ્યવહારનિયમના કાર્યકારણની પ્રવૃત્તિ એકસરખી ચાલ્યા જ કરે છે. આ પ્રમાણે મનની પ્રવૃત્તિ અથવા કોઈ ખાસ ઇચ્છા અમુક કાર્ય થવા માટે કારણરૂપ બને છે અને તે કાર્યની અસર–સંસ્કાર મન પર થાય છે. મન એ ભૌતિક છે, એના ઉત્પત્તિધર્મો પણ ભૌતિક અસ્તિત્વવાળા હોય છે અને એ સૂક્ષ્મ દેહ ઉપર પોતાની અસર પહોંચાડે છે; અર્થાત્ પોતાના સંસ્કાર પાડે છે. આત્માના સૂક્ષ્મ આવરણ રૂપ લિંગ દેહ પર આ સંસ્કારોની એવી છાપ પડી જાય છે કે જ્યારે આત્મા દેહ છોડી જાય છે, ત્યારે એ સંસ્કારો

તેના અંશરૂપ બની ગયેલા હોય છે.

બૃહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલ્કય અને આર્તભાગ વચ્ચે કર્મના સિદ્ધાંત વિષેના સંવાદનું આદિ વચન આ પ્રમાણે છે: 'જ્યારે મરી ગયેલા માણુસની વાણી અગ્નિમાં વિલીન થઈ જાય છે, પ્રાણુ વાયુમાં, આંખ સૂર્યમાં, મન ચંદ્રમામાં, કાન દિશામાં, શરીર પૃથ્વીમાં, હૃદયાકાશ ભૂતાકાશમાં, રૂંવાડાં ઔષધિઓમાં, માથાના વાળ વનસ્પતિઓમાં, લોહી અને વીર્ય પાણીમાં મળી ગયા પછી એ પુરુષ કોને આધારે સ્થિત રહે છે?' એના ઉત્તરમાં યાજ્ઞવલ્કય કહે છે: 'હે વહાલા આર્તભાગ! તમારો હાથ મારા તરફ લંબાવો એટલે આ પ્રશ્નનો ઉત્તર આપણે બે જણા નક્કી કરીએ. એ પ્રશ્નનો ઉત્તર જનસમુદાયમાં નક્કી કરવા જેવો નથી. પછી તે બંને જણા એકાંત સ્થળે બહાર ગયા અને એ વિષે ચર્ચા-વિચારણા કરવા લાગ્યા. જે કાંઈ તે બંનેએ કહ્યું તે કર્મને વિષે જ કહ્યું તથા તે પછી જે કાંઈ પ્રશંસા કરી તે કર્મની જ પ્રશંસા કરી. તે એ કે, મનુષ્ય ખરેખર સત્કર્મ અર્થાત્ પુણ્યકર્મ કરવાથી જ પુણ્યવાન થાય છે તથા પાપકર્મ કરવાથી પાપી થાય છે.

'याज्ञवल्क्येति होवाच यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति वातं प्राणश्चक्षुरादित्यं मनश्चन्द्रं दिशः श्रोत्रं पृथिवीं शरीरमाकाशमात्मौषधीर्लोमानि वनस्पतीन्केशा अप्सु लोहितं रेतश्च निधीयते क्वायं तदा पुरुषो भवतीत्याहर सोम्य हस्तमार्तभागाऽऽवामेवैतस्य वेदिष्यावो न नावेतत् सजन इति तौ होत्क्रम्य मन्त्रयांचक्राते तौ ह यदूचतुः कर्म हैव तदूचतुरथ यत्प्रशशंसतुः कर्म हैव तत् प्रशशंसतुः पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेनेति ततो ह जारत्कारव आर्तभाग उपरराम ॥' (૩-૨-૧૩)

આ પ્રમાણે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની ઉપનિષદની આ એક રીત છે કે કર્મનો સિદ્ધાંત એ એક ગૂઢ અને જટિલ માન્યતા છે તેથી સામાન્ય માણસો એને સહેલાઈથી સમજી શકે તેમ ન હોવાથી તેમની સાથે એ વિષેની ચર્ચા થઈ શકે નહીં; પરંતુ કર્મનો એ સિદ્ધાંત શાંત વાતાવરણમાં જ સમજી શકાય તેવો છે.

કર્મવાદ વિષેની વધુ હકીકત બીજાં અનેક ઉપનિષદોમાંથી અને ખાસ કરીને છાંદોગ્યઉપનિષદમાંથી મળી આવે છે. બાદરાયણના બ્રહ્મસૂત્રમાં એનો તાત્પર્યાર્થ આપવામાં આવેલો છે. એવા ગહન વિષયમાં સામાન્ય રીતે હોય છે તેમ, અહીં કર્મવાદ વિષે પણ ભિન્ન મતો ઉપસ્થિત થયેલા છે અને તે પણ કર્મવાદનો સ્વીકાર કરનાર પ્રસ્થાનત્રયી (ગીતા, ઉપનિષદ અને ભાષ્ય–બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય)માં જ નહીં, પણ હિંદુતત્ત્વજ્ઞાનના ખુદ સાંખ્ય અને વેદાંત દર્શન વચ્ચે પણ મતભેદ (કર્મવાદ વિષે) રહેલો છે. એ બધાંની ચર્ચા કરવાનો આપણો આશય નથી; કેમ કે વેદાંત અને ઉપનિષદના જ મુખ્ય પાયા પર રચાયેલા જે વિચારને ગીતાએ અપનાવ્યો છે તેની જ સાથે આપણને સંબંધ છે. આપણે ઉપર જોયું તેમ શરીરાભિમાની આત્મા સ્થૂળ દેહ તેમ જ સૂક્ષ્મ દેહ ધરાવતો હોય છે. એ શરીર ખાસ કરીને પાંચ પડ એટલે કે પાંચકોશની રચનાવાળું હોય છે. એમાંનો પહેલો કોઠો, 'અન્નમયકોશ' જે ખોરાક ખાઈએ છીએ તેનાથી તૈયાર થયેલા શરીરના સ્થૂળ તત્ત્વનો તે બનેલો છે; બીજો કોઠો 'પ્રાણમય કોશ' જે શરીરની અંદરના પ્રાણ અર્થાત્ શ્વાસનો બનેલો છે ને તે બાહ્ય શરીર કરતાં ઓછા પ્રમાણમાં સ્થૂળ છે, ત્યાર પછી 'મનોમયકોશ' અથવા મન આવે છે, જે

પ્રાણ કરતાં પણ ઓછો સ્થૂળ છે, તે પછી 'જ્ઞાનમયકોશ' અથવા બુદ્ધિ આવે છે, જે મન કરતાં પણ સૂક્ષ્મ છે, છેલ્લે 'આનંદમયકોશ' અથવા 'પરમસુખ' કોઠો આવે છે; જે શરીરનું સૂક્ષ્મતમ સ્વરૂપ છે; ને આ સર્વ કોઠાઓ અર્થાત્ આવરણોની પર આત્મા રહેલો છે. આ બધાં આવરણોને-કોઠાઓને કર્મની અસર પહોંચે છે; પરંતુ મૃત્યુ પછી સ્થૂળ શરીર અને જીવ બીજાં બધાં આવરણોથી છૂટા પડે છે ને આત્મા સૂક્ષ્મ આવરણો સાથે કૂચ કરી જાય છે. આત્માની ભાવિ મુસાફરી આ સૂક્ષ્મ આવરણો પર આધાર રાખે છે. મૃત્યુ પછી આત્માને મુસાફરી કરવા માટેના ત્રણ માર્ગો છે. જો એ આત્મા તદ્દન પવિત્ર હોય ને એણે પરબ્રહ્મ વિષેનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું હોય તો, જે અગ્નિમાં મૃત શરીરને બાળી નાખવામાં આવ્યું હોય છે તે 'ક્રવ્યાદ' નામના અગ્નિ દ્વારા દેવતાઓના 'દેવયાન' નામે ઓળખાતા માર્ગે તે પ્રયાણ કરે છે અને પુનર્જન્મ ન પામતાં આ લોકમાંથી તે મુક્તિ પામે છે. બીજો માર્ગ 'પિતૃયાન' અથવા પ્રપિતામહ વૃદ્ધ પ્રપિતામહ માર્ગ કહેવાય છે. જે માણસોએ ધાર્મિક અથવા નૈતિક દૃષ્ટિએ સત્કર્મો કર્યાં હોય તેવા માણસો 'ક્રવ્યાદ' નામના અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા ધુમાડાના મધ્ય માર્ગોથી આ માર્ગ પર થઈ સ્વર્ગમાં જાય છે, પરંતુ તેમનાં સત્કર્મોના યોગે પ્રાપ્ત થયેલા પુણ્યનો ક્ષય થતાં જ તેમને આ જગતમાં પાછા ફરવું પડે છે ને તેમનાં પોતાનાં પુણ્યરહિત કર્મોનો હિસાબ કરવા માટે અર્થાત્ કર્મફળ ભોગવવા માટે તેમને મનુષ્યજાતિમાં ફરીથી જન્મ લેવો પડે છે. પાપકર્મ કરનારા માણસો માટે ત્રીજો માર્ગ છે; તેઓ તો મૂઆ પછી આ દુનિયામાં અધમ

જાતિઓમાં, પશુ આદિની નીચ યોનિમાં તુરત જન્મે છે. આ જગતમાં વહેલા કે મોડા જન્મનારા માણસોને તેમનું પોતાનું કર્મ બે રીતે ભોગવવાનું હોય છે. માણસનાં પાછલાં કર્મો સંચિત કર્મ કહેવાય છે ને સંચિત કર્મોનું ફળ ભોગવવા માટે તેને વારંવાર અનેક જન્મ લેવા પડે છે. સંચિત કર્મનો જે અંશ અમુક જન્મમાં ભોગવવાની શરૂઆત થઈ ચૂકી હોય તેટલાંને પ્રારબ્ધ એટલે શરૂ થઈ ચૂકેલાં કર્મ કહેવામાં આવે છે. જો કોઈ જન્મમાં તેને ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થઈ જાય અને ગીતામાં જણાવ્યા પ્રમાણે તે પોતાનાં સર્વ કર્મો અનાસક્તિપૂર્વક અને વાસનારહિત વૃત્તિથી નિષ્કામભાવે કરતો હોય, તો ભવિષ્યમાં સંચિત કર્મો તેને કોઈ જાતની અસર કરી શકતાં નથી, પરંતુ પ્રારબ્ધ કર્મ ભોગવવાનું શરૂ થઈ ચૂકેલું હોવાથી તે તો તેને પૂર્ણ રીતે ભોગવી લેવાનાં રહે છે. એ કાળ પૂરો થઈ ચૂક્યા પછી અને તેનાં પાછલાં સર્વ કર્મોનો, જો ઉચ્ચ જ્ઞાન અથવા સત્કર્મો કે શ્રેષ્ઠભક્તિને લીધે લોપ થઈ ગયો હોય, તો તેનો પુનર્જન્મ થતો નથી અને એક મહાન યોગીની પેઠે તે મુક્તિ પામે છે.

કર્મ અને પુનર્જન્મના જોડકાવાદની સામાન્ય રૂપરેખા જોઈ લીધા પછી ગીતાને એ વિષે શું કહેવાનું છે તે તરફ હવે આપણે વળીએ. ગીતા સામાન્ય રીતે કર્મ વિષેના સાંખ્યમતને અપનાવે છે, પુરુષ અને પ્રકૃતિના—એના અધ્યાત્મવાદને લગતા સિદ્ધાંતે નક્કી કર્યા પ્રમાણેનો કર્મ વિષેનો સાંખ્યમત ગીતાને માન્ય છે. એ પુરુષ અને પ્રકૃતિ—પરબ્રહ્મનાં બે ભિન્ન સ્વરૂપો છે. કર્મ વિષેની એની વ્યાખ્યા એના વિશાળ અર્થમાં સ્વીકારવામાં આવી છે અને કર્મની

એ વ્યાખ્યા સાંખ્ય અને વેદાંત મતના જોડાણમાંથી પ્રચલિત થયેલ છે. 'બ્રહ્મ એ અવિનાશી અને શ્રેષ્ઠ તત્ત્વ છે; એના નિજ ભાવનું અર્થાત્ જીવાત્માનું નામ અધ્યાત્મ છે; પ્રાણીઓના ભાવનો ઉદ્ભવ કરનારા વ્યાપારનું નામ કર્મ છે.

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः॥' (૮–૩)

અર્થાત્ જેનો કદી નાશ થતો નથી, તે શ્રેષ્ઠ તત્ત્વનું નામ બ્રહ્મ છે; પ્રત્યેક વસ્તુમાત્રમાં જે પોતપોતાનો અલગ અલગ ભાવ છે તે જીવાત્માભાવને અધ્યાત્મ કહે છે; પ્રાણી માત્રને અસ્તિત્વમાં આણનારા સર્જક બળને 'કર્મ' કહેવામાં આવે છે.

કર્મની આ અતિ વ્યાપક વ્યાખ્યા છે, એમાં કેવળ પૃથગાત્માનાં અથવા મનુષ્યજાતિનાં જ કર્મનો સમાવેશ થતો નથી; પરંતુ વિશ્વાત્માનાં કર્મનો પણ સમાવેશ થાય છે. સકળ જગતસૃષ્ટિ એ પરબ્રહ્મનું કર્મ છે; પરંતુ કર્મ શબ્દનો સંકુચિત અર્થ પ્રવૃત્તિ કે કાર્ય એવો થાય છે. પૃથગાત્મા, પ્રકૃતિ અને તેના ગુણોના સંપર્કમાં આવવાથી જે કાંઈ પ્રવૃત્તિ કે કાર્ય કરે તેને કર્મ કહેવામાં આવે છે. જ્યાં ક્યાંય પણ પ્રકૃતિ અથવા માયા છે ત્યાં કર્મ છે જ; કેમ કે માયા પ્રવૃત્તિ અર્થાત્ કાર્ય કરાવ્યા વિના રહી શકે જ નહિ; ને એ કાર્ય કરાતાં જ કર્મ ઉત્પન્ન થાય છે. 'કોઈ કદી એક ક્ષણવાર પણ કર્મ કર્યા વિના રહી શકતું નથી; પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ ગુણ પરાધીન બનાવીને બધાંની પાસે કર્મ કરાવે છે.

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः॥' (૩–૫)

એટલે કે પ્રાણીમાત્રની પ્રવૃત્તિ એવી છે કે એક ક્ષણવાર પણ એ કર્મ કર્યા વિના રહી શકતો નથી. પ્રકૃતિના ગુણોથી પરાધીન બનેલો દરેક જીવ કર્મ કરતો જ રહે છે.

'પુરુષ પ્રકૃતિમાં રહીને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે. ગુણોનો એ સંગ જ ઉત્તમ અથવા અધમ યોનિમાં એનો જન્મ થવાનું કારણ છે.

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान् गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥' (૧૩-૨૧)

સર્વ કર્મોની પ્રવૃત્તિ મનુષ્યને માયાના બંધનમાં નાખતી હોવાથી એ વધુ ને વધુ એમાં આસક્ત થતો જાય છે. એ સાથે જ કર્માચરણને કોઈ નિવારી શકતું નથી.

'કેવળ કર્મનો પ્રારંભ ન કરવાથી જ મનુષ્ય નિષ્કર્મતાને પ્રાપ્ત થતો નથી, તેમ કેવળ કર્મને ત્યાગવાથી જ સિદ્ધિ મેળવી શકતો નથી.

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥' (૩-૪)

એટલા માટે મનઃસંયમપૂર્વક, આસક્તિરહિત થઈને કર્મ કરવું જોઈએ. 'દેહ ધારણ કરનાર મનુષ્ય માટે કર્મોનો સંપૂર્ણ ત્યાગ સંભવિત નથી તેથી જે કર્મફળનો ત્યાગ કરે છે, તે જ ત્યાગી કહેવાય છે.

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥' (૧૮-૧૧)

આ પ્રમાણે કર્મ કરવામાં ખરી કળા તો એ છે કે, કર્મનું આચરણ કરવામાં આવે; તોપણ તે મનુષ્યને બંધનકારક ન થાય, એમાં જ ખરી ખૂબી રહેલી છે; એની

મતલબ એ છે કે, કર્તવ્યનું આચરણ કેવળ કર્તવ્ય ખાતર જ કરવામાં આવે અને તેને ફરજ માનવામાં આવે તેમ એ કર્મ કર્યા બદલ ફળની સ્પૃહા ન રખાય એમાં જ કર્તવ્યાચરણની ખરી ખૂબી રહેલી છે. આ પ્રમાણે કરવામાં આવે તો કર્મનું અનુષ્ઠાન–કર્માચરણ મનુષ્યને બંધનકારક થતું નથી. સારાંશ એ છે કે, કર્તવ્યાચરણ ફરજરૂપે કર્તવ્ય ખાતર જ કરાય પણ તે કરવાથી ફળની પ્રાપ્તિ થવારૂપ અભિલાષા સેવવી જોઈએ નહીં; કારણ કે કર્તવ્યના ફળની પ્રાપ્તિનો આધાર આપણા કાબૂ બહારની અસંખ્ય શક્તિઓ પર રહેલો છે. કોઈ પણ કાર્યનાં બાહ્ય પરિણામો પરથી તેના સારાપણાનો નિર્ણય કરી લેવાય નહીં; પરંતુ મનને પવિત્ર કરવા માટેના તે કર્મના ગુણ પરથી જ તે સારું હોવાનો નિર્ણય કરી શકાય અને એ જ કારણથી ફળપ્રાપ્તિ માટે કોઈ પણ પ્રકારનો હક માન્યા વિના માણસે પોતાનું કાર્ય કર્યા કરવું એ એની ફરજ છે; અર્થાત્ નિષ્કામભાવે કર્માચરણ કર્તવ્યબુદ્ધિથી થતું રહેવું જોઈએ. કર્મ કરવું એ તેની ફરજ છે પરંતુ તેના ફળ માટે તેનાથી હક–દાવો કરાય નહીં.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।

/ માણસે એ વાત જાણી લેવી જોઈએ કે, પોતાને ઇષ્ટ ફળની પ્રાપ્તિ થવા માટે તેનાથી ઈશ્વર પર આધાર રાખી શકાય નહીં; કારણ કે કર્મો ઈશ્વરના નિયમોને આધીન રહીને થતાં હોય છે; એ કાંઈ તેની આપમરજીથી થતાં નથી. 'ઈશ્વર કર્મસમુદાયનાં ફળને આપવા માટે જેમ કારણભૂત હોતો નથી, તેમ એ માણસો માટેનાં કર્મો કે તેમનાં નિમિત્તો કે સાધનોને સર્જતો પણ નથી. કાર્યો કે કર્મો કેવળ સ્વભાવથી પ્રકૃતિને લીધે જ થતાં હોય છે. પરમેશ્વર મનુષ્યનાં

કર્મોના ગુણદોષની જવાબદારી લેતા નથી; અર્થાત્ એ પરમેશ્વર ન કોઈનાં પાપોને લે છે કે ન કોઈના પુણ્યને લે છે.

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥
नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ॥' (૫, ૧૪–૧૫)

અર્થાત્ લોકોનું કર્તૃત્વ, એઓના કર્તૃત્વથી થનારાં કર્મ અને એ કર્મોથી મળનારાં ફળ–એ સર્વને ઈશ્વર નિર્માણ કરતો નથી, સ્વભાવ જ સર્વ કાંઈ બનાવે છે. ઈશ્વર કોઈના પાપને કે પુણ્યને પોતાની ઉપર લેતો નથી.

'હું સર્વ પ્રાણીઓ વિષે સમભાવ રાખું છું. મારું કોઈ શત્રુ નથી એટલે મારું કોઈ અપ્રિય નથી તેમ પ્રિય પણ નથી.

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।' (૯–૨૯)

આ જ 'ઋત' છે; એને જ ઈશ્વરી કાયદો કહેવામાં આવે છે; કર્મવાદનો એ પાયો છે. તેથી એ નિયમ–ઈશ્વરનો એ કાયદો કઈ રીતે કામ કરે છે તે જાણવું જરૂરી છે.

આત્મા અમર છે. જીવન એ કાયમી હયાતી છે, મૃત્યુ એ આત્માના જીવનો અંત નથી, પરંતુ જીવનયુક્ત દેહને વહન કરનારા આત્માને શરીરો બદલવા માટેની એક અવસ્થા છે.

'જે પ્રકારે મનુષ્ય જીર્ણ વસ્ત્રોનો ત્યાગ કરી બીજાં નવાં વસ્ત્રો ગ્રહણ કરે છે, એ જ પ્રકારે દેહધારી આત્મા જીર્ણ શરીરોનો ત્યાગ કરીને નવાં શરીરો ધારણ કરે છે.

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥'
(૨–૨૨)

આત્માના સાતત્યનું કુદરતી પરિણામ એ છે કે, મૃત્યુની પેઠે એનો પુનર્જન્મ પણ નિશ્ચિત જ છે; અર્થાત્ 'જે જન્મે છે એનું મૃત્યુ નિશ્ચિત છે અને જે મરે છે; એનો જન્મ પણ નિશ્ચિત છે.

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च।' (૨-૨૭)

કૃષ્ણ અર્જુનને કહે છે કે, 'હું કોઈ કાળમાં હતો નહીં, એવું નથી. તું કે આ બધા (કદી ય) હતા નહીં એવું નથી, તેમ હવે પછી ભવિષ્યમાં પણ આપણે બધા નહીં હોઈએ એવું પણ નથી. જેવી રીતે દેહધારીને અર્થાત્ દેહાત્માને આ શરીરમાં બચપણ, જુવાની અને ઘડપણ પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે આગળ એ આત્માને બીજા શરીરની પ્રાપ્તિ થાય છે.

नत्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः।
न चैव न भविष्यामो सर्वे वयमतः परम्॥
देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति॥'
(૨, ૧૨-૧૩)

'પરંતુ પુનર્જન્મનો પ્રકાર દેહધારી આત્માએ પૂર્વજન્મમાં કરેલાં કર્મોના ગુણધર્મ પર આધાર રાખે છે, પ્રિય અથવા અપ્રિયની ભાવના રાખ્યા વિના રાગદ્વેષ રહિત થઈને તેમ જ કર્મફળ પ્રાપ્ત થવાની સ્પૃહા રાખ્યા વિના અનાસક્તિપૂર્વક કરવામાં આવેલું કર્મ સાત્ત્વિક કર્મ કહેવાય છે. જે કર્મફળની ઇચ્છાથી, અહંકારથી અને ઘણા પ્રયાસથી કરવામાં આવે છે તેને રાજસ કર્મ કહે છે. પરિણામ, હાનિ, હિંસા અને પોતાના સામર્થ્યનો વિચાર કર્યા વગર મોહથી જે કર્મ કરવામાં આવે છે તેને તામસ કર્મ કહે છે.

नियतं संगरहितमरागद्वेषतः कृतम्।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥
यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥
अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम्।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥' (અ. ૧૮)

અર્થાત્ જે કર્મ નિષ્કામભાવથી રાગદ્વેષરહિત થઈ કરવામાં આવે છે તે સાત્ત્વિક કર્મ છે; જે ભોગવૃદ્ધિ માટે અહંકારથી કરવામાં આવે છે તે રાજસ કર્મ છે. પરિણામનો વિચાર કર્યા વગર અજ્ઞાનથી અથવા મોહથી જે કર્મ કરવામાં આવે છે તે તામસ કર્મ છે. પોતાના આત્માના પરમાત્મા સાથેના ઐક્યના શ્રેષ્ઠ જ્ઞાનને ધરાવનારો અથવા આત્મા અને પરમાત્માના તાદાત્મ્યને જાણનારો મનુષ્ય જ કર્મના બંધનને તોડી શકે છે; અથવા તો તીવ્રભક્તિથી પ્રભુમાં તન્મય થઈ જવાય અગર તો નિષ્કામભાવે અનાસક્ત બુદ્ધિથી કર્માચરણ કરવામાં આવે, તો જ કર્મનું બંધન તોડી શકાય છે. જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણેના માર્ગ, જોકે જુદા છે તોપણ કર્મના બંધનને તોડવા માટે એ ત્રણે એકસરખી રીતે અસરકારક છે.

'અગ્નિ, જ્યોતિ, દિન, શુક્લપક્ષ, ઉત્તરાયણના છ મહિના (દેવયાનના) આ સમયમાં પ્રયાણ કરનારા બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम्।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥' (૮-૨૪)

'ધુમાડો, રાત્રિ, કૃષ્ણપક્ષ દક્ષિણાયનના છ મહિના—(પિતૃયાનના) એ સમયમાં જનાર કર્મયોગી ચંદ્રમાની

જ્યોતિને પ્રાપ્ત થઈ (આ જગતમાં) પાછો આવે છે.

धूमोरात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम्।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते॥' (૮-૨૫)

'આ નીચ, દ્વેષબુદ્ધિવાળા, ક્રૂર, દુષ્ટ કર્મ કરનારા નરાધમોને હું (ઈશ્વર) વારંવાર આસુરી યોનિઓમાં જ આ સંસારમાં નાખું છું. આ પ્રમાણે દરેક જન્મમાં આસુરી યોનિ પ્રાપ્ત કરનારા એ આસુરી લોકો મૂઢ બનીને મને (ઈશ્વરને) મેળવ્યા વગર અધમ ગતિ પામે છે. કામ, ક્રોધ અને લોભ એ ત્રણ જાતનાં આત્મશક્તિનો નાશ કરનારાં નરકનાં દ્વાર છે; તેથી એ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ.

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान्।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु॥
आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम्॥
त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत्॥'
(૧૬, ૧૯-૨૧)

વળી કેટલાક લોકો ભૌતિક સુખ અને સ્વર્ગ પ્રાપ્ત થવાના હેતુથી પાર્થિવ વસ્તુઓના યજ્ઞાદિથી ધર્માચરણરૂપ કર્મો કરે છે.

'અજ્ઞાની લોક, સ્વાર્થની કામના કરનારા, સ્વર્ગને જ પરમશ્રેષ્ઠ માની વેદની સ્તુતિરૂપ વાણીમાં આનંદ પામે છે અને વેદના વાદવિવાદથી અતિરિક્ત બીજું કશું (પણ કર્તવ્ય) નથી, એવું જાહેર કરે છે ને કહે છે કે, ભોગ, ઐશ્વર્ય અને શક્તિ પ્રાપ્ત કરવા માટેના નિમિત્તરૂપ ખાસ પ્રકારની અગ્નિ-

હોમ આદિ વિધિઓનું જેઓ પાલન કરે છે તેઓ પુનર્જન્મ પામે છે; કારણ કે તેમનું મન કામનાઓની પ્રવૃત્તિવાળું હોય છે.

> यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
> वेदवादरताः पार्थ नान्यदस्तीतिवादिनः ॥
> कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
> क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति' ॥ (૨, ૪૨–૪૩)

વળી 'એ વિસ્તૃત–વિશાળ સ્વર્ગલોકમાં સુખભોગ ભોગવીને પુણ્યની સમાપ્તિ થતાં તેઓ મૃત્યુલોકમાં આવે છે; આ પ્રમાણે ત્રણે વેદોથી પ્રતિપાદિત કેવળ કર્મનું જ અવલંબન કરનારા વિષયભોગલંપટ કામીપુરુષ એકસરખી રીતે જન્મમરણરૂપ કર્મફળ પામતા રહે છે.

> ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।
> एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥' (૯–૨૧)

કેવળ સ્વર્ગનો ઉપભોગ અને સુખપ્રાપ્તિ માટે યાંત્રિકપણે ધર્માચરણ કરનારા લોકો અને પુરોહિતવૃત્તિવાળા માણસોની વિરુદ્ધમાં બોલાયેલાં આ કટાક્ષવચનો, વૈદિક યજ્ઞયાગાદિમાંની વૃત્તિમાંનો લોપ થઈ ગયા પછી અને ધર્મ અતિ વિધિઉપચારયુક્ત બની ગયો હતો તે સમયે લોકો જે હીન દશાએ પહોંચી ગયા હતા તેનો નિર્દેશ કરે છે. ઉપર કહેવાયું છે તેમ હિંદુ સમાજમાં પેસી ગયેલી ખામીઓની વિરુદ્ધમાં, ઉપનિષદો તેમ જ બૌદ્ધધર્મ ક્રાંતિરૂપે એક જબરજસ્ત પ્રત્યાઘાત હતો! અને ધર્મના વિધિયુક્ત ઉપચારોના નિકૃષ્ટ અને નિષ્ફલ શુષ્ક માર્ગમાંથી આંતરજીવનના રચનાત્મક માર્ગ તરફ, કે જેમાં ધર્મ કેવળ આચરણ માટે જ નહીં પરંતુ આત્માની ઉન્નતિ માટે સદા જીવંત રહે, એ

માર્ગ તરફ લોકોનાં મનને વાળવાનો ગીતાનો મુખ્ય ઉદ્દેશ હતો. ગીતા અને ઉપનિષદ જે માન્યતાઓ ધરાવે છે તે જગતના લગભગ બધા ધાર્મિક વાદોમાં, સ્વર્ગ અને નર્કની લોકમાન્યતાઓ, ખરેખર સામાન્ય છે; પરંતુ તેઓ તે માન્યતાઓ વિષે એક નવો જ વિચાર જણાવતાં કહે છે કે, સ્વર્ગ અને નર્ક જોકે અસ્તિત્વ ધરાવે છે ખરાં; પરંતુ તે હંગામી નિવાસસ્થાનો છે; કે જ્યાંથી પોતાનાં સદસત્કર્મોનું ફળ ભોગવ્યા પછી પ્રાણીને પોતાનાં સંચિત કર્મોનું ફળ ભોગવવા માટે આ જગતમાં પાછા ફરવું પડે છે. લૌકિક સમજણ થવા માટે જ આ કહેવાનો આશય છે અને વળી લોકો અનાસક્ત ભાવ અને નિષ્કામબુદ્ધિથી પોતપોતાનાં કર્તવ્યો કર્યા કરે એ જ હેતુ એમાં રહેલો છે. કર્મફળોને આ લોકમાં કે સ્વર્ગમાં ભોગવવાની સર્વ માન્યતાઓના ત્યાગની જરૂરિયાત પર ગીતા સતત ભાર મૂકે છે અને આત્મસિદ્ધિ માટે આત્માની શુદ્ધિના ધ્યેયની સ્થાપના કરે છે. ‘ આ પ્રમાણે શુભ અને અશુભ પરિણામવાળા કર્મના બંધનમાંથી તું મુક્ત થઈશ અને આ રીતે ફળસંન્યાસયોગ (કર્મફળત્યાગયોગ)માં તારું અંતઃકરણ જોડાતાં, મુક્ત થયા પછી તું મને (ઈશ્વરને) પ્રાપ્ત થઈશ.

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥’ (૯-૨૮)

‘પરમસિદ્ધિને પામેલા મહાત્માઓ મને (ઈશ્વરને) પ્રાપ્ત કર્યા પછી ક્ષણભંગુર અને દુઃખના ધામરૂપ પુનર્જન્મને પામતા નથી. બ્રહ્મલોક સહિત જેટલા લોક છે ત્યાંથી ફરી પાછા આવવાનું થાય છે, પરંતુ મારી (ઈશ્વરની) પાસે આવ્યા પછી ફરી જન્મ લેવો પડતો નથી.

'मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥'( ૮, ૧૫-૧૬ )

ગીતાનાં આ વચનો પરથી જણાશે કે એણે મુખ્યત્વે, ઉપનિષદોમાંથી કર્મવાદના સિદ્ધાંતને એક મહત્ત્વના ફેરફાર સાથે સ્વીકાર્યો છે. ઉપનિષદોને મતે મુક્તિનું ધ્યેય બ્રહ્મ છે અને એ પરબ્રહ્મમાં કર્મક્ષય થયા પછી સર્વ પ્રાણીઓ વિલીન થઈ જાય છે. ગીતાને મતે ઈશ્વર અથવા તો વિશ્વ અર્થાત્ વિરાટ પુરુષની પ્રાપ્તિ મનુષ્યજીવનની મુક્તિનું ધ્યેય છે, કેવળ પરબ્રહ્મ મુક્તિનું ધ્યેય નથી. તેથી અમૂર્ત તત્ત્વમાં પ્રાણીની વિલીનતા થવામાં એની મુક્તિ થતી નથી પરંતુ જીવંત મનુષ્યમાં રહેલા ઈશ્વરનો સાક્ષાત્કાર થવામાં જ એની મુક્તિ છે. આઠમા અધ્યાયના ૨૪, ૨૫મા શ્લોકમાં ઔપનિષદિક સિદ્ધાંતનો જોકે ઉલ્લેખ થયેલો છે અને ગીતા એના આધ્યાત્મિક સિદ્ધાંત સાથે એવા મતનો સ્વીકાર કરે છે કે મનુષ્ય ભક્તિ વડે દિવ્ય દશા-બ્રાહ્મી સ્થિતિને પ્રાપ્ત કરે છે. 'હું કોણ છું અને કેવો છું અર્થાત્ જેટલો મોટો અને જેવો હું ( ઈશ્વર ) છું તેટલા અને તેવા મને ઈશ્વરને ભક્તિ વડે તે બરાબર જાણે છે. એટલે કે મારો ભક્ત મારી ભક્તિ કરવાને લીધે મારા સ્વરૂપને યથાર્થપણે જાણે છે અને ત્યાર પછી તે મારામાં ( ઈશ્વરમાં ) પ્રવેશ કરે છે. મારો આશ્રય કરનાર સદા સર્વ કર્મ કરતો હોવા છતાં મારી કૃપાથી શાશ્વત અને અવ્યય પદને મેળવે છે.

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥'
(૧૮, ૫૫-૫૬)

અને ગીતાનો ઉપદેશ એની પરાકાષ્ઠાએ પહોંચે છે કે જ્યારે કૃષ્ણ કહે છે કે, 'મારામાં (ઈશ્વરમાં) તારું મન લગાડ, મારો ભક્ત બન, મને નમસ્કાર કર; એવું કરવાથી તું મને પ્રાપ્ત કરીશ; એ મારી સત્ય પ્રતિજ્ઞા છે. તું મને પ્રિય છે (તેથી આ કહું છું), તું બધા ધર્મો છોડીને મારા (ઈશ્વરના) એકલાને શરણે આવ. હું તને બધાં પાપથી મુક્ત કરીશ, તું શોક કરીશ નહીં.

मन्मनाभव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥'
(૧૮, ૬૫-૬૬)

ગીતા આપણને જેનો બોધ આપે છે તે ભગવતસિદ્ધાંત અને ઔપનિષદિક શિક્ષણ વિષે આ જ એક મુખ્ય ભિન્નતા છે. વ્યાવહારિક હેતુઓમાં વિશેષ ભિન્નતા નથી, સિવાય કે ઉપનિષદો જ્ઞાન પર ભાર મૂકે છે; જ્યારે ગીતા જ્ઞાન, ઉપાસના (ભક્તિ) અને કર્મ આ ત્રણ યોગોને વ્યક્ત કરતાં એ આચરવાનું દૃઢતાથી સમર્થન કરે છે. ઉપનિષદો મોક્ષ-પ્રાપ્તિ થવાના કાર્યને અતિ દુષ્કર હોવાનું જણાવે છે, જ્યારે ગીતા મનુષ્યમાત્રને તે સહેલાઈથી પ્રાપ્ત થવા માટેની ખાતરી આપે છે. અલબત્ત, કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતનાં મૂળ તત્ત્વો બન્નેમાં એકસરખાં જ રહે છે.

કર્મવાદના સિદ્ધાંત વિષે મેં થોડીક ચર્ચા કરી છે તેનો હેતુ કેવળ એટલો જ નથી કે તે હિંદમાં ઉદ્ભવેલા ત્રણ મહાન ધર્મો માટે સામાન્ય રીતે અતિ અગત્યની અને અજોડ માન્યતારૂપે છે; પરંતુ એને કાળજીપૂર્વક સમજી લેવાનું પણ જરૂરી છે; કારણ કે તેના વિષે ગેરસમજૂતી થવાની સંભાવના રહે છે અને ખરી રીતે કર્મવાદની માન્યતાને અનુસરનારા માણસોમાં એ વિષે ગેરસમજૂતી ફેલાયેલી પણ છે. પહેલાં તો આ વાત મક્કમપણે જણાવી દેવાની જરૂરત છે કે જીવનના અન્ય સિદ્ધાંતોની પેઠે પુરવાર કરી શકાય કે તેનું નિદર્શન કરી શકાય તે પ્રમાણેનો કર્મવાદનો આ સિદ્ધાંત નથી. શરીરને છોડીને ચાલ્યા ગયા પછી આત્માનું ખરેખર શું થાય છે તે વસ્તુનો વિચાર કરવો એ આપણી મર્યાદિત બુદ્ધિ માટે કેવળ તર્ક અને કલ્પનાનો વિષય છે. તેવી જ રીતે નવા શરીરની પસંદગી એ કઈ રીતે કરે છે ને પુનર્જન્મ પામતાં પહેલાં એ આત્મા કયા કયા ક્રમમાંથી પસાર થાય છે એ પણ ખાતરીપૂર્વક આપણે કહી શકતા નથી. કર્મવાદના સિદ્ધાંતના સમર્થક સમર્થ વિદ્વાનોમાં પણ આ અને અન્ય મુદ્દાઓ વિષે સ્વાભાવિક એકવાક્યતા નથી. મનુષ્યોમાં તેમના જન્મથી જ રહેલી અસામ્યતાઓ અને કેટલીક અસંગતિ (વિસંવાદ) સંબંધમાં આપણા અત્યારના જ્ઞાનની મદદથી જે વસ્તુનો ખુલાસો કોઈ રીતે કરી શકાતો નથી, તે વાતોની સમજૂતી આપવામાં જ એ કર્મવાદના સિદ્ધાંતની ખૂબી રહેલી છે. ખરી રીતે તો આ એક સ્વીકારી લીધેલો સિદ્ધાંત છે ને એ કેવળ એક કલ્પના જ હોવાનું જણાય છે ને હિંદમાંના આ ત્રણ ધર્મોના અનુયાયીઓને કર્મવાદની એ બીનાએ જોકે સંતોષ્યા છે; તોપણ એને મૃત્યુ પછીના

જીવનના પ્રશ્નનો પૂરો ઉકેલ હોવાનું કહી શકાય નહીં. આપણને જો એવું જણાય કે એને સંભાવનાઓ–શકયતાઓ કેવળ આડકતરી રીતે મદદ કરે છે; એટલું જ નહીં પણ શુદ્ધ અને સદાચારયુક્ત ધાર્મિક જીવન જીવવા માટે પ્રબળ પ્રેરણા આપે છે, તો એ એક કાલ્પનિક માની લીધેલા સિદ્ધાંતનો ત્યાગ કરવા માટે કોઈ પણ કારણ નથી. સારાંશ એ છે કે, કર્મવાદ ભલેને હિંદના ત્રણે ધર્મોને કાલ્પનિક હોવાની શકયતાવાળો હોવાનું જણાય તોપણ જો તે નીતિયુક્ત જીવન ગુજારવા માટેની પ્રેરણા આપતો હોય, તો તેવી કલ્પના કે માન્યતાનો પણ સ્વીકાર કરી લેવો જોઈએ; ને એ વિચારને કેવળ કલ્પનાઓના તરંગો માની લઈ છોડી દેવાની કાંઈ જ આવશ્યકતા નથી, એવા કાલ્પનિક સિદ્ધાંતનો ત્યાગ કરવા માટે કોઈ કારણ નથી. જો આપણે એમ માનીએ કે માણસ સૂક્ષ્મ અને સ્થૂળ દેહ ધરાવતો હોય છે–અને આધુનિક વિજ્ઞાન એ તરફ હવે પોતાનું વલણ ધરાવતું થયું છે–તો આ વાત તદ્દન અશકય કે અસંભવિત નથી કે સ્થૂળ દેહના મૃત્યુ પામ્યા પછી સૂક્ષ્મ દેહ જીવંત રહે છે. આત્મા જો અમર હોય–અને અહીંયાં ફરીથી પ્રખર આધુનિક વૈજ્ઞાનિકોએ એ આત્માના અસ્તિત્વનો જ કેવળ સ્વીકાર કર્યો છે એટલું જ નહીં; પરંતુ એના નિત્યત્વ–અમરત્વનો પણ તેઓએ સ્વીકાર કર્યો છે, એટલે કે જો આત્મા અમર હોય તો સ્થૂળ દેહને છોડી ગયા પછી એણે ગમે ત્યાં જતા રહેવું જોઈએ; કાં તો આપણે એમ માનવું જોઈએ કે, શરીર છોડી ગયા પછી સર્વ આત્માઓ દીર્ઘ અને અનિશ્ચિત કાળ સુધી સુષુપ્તાવસ્થામાં રહે છે અને તેઓ ત્યાર પછી પુનર્જીવિત થાય છે; અથવા તો કુદરતના રક્ષણમાં

સાતત્ય રહેલું હોવાની માન્યતામાં ઓછું અજુગતુંપણું છે.

આ વાત સાચી છે કે, આપણે જીવનકડીઓને સાંધતા સઘળા અંકોડાઓનો સમજી શકાય તેવો હિસાબ આપી શકતા નથી અને ખૂટતા અંકોડારૂપી જીવનની ખામીઓને સંભાવનાઓ પર રચાયેલી કલ્પના વડે આપણે પૂરી લેવી પડે; પરંતુ જીવનસુધારણા માટેની એ સંભાવનાઓ કરતાં બીજું કોઈ શ્રેષ્ઠ અને સંતોષકારક તત્ત્વ, જે એનું સ્થાન લઈ શકે એવું ન હોય તો, સંભાવનાઓ પર આધાર રાખતી કલ્પનાને લીધે કાલ્પનિક સિદ્ધાંતનો પાયો હાલી ઊઠવો ન જોઈએ. બીજે પક્ષે જો એનાથી આપણા મનને શાંતિ અને આરામ મળે અને સર્વ ધર્મશાસ્ત્રોએ સ્વીકારેલા નૈતિક કાયદાઓ પ્રમાણે આપણું જીવન વ્યતીત કરવાની આપણને પ્રેરણા મળે તો એક માની લીધેલા સિદ્ધાંતની દૃષ્ટિએ, જોકે એ પ્રત્યક્ષ પુરાવાથી સિદ્ધ કરી શકાય નહીં તેવો હોવા છતાં પણ આપણા જીવનની પશ્ચાદ્ભૂમિ પર કર્મના સિદ્ધાંતને ન માનવા માટે કોઈ કારણ નથી.

કમનસીબે, કર્મવાદનો અર્થ સ્પષ્ટ રીતે સમજાયો નથી. સજ્જનને સંસારમાં દુઃખ પામતો જોઈ અને દુર્જનને સુખી થતો જોઈને, અર્થાત્ ધર્મીને ઘેર ધાડ ને કસાઈને ત્યાં કુશળક્ષેમ નીરખીને માણસો ગૂંચવાડામાં પડી જઈને વારંવાર એવું પૂછતા હોય છે કે, માણસોને જો તેમનાં કર્મો પ્રમાણે ફળ ન મળતું હોય તો પછી આ જગતમાં ઈન્સાફ જેવું કોઈ તત્ત્વ અસ્તિત્વ ધરાવતું હોવાનું માની શકાય ખરું? કોઈ એક રેલવેના અકસ્માતમાં કોઈ સાધુ પુરુષ માર્યો જાય અને દુષ્ટ માણસ જીવતો રહેવા પામે તો જુદા જુદા માણસો આ બનાવનો પડઘો જુદી જુદી રીતે

પાડશે. એક જણ કહેશે કે આ દુનિયામાં ભગવાન નથી; ત્યારે બીજો કહેશે કે ભલા માણસ માટે મરવાનું નિર્મિત થઈ ચૂક્યું હતું ને તેથી જ જે ટ્રેનને અકસ્માત નડવાનો હતો તેમાં જવાનું તેને સૂઝ્યું. જો સાધુ પુરુષ જીવતો રહેવા પામ્યો હોય તો એ જ માણસ વાતના વહેણને બદલી નાખીને એમ કહેશે કે, એના માટે જીવતા રહેવાનું નિર્માણ થઈ ચૂકેલું હોવાથી એણે એ જ ટ્રેનમાં જવાનું ધારેલું હોવા છતાં એને કશી ઈજા થઈ નહીં. વળી ત્રીજો માણસ કહેશે કે ઈશ્વરને સારા માણસોની જરૂરત હોવાથી તેણે તેને ઝડપી લીધો ને ભૂંડો માણસ પાછળ રહી ગયો. જ્યારે ચોથો માણસ વળી એવું કહેશે કે સારા માણસે એના ગયા ભવમાં કાંઈ પાપ કર્યાં હશે તેથી તેને મરી જવું પડ્યું, ને ખરાબ માણસે એના ગયા ભવમાં કાંઈ સારાં કર્મ કર્યાં હશે તેથી એ બચી જવા પામ્યો. પાંચમો માણસ કહેશે કે રેલવેના માણસની કસૂરને લીધે જ એ અકસ્માત થવા પામ્યો ને તેથી મુસાફરોનાં કર્મને, કેટલાક મુસાફરોના જીવન કે મરણ સાથે કશી લેવાદેવા નથી; કારણ કે કુદરતી કારણોને લીધે જ અકસ્માત થવા પામ્યો હતો.

પ્રારબ્ધ અથવા નિર્મિતિની વાત થોડા સમય માટે આપણે બાજુએ રાખીએ તો આ બધા માણસોની ધારણા એ છે કે, સજ્જને જીવતા રહેવું જોઈએ ને આબાદ બનવું જોઈએ અને દુર્જને મરી જવું જોઈએ કે દુઃખ વેઠવું જ જોઈએ. પરંતુ કુદરતની યોજનામાં કાર્ય-કારણ-ભાવને પરસ્પર એવો કોઈ સંબંધ છે ખરો? ગનની સાલસતામાં કુદરતી મૂલ્ય રહેલું છે ને આબાદી અને સુખ માનવીમૂલ્ય ધરાવતાં હોય છે. સાધુતા અર્થાત્ ભલમનસાઈનો

ગુણ મન અથવા આત્માની સ્થિતિ પર આધાર રાખે છે અને મનુષ્યને શ્રીમંત બનાવવાની લાયકાત એ ગુણમાં રહેલી હોતી નથી. દુષ્ટ માણસ પાકો વેપારી હશે એટલું જ નહીં પણ તેનામાં નૈતિક દુર્ગુણો હશે ને પુષ્કળ કમાતો હશે છતાંય તે વધારે ને વધારે દુષ્ટ થતો જતો હશે. આ દુનિયા સારા માણસોને પૈસે ટકે સુખી કરવા અને દુષ્ટ માણસને દુઃખી થવા માટે સર્જાઈ છે એવો વિચાર ભ્રમમૂલક છે. આબાદીમાં સુખ છે અને ગરીબાઈમાં દુઃખ છે એવું આપણે ગોઠવી કાઢયું છે. કુદરતના કાયદામાં આ બે વસ્તુઓને હેતુક સંબંધ નથી. ખરેખર, આપણો વાંક હોવા છતાં ઘણીવાર આપણે ઈશ્વરને દોષ દઈએ છીએ; કારણ કે આપણે એવું માનતા હોઈએ છીએ કે, ઈશ્વરે મનુષ્યનાં સાંસારિક સુખ માટે આ જગત સર્જ્યું છે....અને એવી માન્યતાથી આપણે ભ્રમમાં પડીએ છીએ. માણસની આ પૃથ્વી પરની હાજરી તો આધુનિક છે અને એના સુખનો ખ્યાલ રાખવાની ઈશ્વરની ફરજ છે એમ તેનામાં રહેલા ગર્વને લીધે જ તે માનતો હોય છે. હલકી કોટિનાં પશુઓની પેઠે જ મનુષ્ય પણ ઈશ્વરી માયાનો એક અંશ છે અને એનામાં (મનુષ્યમાં) આત્માના થયેલા વિકાસને લીધે તેમ જ એનામાં રહેલી બુદ્ધિને લીધે એ પશુની તુલનામાં એના કરતાં શ્રેષ્ઠ હોવાથી, એકમાત્ર આટલા અપવાદ સિવાય, માણસ અને પશુઓ એકસરખી રીતે ઈશ્વરી કાયદાઓ વડે શાસિત થાય છે. ખરાબ કર્મનું ફળ ભોગવવાનું એક માણસ તરીકે એના ફાળે આવેલું જ છે; પછી ભલે ને તે સારો માણસ હોય તોપણ એણે ભોગવે જ છૂટકો અને દુનિયાની હાલની સ્થિતિ પ્રમાણે દુષ્ટ માણસ કરતાં એક સારા માણસને વધુ

જ વેઠવાનું રહે છે. કુદરતની સ્વતંત્ર મરજી પ્રમાણે ચાલતા એના કાયદાઓથી માણસ બંધાયેલો છે અને એનું ખરું કારણ પણ એ જ છે કે જે ગીતા વારંવાર કહ્યા કરે છે કે, સત્કર્મ કરવાં એ મનુષ્યનું કર્તવ્ય છે પરંતુ એનાં ફળોની આશા રાખવી નહીં; કારણ કે એના કર્મના સારાપણાને ફળોના ઉપભોગ સાથે કુદરતની યોજનામાં કશી જ લેવાદેવા નથી. મનુષ્યનું કર્મ તેને ગરીબ કે તવંગર બનાવતાં બળો પર અસર કરતું નથી, પણ તેના મન અને દેહાત્મા પર તેની અસર થાય છે. ભલાઈ અને ભૂંડાશ એ માણસની પેદાશો છે. ઈશ્વરની દુનિયામાં જે સાચું છે અર્થાત્ કુદરતના કાયદાને જે અનુસરે છે તે જ સારું એટલે કે ભલું છે અને જે આ કાયદાઓથી વિરુદ્ધનું છે તે ભૂંડું છે. આપણે ઉપર જોયું તેમ ઋત અને અનૃતનો એ બેવડો અર્થ છે. તેથી સાચું તેમ જ સારું એ માટે એક જ શબ્દ છે; એટલે કે 'સત્' એટલે સારું અને 'અસત્' એટલે ખરાબ.

પોતાનો કાંઈ પણ વાંક ન હોવા છતાં સારા માણસને દુઃખ શાથી ભોગવવું પડે છે, તેનું કુદરતની સામાન્ય યોજના ઉપરાંત એક બીજું પણ કારણ છે. આપણે ઉપર જોયું છે કે, મનુષ્યના વ્યક્તિગત કર્મ ઉપરાંત માણસો એકબીજાના સંપર્કમાં આવવાથી સામૂહિક કર્મ થતું હોય છે. વ્યક્તિનો સમાજ સાથેનો સંબંધ સકરણ અર્થાત્ ઇંદ્રિય સંબંધી હોય છે અને દરેક સામાજિક રચનાને આત્મા હોય છે. નાના કે મોટા સમાજને સામાજિક આત્મા અથવા આપણે જેને પ્રાણ કહીએ છીએ તે હોય છે અને પોતાના જોડીદારોના સંબંધને લીધે દરેક વ્યક્તિનું કર્મ આખા સમાજનાં ભલાં કે બૂરાં કર્મોમાં પોતપોતાનો ફાળો આપે છે. આ

વાત આપણા કર્મવાદમાં જોકે યોગ્ય રીતે સમજાવવામાં આવી છે; તોપણ માણસોના મન પર ઠસાવવા માટે ચોટદાર વાણીમાં એને પૂરતું બળ મળ્યું નથી. લોકમાન્ય તિલક પોતાના 'ગીતારહસ્ય' નામના ગ્રંથમાં એને ખાસ પ્રાધાન્ય આપે છે. તેઓ કહે છે કે, "જેમ કોઈ એક વ્યકિત પોતાનાં કર્મનાં ફળ ભોગવવામાંથી છટકી શકતી નથી, તે જ પ્રમાણે એક કુટુંબ, જાતિ કે દેશ અથવા તો સમસ્ત વિશ્વ પોતપોતાનાં કર્મોનાં પરિણામ–ફળ ભોગવવામાંથી છટકી શકતાં નથી અને દરેક મનુષ્ય પ્રાણી કોઈ ને કોઈ કુટુંબ, કોઈ જાતિ, કે કોઈ પણ દેશમાં પેદા થયેલ હોવાથી એનાં પોતાનાં કર્મને લીધે જ નહીં પરંતુ જે જાતિ, સમાજ કે કુટુંબ સાથે એ સંબંધ ધરાવતો હોય છે, તેણે કરેલાં કર્મોનાં ફળ પણ કેટલેક અંશે તે માણસને ભોગવવાં જ પડે છે. પરંતુ સામાન્ય વહીવટમાં ઘણું કરીને અમુક વ્યક્તિનાં કર્મોના સંબંધમાં વિવેચન કરવાના પ્રસંગ આવતા હોવાથી કર્મવિભાગ પ્રક્રિયામાં કર્મના વિભાગ એ એક જ મનુષ્યના કર્મને ઉદ્દેશીને કરવામાં આવેલા હોય છે.' (પાનું ૨૭૨) મહાન યોગી અરવિંદ ઘોષ જેવા બીજા ચિંતકોએ પણ કર્મવાદના આ સ્વરૂપનો વિચાર કર્યો છે. શૉ ડેમન્ડ, પૉલ બ્રન્ટન જેવા પાશ્ચાત્ય ચિંતકો અને બીજા ચિંતકો પણ કે જેઓ કર્મના સિદ્ધાંતમાં માને છે, તેઓ સામૂહિક કર્મમાં પણ માને છે. 'માનવમાત્રનો પુનર્જન્મ' નામના પોતાના પુસ્તકમાં શૉ ડેમન્ડ લખે છે કે, 'કેવળ વ્યક્તિ કરતાં કર્મનો કાયદો વધુ વ્યાપક અર્થો ધરાવે છે, પરંતુ એ બધા અર્થોની સાથે અહીંયાં આપણને કશો જ સંબંધ નથી. કેમ કે આપણે આપણાં કર્મો કેવળ નિર્માણ જ કરતા નથી; પરંતુ

તેમ કરવા સાથે આપણા કુટુંબનું, આપણા મિત્રોનું અને આપણા દેશનું કર્મ પણ આપણે નિર્માણ કરીએ છીએ અને જેની વળતી પ્રતિક્રિયા આપણા પર થાય છે. પુનરાગમન અથવા પુનર્જન્મના કાયદાની પેઠે કર્મનો કાયદો મહાન યોજનાનો એક વિભાગ છે, જે આપણા જીવન પછી કેવળ આ પૃથ્વીના ગ્રહ ઉપર જ નહીં પરંતુ બીજે ક્યાંય કામ કરતો હોય છે. કર્મનો પ્રકાર અને કર્મના વર્ગની પેઠે આપણા વિશ્વનું પણ કર્મ હોય છે; અને આપણી ઇચ્છા પ્રમાણે એમાંનાં કેટલાંક મહાન કર્મોને વ્યક્તિગત કર્મો તરીકે આપણે સ્વીકારી શકીએ છીએ. જીવનના અસ્તિત્વનાં વધુ ગૂઢ રહસ્યોનો અભ્યાસ કરનારાઓ માટે તે કર્મો હૃદયંગમ અને ઉત્સાહવર્ધક છે.' (પાનાં ૧૫૧,૧૫૨)

એક વખત આ સત્ય આપણને સમજાઈ જતાં સર્વ દેશોના રાજનૈતિક અને સામાજિક ઇતિહાસ સાથે સંબંધ ધરાવતા, ભૂતકાળના અને અત્યારના અનેક પ્રશ્નો સહેલાઈથી હલ થઈ જાય છે અને ઇતિહાસ આપણને નવો માર્ગ ચીંધે છે. ઇતિહાસનું તત્ત્વજ્ઞાન આપણને એવા નિર્ણય પર લઈ જાય છે કે, વિશ્વમાં તેમ જ માનવઇતિહાસમાં ઈશ્વરનું અસ્તિત્વ છે.

દેશોની ચડતી પડતી પર કર્મના કાયદાઓ હકૂમત ચલાવતા હોય છે; પરંતુ એ અત્યંત ગૂંચવાડા ભરેલા હોવાથી તેમની અસર નિપજાવવામાં લાંબો સમય લે છે. એટલે કે દેશની ચડતીપડતીનો આધાર કર્મના કાયદા પર રહેલો છે; કર્મના કાયદાને લીધે જ દેશની ઉન્નતિ કે અવનતિ થાય છે; પણ એ કાયદાઓ મિશ્ર પ્રકારના હોવાથી તેમની અસર તુરત થયેલી જણાતી નથી. આ સત્ય વેદાંત સિદ્ધાંત પરથી નિષ્પન્ન થતું પરિણામ છે; અર્થાત્ પૃથગાત્મા અને

સામૂહિક આત્મા એ વિશ્વાત્માના વિકારો કે રૂપાંતરો છે અને એ વિશ્વાત્મા સજીવ તેમ જ નિર્જીવ જગત પર શાસન ચલાવે છે. આપણા બાપદાદાઓનાં સારાં-નરસાં કર્મોનું ફળ આપણે ભોગવીએ છીએ અને આપણી ભાવિ પેઢી માટે પણ એ જ પ્રમાણે ભોગવવા માટે સારાં-નરસાં કર્મોનું ફળ આપણે વારસામાં આપીશું. આપણી હયાત જિંદગીમાં પણ આપણે આપણા જોડીદારોનાં ભલાં બૂરાં કર્મોનાં ફળો ભોગવતા હોઈએ છીએ. દુનિયા વધુ ને વધુ સાંકડી થતી જાય છે અર્થાત્ મનુષ્યજાતિ એક બીજાની વધુ નજીક આવતી હોવાનું જણાય છે; તેથી ઈશ્વરની યોજનામાં વ્યક્તિનું એકમ રહ્યું નથી; પરંતુ સમગ્ર મનુષ્યજાતિનું એકમ નક્કી થયું હોય એમ લાગે છે. દેશવાદની સાંકડી મનોભાવના ઉત્પન્ન થવાને લીધે થયેલા કલહ અને રક્તપાતના લાંબા ગાળા પછી કાર્યના પ્રત્યેક સામાન્ય ક્ષેત્રમાં આંતરરાષ્ટ્રીયતાનો સિદ્ધાંત આપણા રાજકીય જીવનનો હવે સ્વીકારાયેલો સિદ્ધાંત બન્યો છે. આ મહાન સત્ય આપણે કેવળ શીખીને બેસી રહેવાનું નથી; પરંતુ આપણા દૈનિક જીવનમાં એ ઘર કરી રહે એ જોવાનું છે; પણ જ્યાં સુધી થોડા પણ માણસો એ પ્રમાણે ન વર્તે, ત્યાં સુધી બાકીનાઓએ દુઃખ ખમતા રહીને ન ફેરવી શકાય તેવા કર્મના કાયદાનો દંડ ચૂકવ્યા કરવો જોઈએ. હિંદુ તત્ત્વજ્ઞોએ જગતને આ મહાન સત્ય આપ્યું છે. એક દિવસ એવો આવશે કે જ્યારે મનુષ્યજાતિને એ વાત સમજાશે કે, જો એના સામૂહિક જીવનમાં આ સત્યનો અમલ કરતાં શીખશે તો જ પોતે આ વિશ્વ પર ટકી શકશે.

પ્રારબ્ધ અથવા નિયતિ સાથે કર્મના સિદ્ધાંતને ભ્રામક બુદ્ધિથી જોડી દેવામાં અતિ ગંભીર ભ્રમણા-મિથ્યા બુદ્ધિ

રહેલી છે. ખરી રીતે માણસોના—ભણેલા માણસોના મગજમાં કર્મવાદ અને નિયતિ વચ્ચે ગૂંચવાડો ઊભો થયેલો છે. જ્યોતિષશાસ્ત્ર સંબંધી ગેરસમજૂતી પણ આ ગૂંચવાડામાં ઉમેરો કરે છે. મુક્ત મરજી, વિરુદ્ધ–દૃઢ સંકલ્પનો સવાલ પણ આ જ વાત પર અવલંબીને રહેલો છે. કર્મવાદનો સિદ્ધાંત યોગ્ય રીતે સમજાઈ જવો જોઈએ. એ ઇચ્છા-સ્વાતન્ત્ર્ય પર રચાયેલો છે અને કુદરતના જે કાયદાઓથી આપણે બંધાયેલા છીએ તે કાયદાઓના પ્રદેશમાં અર્થાત્ કુદરતના એ નિયમોના વર્તુલમાં રહીને થતાં આપણાં કાર્યોની જવાબદારી પર કર્મવાદના એ સિદ્ધાંતનું મંડાણ થયેલું છે. આપણે ઉપર જોયું તેમ કર્મવાદના સિદ્ધાંત પ્રમાણે આપણે આપણાં પાછલાં સંચિત કર્મો વડે બંધાયેલા છીએ, પરંતુ જ્ઞાન અને ભક્તિ અર્થાત્ નિષ્કામ કર્મ વડે આ બંધનમાંથી આપણી જાતને આપણે મુક્ત કરી શકીએ છીએ. ફળ ભોગ-વવાના હેતુથી કરાતું કાર્ય આપણને બંધનમાં નાખે છે. કર્તવ્યબુદ્ધિથી કરાતાં કર્મોનાં ફળ વિષે મન જો અનાસક્ત અને નિષ્કામ રહે તો લિંગદેહને કર્મો અસર કરતાં નથી; પરંતુ તે જો સકામ અર્થાત્ વાસનાયુક્ત હોય તો સ્થૂળતત્ત્વો પ્રબળ બને છે, જેને પરિણામે શરીરને છોડતી વખતે આપણો આત્મા હીન દશાને પામેલો હોય છે. તેથી જ કર્મો કેવી રીતે કરવાં કે જેથી આત્માને તે બંધનકારક ન થાય અને આત્માને તે પવિત્ર સ્થિતિમાં રાખે, એ દેખાડવાનો ગીતા પ્રયત્ન કરે છે. દૃઢ સંકલ્પશક્તિ વડે, આપણી જીવરૂપ પરા પ્રકૃતિથી આપણી અપરા–પ્રકૃતિનો ઉત્કર્ષ સાધવો. ગીતા કહે છે કે, ‘આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો; પોતાના આત્માની અધોગતિ કદી ન કરવી, કેમ કે આત્મા જ આત્મા-

નો બંધુ છે અને આત્માનો શત્રુ છે, જેણે પોતાના આત્મા દ્વારા પોતાના આત્માને જીતી લીધો છે, એના આત્માનો બંધુ એનો આત્મા જ છે, પરંતુ જેણે પોતાના આત્માને જીત્યો નથી, એનો આત્મા એનો શત્રુ છે અને એની સાથે શત્રુની પેઠે વર્તે છે.

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनोबन्धुरात्मैव रिपुरात्मनः ॥
बन्धुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥' (૬, ૫-૬)

પ્રાચીન પાશ્ચાત્યો પણ એ જ વાત કહે છે કે, 'જીતે છે તે, જે આત્માને જીતે છે.' મુક્ત મરજીનો આ સાર છે. મુક્ત મરજી અર્થાત્ મુક્ત ઇચ્છા અને આત્મનિશ્ચયવાદ એ બન્ને એક જ વસ્તુ છે. કર્મવાદની પારિભાષિક ભાષામાં આપણે આપણાં સંચિત કર્મો વડે બંધાયેલા છીએ. પરંતુ સંચિત કર્મ તૈયાર કઈ રીતે થાય છે ? એ આપણાં પાછલાં કર્મોનો સંગ્રહ છે. પણ એ સંગ્રહ થતાં પહેલાં આપણાં કૃત્યો આપણી મરજી પ્રમાણે થતાં હોય છે અને ત્યાર પછી તેમનો સંગ્રહ થવા માંડે છે. આપણે કોઈ પ્રકારના બાહ્ય કર્તૃત્વથી બંધાયેલા નથી. પરંતુ આપણાં પૂર્વકૃત્યોથી અર્થાત્ આત્મનિશ્ચયથી બંધાયેલા છીએ. આપણાં પાછલાં કર્મો જ આપણને બંધનમાં નાખે છે અને એ સંચિત કર્મોનો, જ્ઞાન, ભક્તિ અને નિષ્કામ કર્મો વડે આપણા મનને પવિત્ર કરીને ધ્વંસ કરી નાખવાની આપણે શક્તિ ધરાવીએ છીએ. અલબત્ત, આ વાત ખરી છે કે, આ કામ એક જ તડાકે કરી નાખી શકાતું નથી અને જ્ઞાન વડે પોતાનાં કર્મોને દગ્ધ કરી નાખનારા તો અલૌકિક માણસો જ હોય છે. ગીતા એનો ઉપાય

બતાવતાં ધીમા ક્રમે એ કરવાનું કહે છે અને એ વાત પર ભાર મૂકે છે કે, દરેક નિષ્કામ કર્મ, ભલે ગમે તેવું નાનું હોય તોપણ આત્મા પર એની અગમ્ય અસર ધરાવતું હોય છે. પરંતુ મુદ્દો એ છે કે, શું એ ધીમા ક્રમે થઈ શકે છે ખરું? અને પછી મનુષ્ય ક્યારેય પાપી તો રહેતો નથી ને ? શરીરના સૂક્ષ્મ અંતર્ભાગમાં પ્રકાશતા વિશ્વાત્માનું તેજ, જો વિશાળ તૃષ્ણા અને વિકારોનાં સ્થૂલ પડોથી ઝાંખું ન પડે તો એ તેજ મનુષ્યજાતિની હીન દશાના અસ્તિત્વમાંથી સંકલ્પશક્તિ વડે મુક્ત થવાનો ઉપાય દેખાડે છે.

પણ ત્યાર પછી એમ કહેવામાં આવે છે કે, આપણે આપણાં કર્મ પ્રમાણે આપણાં સર્વ કૃત્યો કરવાને માટે પ્રવૃત્ત થતા હોઈએ છીએ, તેથી આપણી મરજીનો અમલ કરવા માટે આપણે સ્વતંત્ર નથી. ખરેખર, જે ચક્કરમાં પડ્યા પછી એમાંથી બહાર નીકળવાની આપણા માટે કોઈ તક નથી, એ ચક્કર એક વિષવર્તુલ છે કે જેમાંથી બહાર નીકળી શકાતું નથી. દૈવવાદના આ વિચારરૂપી કીડાએ જ માણસોના મગજમાં મજબૂત પકડ જમાવી છે. આત્મનિર્ણયવાદ અને પ્રાક્નિયતિવાદ એટલે કે પૂર્વ નિશ્ચિત અદૃષ્ટ–પ્રારબ્ધવાદ આ બે તદ્દન ભિન્ન કલ્પનાઓ છે. કર્મવાદ એ આત્મનિર્ણયવાદનો બોધ ચોક્કસપણે કરાવે છે જ; પરંતુ અદૃષ્ટવાદ અને કર્મવાદ એ પરસ્પરના વિરોધી અર્થો છે. જો કર્મવાદ અદૃષ્ટવાદની માન્યતા ભણી દોરી જાય તો કર્મવાદ પોતાનું ગૌરવ ગુમાવી બેસે છે; અર્થાત્ ખોટા પ્રારબ્ધવાદને જો સ્વીકારી લેવામાં આવે તો કર્મવાદનું કાંઈ મહત્વ રહેતું નથી અને તેમ થતાં વેદાંતદર્શનનું આખું માળખું ભોંયભેગું થઈ જાય છે. હકીકતરૂપે તો કર્મવાદ એ પ્રારબ્ધ-

વાદનું પરિણામ છે, દૈવદુર્વિપાક છે. જોકે એ એમ માને છે કે, મનુષ્ય એ પ્રકૃતિના નિયમોથી બંધાયેલો છે; પરંતુ મનુષ્ય કુદરતના કાયદાઓથી બંધાયેલો છે એમ કહેવાથી એની મતલબ એવી થતી નથી કે તે કાંઈ એવી રીતે બંધાયેલો કે તે પોતાનો ઉત્કર્ષ સાધવાનો વિચાર પણ ન કરી શકે! જીવનના તત્ત્વજ્ઞાનનો લાંબો ધર્મોપદેશ અર્જુનને આપ્યા પછી અંતે શ્રીકૃષ્ણ એનો ઉપસંહાર કરીને અર્જુનને પોતાને ઠીક લાગે તેમ કરવાનું કહ્યાથી અર્જુન તેમના ઉપદેશ પ્રમાણે પોતે વર્તવાનું જણાવે છે. કાર્યની આ પસંદગી અર્જુનના મનમાં રહેલી જ છે; નહિ તો તેણે એવો જવાબ આપ્યો હોત કે, 'મેં તમારો ઉપદેશ સાંભળી લીધો પણ હું શું કરી શકું? કારણ કે મારા માટે આગળ જે કાંઈ નક્કી થઈ ચૂક્યું છે તે પ્રમાણે ભાવિ મને કાર્યની દોરવણી આપશે, એટલે કે જે થવાનું નક્કી થઈ ચૂક્યું છે તે જ થશે. એમાં મારો કાંઈ ઉપાય નથી.' અર્જુન આવું કહેતો નથી પરંતુ કૃષ્ણે સલાહ આપ્યા પ્રમાણે વર્તવાનો પોતાનો નિર્ણય દેખાડે છે.

માણસ કયા અર્થમાં ઈશ્વરનું નિમિત્ત હોવાનું કહેવાય તે આપણે અગાઉ જોઈ ગયા છીએ. એનો અર્થ એવો છે કે માણસે ઈશ્વરના અતર્ક્ય અને ગૂઢ તથા અપરિવર્તનીય નિયમોને તાબે થવું જોઈએ, ઈશ્વરની ઇચ્છાને માન આપવું જોઈએ; પરંતુ એની મતલબ કાંઈ એવી થતી નથી કે તે જે કાંઈ કાર્ય કરવાનો છે તે તેને માટે અગાઉથી કરવાનું નક્કી થઈ ચૂક્યું છે અને તેનાથી ભિન્ન રીતે તે કરી શકે જ નહીં. કેવળ પ્રાક્નિયતિવાદ અથવા દૈવવાદ એ તો એક ચોખ્ખી ભૌતિક માન્યતા છે અને મનુષ્યના દૈવી

સ્વભાવમાં માનતા કોઈ પણ દર્શનશાસ્ત્રમાં એને સ્થાન નથી. સાંખ્યદર્શન, જે 'પુરુષ' અને 'પ્રકૃતિ' એવાં બે સ્વતંત્ર તત્ત્વોને માને છે અને તેમના ઉપર પરમેશ્વર જેવી કોઈ શક્તિની સત્તાને માનતું નથી, તે પણ ચોખ્ખો ભૌતિકવાદ નથી; કેમ કે તે પુરુષ અથવા તો આત્માની સત્તામાં માને છે. વધુ તો શું, વેદાંતદર્શન જે બ્રહ્મને કેવળ પરમતત્ત્વ માને છે તે પણ માયા અથવા પ્રકૃતિના પ્રદેશમાં મનુષ્યને વિવેક, વિચારણા અને સંકલ્પની સર્વ શક્તિ યુક્ત પરમેશ્વરના મૂર્તસ્વરૂપે લેખે છે. સાથે સાથે એ વ્યક્તિમાત્રને સતત યાદ અપાવ્યા કરે છે કે, 'તું તે છે અને તે તું છે–'तत्त्वमसि' અર્થાત્ આત્મસાક્ષાત્કાર એ મનુષ્ય–માત્રનું ધ્યેય છે અને આત્મનિર્ણય વિના આત્મસાક્ષાત્કાર સંભવતો નથી.

હજુય કેટલાક માણસો પોતાનું માથું હલાવીને પૂછશે કે તો પછી અમારું ભાગ્ય અને ગ્રહોની અમારા પર થતી અસર બાબતનું શું? અત્યારના જમાનામાં આ સવાલ અતિ સામાન્ય થઈ પડ્યો છે અને તે પણ કેવળ દૈવમાં માનનારા પૌરસ્ત્યોમાં જ નહીં પણ જ્યોતિષમાં માનનારાઓની ઠઠ્ઠા ઉડાવનારાઓ અને તેમને વહેમી મૂર્તિપૂજકો કહી તેમની મશ્કરી કરનારા પાશ્ચાત્યોમાં પણ તકદીરને લગતો આ પ્રશ્ન છેક મામૂલી થઈ ગયો છે. જ્યારે જીવન નિષ્ફળ બનતું, અચોક્કસ થતું અથવા મુશ્કેલી ઉત્પન્ન થવાનું સૂચવતું હોય એવું લાગે ત્યારે પોતાને ગમે તેવા સભ્ય અને શિષ્ટ કહેવાતા માણસોના મન પર પણ નસીબવાદનું મોજું ફરી વળે છે. તકદીર અથવા નસીબ કે ભાગ્ય શબ્દથી તેઓ પોતે શું સમજે છે એમ જો જુદા જુદા માણસોને પૂછવામાં આવે તો તેઓ તેના તમને જુદા જુદા જવાબ આપશે. ગીતાના

અઢારમા અધ્યાયના ૧૪ મા શ્લોકમાં દૈવ શબ્દ વપરાયેલો છે, એ સ્થળે સર્વ કાર્યોની સિદ્ધિ માટે સાંખ્યમત પ્રમાણે કૃષ્ણ અર્જુનને પાંચ સાધનો કહે છે. તે આ પ્રમાણે છે: 'આધાર-ક્ષેત્ર (શરીર), કર્તા (આત્મા), અનેક પ્રકારનાં સાધન, અનેક પ્રકારની ક્રિયાઓ (પ્રયત્નો) અને પાંચમું દૈવ.

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥' (૧૮-૧૪)

આનો અર્થ એ છે કે, કોઈ પણ કાર્યની સિદ્ધિ થવા માટે ગમે તેવાં ભૌતિક સાધનો કે અન્ય ઉપાયો હોય તો-પણ તે સર્વ કરતાં ચડે તેવો કિંમતી કાંઈ પણ ઉપાય હોય તો તે 'દૈવ-પ્રારબ્ધ' છે. કોઈ પણ ભાષાંતરકારે એના જ જેવો તત્સમ અંગ્રેજી શબ્દ આપ્યો નથી. 'દૈવ' શબ્દનું ભાષાંતર કરતાં વિધિ-પરમેશ્વર (Providence), ભવિતવ્યતા, નિયતિ (Destiny), અદષ્ટ (Unseen), દૈવત્વ, દિવ્યતાનો અધ્યક્ષ દેવ (Presiding Divinity), વગેરે શબ્દો વપરાય છે. 'નિયતિનો ઈશ્વર'-ભાષાંતરરૂપે સહેલાઈથી વાપરી શકાય. તો પછી 'નિયતિ' એટલે શું ? 'મનુષ્યના કાબૂ બહારનાં જ્ઞાત અને અજ્ઞાત કારણોનું જોડાણ'-એવા અર્થમાં કેટલાક માણસો 'નિયતિ' શબ્દ વાપરે છે. વળી બીજાઓ એનો અર્થ 'પ્રાક્નિયતિ' એમ કરે છે; એટલે કે જે કાંઈ થવાનું છે તે થતાં પહેલાં, જે રીતે થવાનું છે તે નિયતિએ અગાઉથી નક્કી કરી નાખ્યું છે અને તેના થવાપણામાં આપણાથી કોઈ જાતનો ફેરફાર કરી શકાતો નથી. જો દૈવનો અર્થ એમ કરવામાં આવે કે જે કાંઈ પણ આપણે કરીએ છીએ તે કાર્યને કેટલાંક ચોક્કસ અને અજ્ઞાત અસંખ્ય સાધનો બનાવનો આકાર આપી દે છે; તો આ સત્ય સાથે કર્મવાદના

સિદ્ધાંતને કોઈ પ્રકારનો અધડો હોઈ શકે નહીં. ગીતા આ વાત સ્વીકારે છે તેથી જ એ કહે છે કે, આપણાં કર્મોનું ફળ મેળવવું એ આપણા હાથની વાત નથી. એક દાખલો આપીને આ વાત સમજાવી શકાય છે. ધારો કે આપણે કોક સ્થળે ચોક્કસ ટાઈમે પહોંચવા માગીએ છીએ અને તે પ્રમાણે આપણે રવાના પણ થઈએ છીએ. માર્ગમાં આપણી ગાડીને અકસ્માત થાય છે અને તેથી એટલું બધું મોડું થઈ જાય છે કે આપણે ધારેલે ઠેકાણે સમયસર પહોંચી શકતા નથી અને આપણે ધાર્યા પ્રમાણે પહોંચવામાં ચૂકી જઈએ છીએ; જેને પરિણામે આપણને કાંઈક ખોટ ખમવી પડે છે. તકના અર્થમાં આને 'દૈવ' કહેવાય અથવા તો એ જ અર્થમાં આપણે એને 'ભાગ્ય' પણ કહી શકીએ પરંતુ જેઓ 'દૈવ'નો 'પ્રાક્-નિયતિ' એવો અર્થ કરે છે તેઓ કહેશે કે, આપણા રવાના થતાં પહેલાં જ આપણા માટે ત્યાં ન પહોંચવાનું નક્કી થઈ ચૂક્યું હતું ને તેથી જ, આપણી ગાડીને અકસ્માત થયો હતો. બીજા શબ્દોમાં એમ પણ કહી શકાય કે, થયેલો અકસ્માત આપણને કેવળ અકસ્માત થયો હોવાનું જ લાગે છે, પરંતુ આપણી નિયતિ પર શાસન કરતા કોઈ દિવ્ય તત્ત્વે જ એવો કોઈ આદેશ કરી રાખેલો હતો કે, આપણે કરેલી ગોઠવણના આધારે આપણને મળવાનો હતો તે લાભ આપણને ન મળે ને તેથી અકસ્માત થવા માટે નિયતિના અધિષ્ઠાતા દેવે તે પ્રમાણે નિયતિને અગાઉથી હુકમ કરી રાખેલો હોવો જોઈએ. આપણે ધારેલે સ્થળે પહોંચવા માટે ગમે તેવો પ્રયત્ન કર્યો હોત; તોપણ આપણા માટે ત્યાં ન પહોંચવાનું નક્કી થઈ ચૂકેલું હોવાથી આપણા પ્રયત્નમાં આપણે નિષ્ફળ જ નીવડત.

હવે ધારો કે અકસ્માત થયા પછી એક મિત્રની ગાડી ઓચિંતી તે સ્થળે આવી પહોંચવાથી આપણે તે ગાડીમાં આણીને સમયે નિશ્ચિત સ્થળે જઈ પહોંચીએ છીએ અને વખતસર પહોંચીએ છીએ; એટલે પ્રાકૃનિયતિમાં–દૈવવાદમાં માનનારો આ વાતને એ અકસ્માતના અર્થમાં ઘટાવશે; એટલે કે નિશ્ચિત સ્થળે મુકરર સમયે કોઈ પણ રીતે આપણા માટે પહોંચવાનું તો નક્કી થયેલું જ હતું; તોપણ ગમે તે રીતે (દૈવીપણાથી તો નહીં જ) આપણી ગાડીને અકસ્માત થયો, ને યોજનામાં ભાગ લેવાનું આપણા માટે નક્કી થઈ ચૂકેલું હોવાથી આપણને ભાગ્યના આદેશથી મિત્રની ગાડી મળી આવી. આ પ્રમાણે કાર્યનો અંત ગમે તે રીતે આવે તો પણ તેને પ્રાકૃનિયતિ–પ્રારબ્ધનું પરિણામ જ ગણાવવામાં આવે છે; અર્થાત્ કોઈ પણ કામ જે રીતે પૂરું થાય તે રીતને, તેના પૂર્ણ થવાના પરિણામને આધારે તે પ્રમાણે જ થવાનું અગાઉથી નક્કી થયેલ હોવાનું માનવામાં આવે. આવો ખુલાસો આપવો ઘણો સહેલો છે, કારણ કે છેક છેલ્લે જે કાંઈ પણ થાય, થયા પહેલાં નહિ, પણ કાર્ય થઈ ગયા પછી, એમ કહી દેવાય કે એ તો એમ થવાનું અગાઉથી નક્કી થયેલું જ હતું તેથી જ આમ થયું, ને જો આમ થવાનું ન હોત તો આથી જુદી રીતે ન થાત! પછી જે જુદી રીતે થાત તેને પણ તેમ થવા માટે અગાઉથી નક્કી થયેલું હોવાનું ગણાવવામાં આવત! સવાલ એ છે કે, એવી કોઈ દૈવી શક્તિ છે ખરી કે જે આ જગતમાં થતા ગમે તે કામને અમુક રીતે જ થવા માટે તે વિષેનો પૂર્વનિર્ણય કરી રાખે છે? જો એવી કોઈ દૈવી શક્તિ હોય તો તે પરમેશ્વર પોતે છે અથવા તો એના જેવી જ સમાન્તર કોઈ બીજી

સત્તા છે ? ગીતા સ્પષ્ટ રીતે કહે છે કે, એ ઈશ્વરીશક્તિ નથી; કારણ કે આપણે જોયું તેમ ઈશ્વર માણસનાં કૃત્યોમાં દરમ્યાનગીરી કરતો નથી. આ વાત તે સ્વભાવ ઉપર એટલે કે કુદરતના કાયદા પર છોડી દે છે. 'ઈશ્વર લોકોના કર્તૃત્વનું, કર્મોનું કે કર્મોનાં ફળના સંયોગનું નિર્માણ કરતો નથી; સ્વભાવ જ સર્વ કોંઈ કરે છે.

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥' (૫–૧૪)

કર્મયોગનો ઉપદેશ આપતાં ગીતા પ્રાક્‌નિયતિ–અદૃષ્ટવાદની વિરુદ્ધમાં પોતાનો પ્રબળ આવાજ ઊઠાવે છે. સ્વાર્થરહિત અને અનાસક્ત બુદ્ધિનું કર્માચરણ વિવેક અને સંકલ્પબુદ્ધિનું સર્વશ્રેષ્ઠ કાર્ય છે અને એ કાર્ય બાહ્ય બળો વડે, જે માણસની ઇચ્છા દૃઢ થતી હોય તેનાથી થઈ શકે નહીં. કાર્યોની સિદ્ધિનો નિર્ણય કરનારાં પાંચ સાધનોમાં ગીતા 'દૈવ' શબ્દનો ઉપયોગ કરે છે એ ખરું; પરંતુ હિંદુ ધર્મમાં, સામાન્ય રીતે, દરેક કુદરતી બળ અથવા કર્તૃત્વને એની પોતાની શક્તિ દેખાડવા માટે એનામાં દૈવત્વની ભાવના સેવવામાં આવે છે અને જે અજ્ઞાત અને અદૃષ્ટ શક્તિ આપણાં કાર્યોમાં આપણને મદદ કરે છે અથવા તેમનું નિવારણ કરે છે તે બળ કુદરત અથવા પ્રકૃતિનું છે અને એ જ અર્થમાં 'દૈવ' શબ્દ વપરાયો છે; પરંતુ જે શક્તિ કુદરતના કાયદાઓમાં દરમ્યાનગીરી કરે અથવા જે કાંઈ અગાઉથી નિર્દિષ્ટ થઈ ચૂકેલું હોય તે કરવા માટે માણસને ફરજ પાડવામાં આવે તે અર્થમાં દૈવ શબ્દ વપરાયેલો નથી.

પ્રાક્–નિયતિ અથવા અદૃષ્ટવાદ એ એક લૌકિક માન્યતા છે; પરંતુ એને હિંદુ જીવનના તત્ત્વજ્ઞાનમાં કાંઈ આધાર નથી.

એ માન્યતા આત્મવાદ અને બ્રહ્મવાદના મૂળમાં ઘા કરે છે અને ઉદ્યોગયુક્ત કર્તવ્યના માર્ગ પરથી નિરાશાવાદના નિકૃષ્ટ માર્ગ ભણી લઈ જાય છે. પ્રાક્–નિયતિવાદમાં માનનારા એમ માને છે કે, અદૃષ્ટવાદ એ એક સર્વોચ્ચવાદ છે; પરંતુ આપણા દૈનિક અનુભવમાં તો એ એનાથી વિપરીત હોવાનું જણાય છે તેથી માણસે પુરુષાર્થ તો કરવો જ જોઈએ, એમ કહીને એને જુદા રૂપમાં રજૂ કરવાનો પ્રયત્ન થતો હોય છે અને ભલેને આપણાં કાર્યોનો પૂર્વ નિર્ણય થઈ ગયેલો હોય તો પણ કાર્યોની સિદ્ધિ અર્થે મનુષ્યપ્રયત્ન થવો જરૂરી છે, એમ કહેવામાં આવે છે. આ એક તદ્દન અસંગત વાત છે ને એમાં કોઈ પણ પ્રકારની તર્કસિદ્ધતા રહેલી નથી. મનુષ્ય-પ્રયત્ન હમેશાં અમુક કાર્ય કરવા કે ન કરવાની પસંદગી વિષેની મનુષ્યની ઇચ્છાનો બોધ કરાવે છે. એ પોતે જાણતો હોતો નથી કે એના માટે શું નક્કી થઈ ચૂકેલું છે; અર્થાત્ ભાવિના ગર્ભમાં શું છે એ વિષે એને કાંઈ જ ખબર હોતી નથી. જો પ્રાક્–નિયતિ અર્થાત્ અદૃષ્ટ પ્રમાણે જ કાર્યનું પરિણામ આવવાનું છે એ વાત સ્વીકારી લેવામાં આવે, તો પછી મનુષ્યના પ્રયત્નોની આવશ્યકતા જ શી છે, એ પ્રયત્નોની કિંમત પણ શી? અને એટલા માટે જ જે માણસો અદૃષ્ટ-વાદમાં માનતા હોય છે તેમનો વિશ્વાસ પુરુષ–પ્રયત્નમાંથી ઊઠી જાય છે અને પોતે કાળના પ્રવાહમાં આમતેમ તણાતા હોય છે. ભાગ્ય અથવા નસીબવાદમાં માનનારા માણસો જુદી જુદી રીતે એના પડઘા પાડે છે. એ વિષેનો આપણે એક દાખલો લઈએ. ધારો કે ત્રણ માણસોએ કોઈ સાહસ-કર્મ કરવાનું હાથ ધર્યું છે અને તે પૂરું થતાં કેટલાક માસ લાગે એમ છે અને એ ત્રણમાંના દરેકનું એક જ

માસમાં મૃત્યુ થવાનું છે એમ તેમને કહેવામાં આવ્યું છે. આ સાંભળીને એમાંનો એક કહેશે કે, 'મારું ગમે તે થવાનું હોય તે ભલે થાય, હું એની દરકાર કરતો નથી ને હું તો મારું કામ પૂરું થતા સુધી મરવાનો જ નથી એમ માનીને મારું કામ કર્યા જ કરીશ.' એટલે વળી બીજો કહેશે કે, 'મારે તો એક મહિનામાં મરી જ જવાનું છે, પણ હું જે કાંઈ કરવાની મારી ફરજ હોવાનું માનું છું તે મારું કામ તો મેં શરૂ કરી દીધું જ છે અને હું મરીશ ત્યાં સુધી મારું કામ કર્યા જ કરીશ. તેમ છતાં મારું આદર્યું અધૂરું રહે તો તેમાં મારો કાંઈ પણ વાંક લેખાશે નહીં.' ત્રીજો માણસ નિસાસો નાખતાં કહેશે કે, 'મારે તો એક મહિનામાં મરી જ જવાનું છે, તો પછી હું જે કામ પૂરું કરી શકું એમ નથી, તે શરૂ કરવામાં ફાયદો જ શો છે? હું તો મારી જાતને ભાગ્યને હવાલે કરી દઈ મોત આવવાની રાહ જોતો બેસીશ.' આ ત્રીજો માણસ દૈવવાદનું વલણ અખત્યાર કરતાં લાક્ષણિક રીતે એ વિષેનો ખુલાસો કરે છે. આવી વલણ એક જ વખત મગજ ઉપર પોતાની પકડ જમાવે એટલે સર્વ ઉત્સાહ અને કાર્યારંભનો ઉપક્રમ ઓસરી જઈને, જિંદગી બક્ષિસને બદલે શાપરૂપ બની જઈને ભારરૂપ જણાવા લાગે છે. આપણા જીવનની ખરેખર આ એક કરુણતા છે કે, આપણામાંના ઘણાએ, કે જેમણે ગીતાનું જીવંત તત્ત્વજ્ઞાન વારસામાં મેળવ્યું છે તેઓ તદ્દન વિરોધી વલણ અખત્યાર કરી બેઠા છે ને જેવી રીતે ઈશ્વરની માયાને આપણે ભ્રમણા અને અવાસ્તવિક માનીએ છીએ, તેમ આપણે કર્મવાદને ખોટા પ્રારબ્ધવાદમાં ઉતારી પાડી તેમાં માનતા થયા છીએ. આળસ અને અનુદ્યોગનો દૂષિત માર્ગ છોડાવવા માટે

અર્જુનને કૃષ્ણે કર્મનો સાચો ચિતાર આપ્યો છે. આપણા જમાનામાં પણ આધુનિક ભારતના બે મહાન કર્મયોગીઓ—મહાત્મા ગાંધી અને લોકમાન્ય તિલક—જેમણે ગીતાને પોતાના જીવનમાં ઘર કરીને વસાવી હતી, તેમણે પણ એ જ પાઠનું પુનરાવર્તન કર્યું છે. આપણે જો તેમના સાચા અનુયાયીઓ બનવા માગતા હોઈએ તો આપણે તેમનો દાખલો લઈને કર્મવાદને આપણા એક ધર્મ તરીકે અપનાવી લેવાનો યત્ન કરવો જોઈએ.

તો પછી વળી એમ પૂછવામાં આવશે કે, ગ્રહો અને નક્ષત્રોની, જન્મથી માંડીને આપણા પર થતી અસર બાબતનું શું ? શું જ્યોતિષશાસ્ત્ર નિયતિવાદની માન્યતાને સમર્થન આપતું નથી ? મારી ધારણા પ્રમાણે તો જ્યોતિષશાસ્ત્ર જે કાંઈ બનનારા બનાવો છે તેમના વિષેની સામાન્ય હકીકત જ આપણને કહી શકે; પરંતુ આપણા માટે નિયત થઈ ચૂકેલ દરેક કાર્ય વિષે ચોક્કસતાથી કહી શકે નહીં. એમ પણ સ્વીકારી લેવામાં આવે કે આપણાં સ્થૂળ અને સૂક્ષ્મ શરીરો પર જન્મથી માંડીને ગ્રહોની અસર હોય છે, તો તે વિષે એટલું જ કહી શકાય કે, કેટલાક ચોક્કસ પ્રકારનાં દૈવી શરીરોનાં જોડાણની મનુષ્યશરીરો પર અસર થવાની સંભાવના હોય છે અને આ સંભાવના પરથી જ વ્યક્તિના જીવનના ભૂત અને ભાવિષ્યકાળના બનાવો સંબંધી આગાહી કરવામાં આવે છે. જન્મોતરીના વાચન સાથે જ્યારે ભૂતકાળ અને ભવિષ્યના બનાવો બંધબેસતા આવતા નથી, ત્યારે સામાન્ય રીતે એવો જવાબ આપવામાં આવે છે કે, કુટુંબની કોઈ પણ વ્યક્તિની જન્મપત્રિકાની અસરને લીધે ગ્રહોના જોડાણની અસર નબળી—સબળી બની ગઈ છે; કારણ કે તેની

પણ, મનુષ્યના જીવન પર અસર પડતી હોવા વિષે કહેવાયું છે. વારુ, ત્યાર પછી પણ એ કહેવાતી ગ્રહોની અસર તો શરીર પર જ પડે છે, પણ મનુષ્યની ઈચ્છાશક્તિને કાબૂમાં રાખનારા આત્મા પર એની કાંઈ જ અસર થતી નથી. ખરું જ્યોતિષશાસ્ત્ર એવો દાવો કરતું નથી કે માણસ જે કોઈ પણ કાર્ય કરે છે તે પૂર્વનિર્દિષ્ટ હોય છે. એ તો મનુષ્યના જીવનમાં બનનારા બનાવો વિષેનું કેવળ સામાન્ય દિગ્દર્શન જ કરાવી શકે છે. જે બનાવો વિષેની આગાહી કરવામાં આવ્યા છતાં તે પ્રમાણે બન્યા નથી તેવા બનાવો કરતાં આગાહી કર્યા પ્રમાણે બનેલા બનાવોને વધુ મહત્ત્વ આપવાનો લોકોનો સ્વભાવ હોય છે. આપણાં શરીરો પર ગ્રહો ને નક્ષત્રોની ગમે તે અસર થતી હોય પણ તે, અતિ સૂક્ષ્મ માધ્યમ વડે કરાતી અસર કુદરતના કાયદાઓની હોય છે. સામાન્ય રીતે એ અસર આપણા સ્વાસ્થ્ય અને આપણા માનસિક સ્વભાવ પર પણ થઈ શકે છે. પરંતુ ગ્રહોએ નિર્દિષ્ટ કરેલ વસ્તુથી અન્ય રીતે આપણે કોઈ પણ જાતની ઇચ્છા કે કોઈ પણ જાતનો વિચાર સુદ્ધાં પણ કરી શકતા નથી; એવું ખાતરીપૂર્વક કહી શકનારો જોષી ખરેખર, બડો બહાદુર હોવો જોઈએ; અર્થાત્ કોઈ બહાદુર વીરલો જોષી જ તેમ કહી શકે! એનાથી વિરુદ્ધમાં વળી કેટલાક જોષીઓ એ વાતનો સ્વીકાર કરે છે કે, મનુષ્યના પ્રયત્નો નિયતિના ક્રમને પણ ફેરવી શકે છે. અમુક ચોક્કસ ક્ષણે માણસ શું કરી બેસશે એની આગાહી જ્યોતિષશાસ્ત્ર કરી શકતું નથી. મનુષ્ય પોતાનાં કર્તવ્યો માટે જવાબદાર નથી એમ એ કહેતું નથી. જો એ તેમ કરવામાં ક્યારેક સફળ થાય, તો આપણી ન્યાય અને દંડવિધાનની સઘળી સંસ્થાઓને ફેરવી નાખવી પડે. સારા જોષીઓ એ

કોઈ પણ મુદ્દાની રજૂઆત કરવામાં સામાન્ય રીતે નમ્ર હોય છે. જ્યોતિષ અંગેનો લૌકિકવાદ કેટલેક અંશે કુતૂહલ-વૃત્તિ અને કંઈક અંશે મિથ્યા અભિમાનને લીધે જ ઊભો થયેલ છે. એણે એને બિનજરૂરી મહત્ત્વ આપ્યું છે અને તદ્દન બેજવાબદાર માણસ જ એના વિષેની ચોક્કસ ખાતરી માટે દાવો કરતો હોય છે.

આ પ્રમાણે પ્રાક્-નિયતિવાદમાંની લૌકિક માન્યતાને લીધે કર્મવાદનો સિદ્ધાંત અટલ રહે છે. આપણે કોઈ પણ પ્રકારના બંધનમાંથી તદ્દન મુક્ત છીએ એમ નથી. ગીતા એવો બોધ આપે છે કે, માણસ પોતાની બેવડી યોગ્યતાને લીધે બદ્ધ અને મુક્ત બંને છે. કુદરતના કઠોર કાયદાઓ અનુસાર માણસ મન અને શરીરનાં ભૂતકાળનાં કર્તવ્યોની અસરથી બદ્ધ છે; પરંતુ વિવેક અને સંકલ્પબુદ્ધિથી પોતાનાં કર્તવ્યોને નિયંત્રિત અને નિયમિત કરી શકતો હોવાથી એટલા જ પ્રમાણમાં એ મુક્ત પણ છે. આથી એ પોતાના ભલા અને બૂરા માટે ચાલુ અને ભવિષ્યકાળમાં જીવનક્રમને ઓપ આપી શકે છે. પાશ્ચાત્ય મનોવૈજ્ઞાનિકો એક વખત એવા મતના હતા કે, મનુષ્યની ઇચ્છા તેની આસપાસના વર્તુલ પરથી નિશ્ચિત થાય છે ને તેથી મુક્ત ઇચ્છા જેવું કશું જ નથી. પરંતુ હવે પ્રવાહ બદલાયો છે, ને તમામ મુખ્ય મનોવૈજ્ઞાનિકો એ વિષે એકમત થઈ એમ માનવા લાગ્યા છે કે, નૈસર્ગિક વર્તુલે સર્જેલા વર્તુલમાં સંકલ્પશક્તિ મુક્ત હોય છે. મેકેન્ઝી નામના એક અગ્રગણ્ય મનોવૈજ્ઞાનિક પોતાના 'મેન્યુઅલ ઑફ ઈથિકસ' નામના પુસ્તકમાં કહે છે કે, 'મુક્તિ એટલે બુદ્ધ સ્વભાવની બહાર જ કોઈ પણ પ્રકારના સંકલ્પની ગેરહાજરી હોવી તે. એટલે કે

જ્યાં સ્વભાવમાં સંકલ્પબળની ગેરહાજરી હોય, કોઈ પણ પ્રકારની ઇચ્છા જ ન હોય તે જ ખરી મુક્તિ છે.' 'માણસને કાંઈ પણ કાર્ય કરતાં તેની પોતાની જાત સિવાય તેને કોઈ અટકાવી શકતું નથી, કશું પણ ન કરવાનો સંકલ્પ એ જ મુક્ત હોવાનો અર્થ છે. ચિચ્છક્તિ સિવાય પંડને કે અન્ય કોઈ પણ આકારને પરમ સત્ય લેખી શકાય નહીં. આ આત્માના કાર્યમાં જ કેવળ સત્ય અથવા પરમમુક્તિ રહેલી છે. એનો સત્ય અંશ અગાધ છે.' (પાનું ૭૮) આપણામાં ગૂઢપણે રહેલ વિશ્વાત્માના આપણા સિદ્ધાંતનો આ એક આછો ઝાંખો પડઘો છે. આગળ ચાલતાં વધુમાં તે કહે છે કે, 'જે દશા પ્રાપ્ત થવામાં આપણો ઇલાજ નથી તે પ્રાપ્ત થતાં આપણા દુર્ગુણો–આપણામાં રહેલી ખામીઓ આપણને જણાઈ આવે છે ને એ ખામીઓ–દૂષણો આપણને કાંઈક અંશે બહારથી મળતી શક્તિઓ વડે, સંસ્કારબળ વડે સુધારી શકાય છે; પણ તે દૂષણો આપણી જ્ઞાનશક્તિથી જ પ્રભાવિત થઈ દૂર થાય છે. તે જ્ઞાનશક્તિ પ્રાપ્ત કરવાની આપણી અભિલાષા હોવી જોઈએ. એ જેટલા પ્રમાણમાં સત્ય હશે તેટલી કાર્યસાધક નીવડશે. એની પાછળ પણ એના સત્યત્વનો ઇતિહાસ રહેલો છે.' (પા. ૪૦૨) કર્મવાદ પ્રમાણે આ બનાવ વારસાગત કર્મનું જ ફળ–પરિણામ નથી પરંતુ ચાલુ જીવન અને ભૂતકાળનાં જીવનકર્તવ્યોનું ફળ છે. આપણા જીવન પર અધિકાર ચલાવતાં તત્ત્વોમાંનું અદષ્ટ અથવા ભાગ્ય પણ એક એવા જ પ્રકારનું તત્ત્વ છે. આપણે ભાગ્યના અસ્તિત્વનો સ્વીકાર કરીએ છીએ પરંતુ એ ભાગ્ય આપણાં પોતાનાં તેમ જ સામૂહિક કર્મોનો સંગ્રહ છે ને તે ધીમે પગલે અને અતકર્ય રીતે–કળી ન શકાય તે

રીતે કામ કરતું હોય છે. મનુષ્ય પોતાનું ભાગ્ય સર્જે છે ને ભાગ્ય એના ભાવિને નિર્માણ કરે છે.

જો આપણે કર્મવાદના સિદ્ધાંતને બરાબર સમજતા હોઈએ તો જ ગીતાના કર્મવાદના રહસ્યને આપણે સમજી શકીએ. જીવનનું કલ્યાણ સુખમાં રહેલું નથી; અથવા તો ઘણા મોટા પ્રમાણની ભલાઈમાં, કે પાશ્ચાત્ય કર્મવાદે આપણા જીવનનું ધ્યેય કૃત્રિમ આત્મસાક્ષાત્કારમાં રહેલું હોવાનું જણાવ્યું છે તેમ તેમાં પણ રહેલું નથી; પરંતુ વિશ્વાત્માના સારરૂપ પ્રત્યગાત્માની પવિત્રતા અને એના ઉત્કર્ષથી એના સત્ય સ્વભાવની પ્રતીતિમાં જીવનનું શ્રેય રહેલું છે. સુખ એ જીવનનું ધ્યેય નથી; પરંતુ સુખ એ તો મનની એક દશા છે જે મનની સમતુલાને હરકત કરતાં વિરોધી બળોની શાંતિને પરિણામે પ્રાપ્ત થાય છે. ગીતા વારંવાર કહે છે કે, 'અશાંત અને શંકાશીલ મનને સુખ હોતું નથી.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम्॥ (૨, ૬૬)

એટલે કે મનુષ્યમાં સ્થિર બુદ્ધિ અને શ્રદ્ધાભક્તિ રહે તો જ એને સુખ મળે છે. યોગના અભ્યાસથી મનુષ્યની બુદ્ધિ સ્થિર થાય છે અને એના મનમાં પણ શ્રદ્ધાભક્તિ વધે છે. જેની બુદ્ધિ ચંચળ છે અને જેના મનમાં શ્રદ્ધા નથી, તેનું મન અશાંત રહે છે એટલે એને કદી સુખ પ્રાપ્ત થઈ શકતું નથી.' વળી કહ્યું છે કે—

'अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः॥ (૪–૪૦)

જેને જ્ઞાન નથી અને શ્રદ્ધા પણ નથી તેનો નાશ થાય છે; સંશયગ્રસ્તને આ લોક નથી અને પરલોક પણ નથી

અને એને કોઈ પ્રકારનું સુખ પણ પ્રાપ્ત થતું નથી.'

'योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः।
स योगी ब्रह्मनिर्वाणं ब્રह्मभूतोऽधिगच्छति ॥ (૫, ૨૪)

જેને અંદરથી સુખ પ્રાપ્ત થાય છે, જેની અંદર શાંતિ રહે છે; અને જેની અંદર પ્રકાશ અર્થાત્ જ્ઞાન ઉત્પન્ન થયું છે, એ યોગી સ્વયં બ્રહ્મરૂપ બનીને બ્રહ્મની શાંતિ પ્રાપ્ત કરે છે.'

જે પોતાને બંધનમાં હોવાનું અનુભવતો નથી તે જ માણસ સુખી છે અને એ માટે કર્મફળના ત્યાગની વૃત્તિ કેળવવાની જરૂરત રહે છે. આટલું થયા પછી તેને તુરત માનસિક શાંતિ પ્રાપ્ત થશે.

'श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ (૧૨-૧૨)

અર્થાત્ યોગાભ્યાસ કરતાં જ્ઞાન અને તેના કરતાંય ધ્યાન શ્રેષ્ઠ છે; પરંતુ ધ્યાનયોગથી કર્મફળત્યાગની વિશેષતા અધિક છે. આ કર્મફળત્યાગથી જ શાંતિ પ્રાપ્ત થાય છે. એટલે કે શાંતિ મેળવવી હોય તો કર્મોનાં ફળનો ત્યાગ કરવો.' કોઈ પણ જાતની ફળ મેળવવાની ઇચ્છા રાખ્યા વિના જ કર્મ કરવાં. શરૂઆતમાં તો આમ વર્તવાનું ઘણું કઠણ લાગે છે પણ છેવટે માણસને એમાં જ સુખ હોવાનું જણાય છે. 'જે આરંભમાં વિષ સમાન લાગે છે, પરંતુ પરિણામમાં અમૃત સમાન હોય છે અને જે આત્મબુદ્ધિની પ્રસન્નતામાં ઉત્પન્ન થાય છે તે સુખને સાત્વિક સુખ કહેવામાં આવ્યું છે. જે વિષયો સાથે ઇંદ્રિયોનો સંયોગ થવાથી ઉત્પન્ન થઈને પ્રારંભમાં અમૃત સમાન લાગે છે; પરંતુ અંતમાં વિષ સમાન નીવડે છે તેને ભૌતિક સુખ કહ્યું છે; એ સુખને રાજસ સુખ પણ કહેવામાં આવ્યું છે.

ગીતાના બીજા અધ્યાયમાં ૫૫ થી ૭૨ શ્લોક સુધીમાં જણાવ્યા પ્રમાણે માણસ જ્યારે સ્થિતપ્રજ્ઞ (સ્થિર બુદ્ધિવાળો) થાય છે, ત્યારે જ તે નિર્મળ સુખ પામે છે, પરંતુ એ સ્થિતપ્રજ્ઞની દશાએ પહોંચવા માટે મનઃસંયમનો અભ્યાસ ખાસ જરૂરી છે. સર્વ માણસો માટે એકસરખી રીતે પાતંજલ યોગદર્શનના પૂર્ણ અભ્યાસ માટે ગીતા ભાર મૂકતી નથી કે એ વિષે ભલામણ કરતી નથી. એનો અભ્યાસ, કે એ પ્રમાણેનું આચરણ અઘરું છે અને ઘણા માણસોને એનાથી તકલીફ પણ થાય છે; પરંતુ કેટલાક યૌગિક વ્યાયામો અને યોગ અંગેના ઉપદેશો સર્વ માણસો માટે હિતકારી છે ને તે ગીતાના છઠ્ઠા અધ્યાયના ૧૦ થી ૨૬ શ્લોકોમાં બતાવવામાં આવ્યા છે. એવા યૌગિક વ્યાયામોની જરૂરિયાતની ઉપેક્ષા કરી શકાય તેમ નથી. શરીર અને મનની સુધારણા માટેની તેમની કિંમત દરેક સ્થળે, ખુદ ઇંગ્લૅંડ અને અમેરિકા જેવા દેશોમાં પણ, અંકાવા લાગી છે. એ દેશોમાં વધુ ને વધુ માણસો યોગનો અભ્યાસ કરી રહ્યા છે અને યૌગિક વ્યાયામોના અસરકારકપણાનો સ્વીકાર કરે છે. શારીરિક વ્યાયામ, મનોવિજ્ઞાન અને નીતિશાસ્ત્ર વગેરે સર્વ સંયુક્ત વિદ્યાઓ, સામાન્ય રીતે, મનઃસંયમનાં એ સાધનો હોવાથી એ સઘળી વિદ્યાઓ માટે આપણી પાસે એક સામાન્ય શબ્દ– 'યોગ' છે.

દરેક નીતિશાસ્ત્રોના સિદ્ધાંતમાં ગુણ અને અવગુણની ગણના હોય છે અને એમનામાંના ઘણાખરા સામાન્ય રીતે સર્વ માણસોમાં રહેલા હોય છે. ભિન્ન ભિન્ન ધર્મોની આધ્યાત્મિક પાર્શ્વભૂમિ ગમે તેવી વિભિન્ન હોય, તેમના મતે ઈશ્વરની માન્યતા વિષેનો ગમે તે પ્રકાર હોય અથવા તો ઈશ્વરના

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥
ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणाहुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥' (૪, ૨૩–૨૪)

આ પ્રમાણે ગીતા યજ્ઞવિધિનું સમર્થન કરે છે. એ સાથે જ એ યજ્ઞની કલ્પનાને ઊંચી સપાટીએ લઈ જતાં કહે છે કે, 'કેટલાક કર્મયોગીઓ કેવળ દેવતાઓ સંબંધી યજ્ઞ કરે છે અને કોઈ બ્રહ્મરૂપ અગ્નિમાં યજ્ઞ દ્વારા યજ્ઞનું જ યજન કરે છે.

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥' (૪–૨૫)

આ પ્રમાણે મનમાં સર્વ કર્મો અને પ્રાણની ક્રિયાયુક્ત કર્મોના યજ્ઞને અંતર્ગત સમર્પણ અથવા આંતર આહુતિ માનવામાં આવેલ છે. જ્ઞાનથી પ્રજ્વલિત આત્મસંયમરૂપ યોગાગ્નિમાં સર્વ ઇંદ્રિયકર્મોનો અને પ્રાણોનાં કર્મોનો એ હવન છે; દ્રવ્યનું, તપનું, કઠિન વ્રતોનું શાસ્ત્રાભ્યાસ અને જ્ઞાનનું અને મનઃસંયમના સર્વશ્રમોનું એમાં સમર્પણ છે. એમાં પણ ભૌતિક સાધનો વડે કરાતા દ્રવ્યમય યજ્ઞો કરતાં 'જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે; કેમ કે બધા પ્રકારનાં કર્મોનો અંત જ્ઞાનમાં જ થાય છે, તેથી સર્વ કર્મોના સમર્પણરૂપ જ્ઞાનયજ્ઞ જ શ્રેષ્ઠ છે. આ જ્ઞાનયજ્ઞ એવો તો અસરકારક છે કે એ જ્ઞાનનો યજ્ઞાગ્નિ બંધનમાં નાખનારાં સર્વ કર્મોને બાળી નાખીને એમની રાખ કરી નાખે છે. આ પ્રમાણે ગીતા ભૌતિક યજ્ઞો પર બહુ વિશ્વાસ રાખવાનું લોકોને કહેતી નથી, પરંતુ યજ્ઞની ભાવનાને અંતર્ગત કરી મનમાં રહેલી સર્વ પશુવૃત્તિઓને આત્મજ્ઞાન વડે બાળી નાખવાનો આદેશ

આપે છે. પરંતુ આ જ કાંઈ શ્રેષ્ઠ યજ્ઞનો પ્રકાર નથી, એના જેટલો જ શ્રેષ્ઠ યજ્ઞ કર્મયજ્ઞ છે, કે જેમાં સર્વ કર્મોને તેમનાં ફળોનો હવન કરી નાખવામાં આવે છે અને કેવળ કર્તવ્ય-પાલન ખાતર જ કર્તવ્ય કરવામાં આવે છે. 'તું જે કાંઈ કરે છે, જે ખાય છે, જે હવન કરે છે, જે દાન આપે છે, જે તપ કરે છે તે સર્વ મને (ઈશ્વરને) અર્પણ કર!

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥' (૯, ૨૭)

સમર્પણની ભાવનાની આ પરાકાષ્ઠા છે, જે સર્વ માણસો માટે સર્વ સમયે એકસરખી રીતે સત્ય છે. જો સમર્પણ એ જીવનનો કાયદો હોય તો કોઈ પણ પ્રકારના માનસિક અપવાદ સિવાય ને પૂર્ણત્યાગ સાથે એનું પાલન થવું જોઈએ; કારણ કે દરેક કુદરતી કાયદો દૈવેચ્છાનો વ્યકતભાવ છે ને એ કાયદાને પાળવા માટે આપણી વ્યકિતગત ઇચ્છા બંધાયેલી છે.

એકવાર આ વાત આપણા ધ્યાનમાં આવી ગયા પછી ગીતાના સામાજિક કર્મવાદને આપણે સહેલાઈથી સમજી શકીએ. જીવન એક જ છે, પરંતુ તેના વ્યક્તભાવો અસંખ્ય છે. વ્યક્તિએ પોતાના વ્યક્તિત્વની જાળવણી ખાતર જીવનના આદર્શને પૂર્ણ રીતે અપનાવી લેવો જોઈએ. આમ ન કરવામાં આવે તો જીવન નષ્ટભ્રષ્ટ થઈ જાય છે. પોતાનું જીવન તેમ જ પોતાના જેવાં બીજાં જીવનોની પૂર્ણતામાં હરકતરૂપ થતી મનોવૃત્તિઓનો એટલા માટે હવન કરી નાખવો જોઈએ; અર્થાત્ સર્વ મનોગત ભાવો ઈશ્વરને સમર્પણ કરી કૃતકૃત્ય થવું ને જીવનની પૂર્ણતા સાધવી. ગીતાની આધ્યાત્મિક પાર્શ્વભૂમિમાં પૃથગાત્માના વિશ્વાત્મા સાથેના

અંતિમ ઐકયની એ જ વસ્તુ જણાવવામાં આવી છે, 'વિનાશ પામનારાં સર્વ ભૂતોમાં જ્ઞાની પુરુષ અવિનાશી પરમેશ્વરને સમભાવે વિદ્યમાન રહેલો જુએ છે.

समं सर्वेपु भूतेपु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥' (૧૩, ૨૭)

'આત્મા સર્વ ભૂતોમાં છે ને સર્વ ભૂતો આત્મામાં છે.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि' (૬-૨૯)

'જે મને સર્વમાં અને સર્વને મારામાં જુએ છે તે મારાથી કયારેય જુદો પડતો નથી, તેમ હું તેનાથી જુદો પડતો નથી; (અર્થાત્ એની દૃષ્ટિમાં હું કદી નષ્ટ થતો નથી અને તે મારી દૃષ્ટિમાંથી પણ કદી નષ્ટ થતો નથી.)

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥' (૬-૩૦)

મનુષ્યનાં સામાજિક કર્તવ્યો એ તેના કર્તવ્યનો એક વિભાગ છે. એનાથી પોતાના ઉચ્ચ સ્વભાવની એને પ્રતીતિ થાય છે. અને એ કેવળ આત્મહિત ઉપર આધાર રાખતાં નથી; પરંતુ મનુષ્યના અસ્તિત્વ પર આધાર રાખે છે. તેમ જ એ કેવળ રચનાત્મક નથી પણ મનુષ્ય સાથે શ્રેષ્ઠ રચનાત્મક સંબંધ ધરાવનાર છે કે જેમાં કર્તવ્યનું દરેક અવયવ બીજાઓ પાસેથી પોતાનું જીવન અને મરણતત્ત્વ મેળવે છે. દરેક અવયવ પોતાના ભાગનું જીવનતત્ત્વ જો બીજા અવયવોને ન આપે તો તેથી બીજા અવયવો કેવળ ભૂખમરો વેઠીને મરી જાય છે એટલું જ નહીં; [illegible] અવયવોને જીવ[illegible] શક્તિ ન આપનાર અવયવ [illegible] તે એ જ [illegible] પામે છે. વ્યકિત અને સમા[illegible] સંબંધ

આવા જ પ્રકારનો છે. જેવી રીતે શરીરના દરેક અવયવને પોતાના વર્તુલમાં રહીને પોતાનું કાર્ય કરવાનું હોય છે, તેવી જ રીતે દરેક વ્યક્તિ માટે એના જીવનમાં નક્કી થયેલાં કાર્યો એને બજાવવાનાં હોય છે. 'પોતપોતાનાં કર્મમાં તત્પર રહેનારો મનુષ્ય ઉત્તમ સિદ્ધિ મેળવે છે.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।' (૧૮, ૪૫)

વળી પણ કહે છે કે, 'ગુણહીન જેવો દેખાતો સ્વધર્મ, આચરણ કરવામાં સહેલા દેખાતા પરધર્મ કરતાં વધુ સારો છે; સ્વભાવથી નક્કી થયેલાં કર્મ કરવાથી જ મનુષ્યને પાપ લાગતું નથી!

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥' (૧૮, ૪૭)

આપણા-ભાગ્યને બીજાઓના ભાગ્ય સાથે સરખાવતાં આપણે ઘણીવાર અસંતોષ અનુભવીએ છીએ. પરંતુ આપણે આપણી યોગ્યતા તેમ જ મર્યાદાઓ પણ જાણી લેવી જરૂરી છે તેમ જ આપણે બીજાઓનું અનુકરણ (નકલ) કરવાની કોશિશ પણ કરવી ન જોઈએ. અલબત્ત, આપણે આપણો ઉત્કર્ષ સાધવા માટે હમેશાં પ્રયત્નશીલ થવું જોઈએ, પણ સહુ પહેલાં, બીજાઓના ભાગ્યની અદેખાઈ કર્યા વિના આપણી પ્રાથમિક ફરજો આપણે અદા કરવી જોઈએ. આપણા વર્તુલમાં આપણા માટેનું એ શ્રેષ્ઠ કર્માચરણ છે; કારણ કે આપણી વ્યક્તિગત ઉન્નતિ ને સામાજિક સદ્ધરતામાં એ પોતાનો ફાળો આપે છે, જેથી આપણને સંતોષ ઊપજે છે. પોતાના જમાનાનો સામાજિક અને વ્યાવસાયિક ક્રમનો એ સિદ્ધાંત ગીતાએ ચાર વર્ણોને લાગુ કર્યો છે. પોતપોતાને માટે નક્કી થયેલા વ્યવસાય

પ્રમાણેના વર્ગો આજે હયાતી ધરાવતા નથી; પરંતુ તેનું સ્થાન વારસાગત વ્યવસાયવાળી જાતોએ લીધું છે. આજે બ્રાહ્મણ જાતિનો માણસ કોઈ પણ વેપારમાં અથવા તો લશ્કરી વ્યવસાયમાં જોડાઈ શકે છે. ક્ષત્રિય જાતિનો માણસ પંડિત બની શકે અથવા તો વેપારી થઈ શકે; ને વાણિયો સૈનિક થઈ શકે અથવા તો પંડિત પણ બની શકે. પરંતુ એક સિદ્ધાંત તો સર્વ વર્ણોને એકસરખી રીતે લાગુ થઈ શકે છે કે અમુક માણસ ગમે તે વર્ણનો હોય અથવા ગમે તે ધંધો કરતો હોય; તોપણ પોતાના જીવનમાં તે જે પ્રમાણેનું સ્થાન ધરાવતો હોય તે પ્રમાણે તેણે પોતાની જાત પ્રત્યે અને સમાજ પ્રત્યે પોતાની ફરજો બજાવવી જ જોઈએ; ને જો તે સામાજિક જવાબદારીનો ખ્યાલ રાખીને પ્રમાણિકપણે પોતાની ફરજો અદા કરતો રહે, તો જે આર્થિક અને રાજનૈતિક દૂષણોથી આપણે પીડાઈ રહ્યા છીએ તેમની સંખ્યામાં ઘણા સારા પ્રમાણમાં ઘટાડો થઈ જઈને સમાજવાદ અને સામ્યવાદને પોતાનો પગ ફેલાવા માટે ઘણો ઓછો અવકાશ રહે. 'દેવોએ આપેલા ભોગો તેમને અર્પણ કર્યા વિના જે ભોગવે છે તે, ખરે જ ચોર છે!

इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥' (૩, ૧૨)

એક ધાર્મિક વાકયરચનાના વ્યવહારમાં આ પ્રમાણે કહીને ગીતા સમાજવાદી સિદ્ધાંતને વ્યક્ત કરે છે. એ જ વાત ઈશાવાસ્યોપનિષદમાં પણ કહેવામાં આવી છે, 'આ જગતમાંની સર્વ સચરાચર વસ્તુમાં ઈશ્વરનો નિવાસ છે અર્થાત દરેક વસ્તુ ઈશ્વરથી વ્યાપ્ત છે. નિઃસ્વાર્થભાવથી તેમનો

ઉપભોગ કરો, એટલે કે વિશ્વરૂપ ઈશ્વરની પૂજાને માટે જ કર્મોનું આચરણ કરો. આ જગતમાં ત્યાગભાવથી કેવળ કર્તવ્યપાલન ખાતર જ વિષયોનો યથાવિધિ ઉપભોગ કરો, પારકાના દ્રવ્ય માટે અભિલાષા ન સેવો. /j

> ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
> तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् ॥'

સામાજિક નીતિની ભાષામાં એનો અર્થ એવો થાય છે કે, પોતાને માટે જરૂરી હોય તેના કરતાં વધુ ધનનો જે ઉપભોગ કરે છે તે વાસ્તવિક રીતે તેની ચોરી કરે છે; કારણ કે પોતાના જે માણસોની મદદથી એણે એ ધન મેળવ્યું છે તેમ તેમનો પણ ભાગ છે ને એટલા માટે સદરહુ ધન તેની પાસે એક ટ્રસ્ટની મિલકત જેવું છે, કે જે થાપણ તેને કેવળ સાચવવા માટે જ આપવામાં આવેલ છે. દરેક સામાજિક રચના આત્મા સાથેના શરીર જેવી છે, એ પરથી એવું સિદ્ધ થાય છે કે, તમામ કાળા બજારિયાઓ, નફાખોરો અને સમાજવિરોધી પ્રવૃત્તિઓ આદરનારાઓ, પછી ભલેને તે પ્રવૃત્તિ નાના કે મોટા પાયા પર હોય, તોય તેઓ કેવળ ચોર જ નહિ પરંતુ પોતાનાં કૃત્યોથી તેઓ તેને ગંભીર ઈજા કરતા હોવાથી ગુનેગાર છે ને તેઓ જે સમાજમાં વસે છે તેના સામૂહિક અંગને વિકૃત ને અવ્યવસ્થિત કરી નાખવા માટે જવાબદાર છે. ગીતાનો સમાજવાદ વર્ગવિગ્રહ પર રચાયેલો નથી. એની આજ્ઞાઓ ઉગ્ર નથી, એનાં વિધાનો નૈતિક અને ધાર્મિક શાસ્ત્રાજ્ઞાઓ પર રચાયેલાં છે. એના વિષયને અર્થશાસ્ત્રની દૃષ્ટિથી નહિ પણ જો ધાર્મિક ઉચ્ચ દૃષ્ટિબિંદુથી છેડવામાં આવે, તો કોઈ પણ પ્રકારનો વિરોધ ઊભો નહિ

થાય. કોઈ પણ એક ખાસ વ્યક્તિ ગમે તેવી મહાન હોય; તોપણ નિસર્ગમાં એનું એકમ સ્વીકારવામાં આવતું નથી; પરંતુ આખી મનુષ્યજાતિને કુદરતમાં એકમ તરીકે ગણવામાં આવે છે. એક વિશ્વની માન્યતા અને રાષ્ટ્રના વિરોધી પ્રશ્નોને આંતરરાષ્ટ્રીય ધોરણે હલ કરવાની વધતી જતી ઇચ્છાએ બે વિનાશકારી વિશ્વયુદ્ધો પછી પ્રસ્તુત પ્રશ્નને એના યોગ્ય સ્વરૂપમાં આણી મૂક્યો છે; પરંતુ એનું ધોરણ કેવળ આર્થિક વિચારણાવાળું કે પોતાનાં હિતોની જાળવણી માટે જ નહોતાં, માનવજીવનના ગૌરવ અને એકતા માટે હોવું જરૂરી છે. અને 'માનવતાવાદ' આ શબ્દ રાજનીતિજ્ઞોના હોઠો પર જ રમતો ન રહેતાં તેમનાં હૈયાં જો ધાર્મિક ફરજથી ભરાય તો જ સદરહુ પ્રશ્નોના ઉકેલમાં સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે. ગીતાની આધ્યાત્મિક ભાવનામાં સામાજિક નીતિ રહેલી છે, એ ભાવના અતિ ઉચ્ચ ને અગમ્ય છે; પરંતુ અંતિમ પૃથક્કરણમાં એ વાસ્તવિક હોવાથી ટકી રહે છે; કારણ કે એ તકવાદ ઉપર રચાયેલ નથી; પણ એનાં મંડાણ ઊંડા નિસર્ગવાદ ઉપર થયેલાં છે. સર્વમનુષ્યોના શરીરમાં ને સર્વ હૃદયોમાં માનવતાનો સર્વસાધારણ આત્મા રહેલો છે. ગમે તેટલા લાંબા કાળ પછી અને ઘનઘોર ભયંકર યુદ્ધોને અંતે, લડાઈનાં બીજાં બધાં હથિયારો કરતાં એ ગુપ્ત આત્મા વધુ શક્તિશાળી નીવડશે. ગીતા મનુષ્યજાતિને એક અને અવિભક્ત લેખે છે અને એ જ માનવતાનો સિદ્ધાંત કેવળ એના કર્મવાદમાં જ નહિ; પરંતુ એના મોક્ષધર્મમાં પણ રહેલો હોવાનું જણાય છે. એ માનવતાનો સિદ્ધાંત આપણને ગીતાના મોક્ષધર્મનું ભાન કરાવે છે.

# ૮ : ગીતાનો મોક્ષધર્મ

જો મનુષ્યજાતિને એક અને અવિભક્ત ગણવામાં આવે અને વિશ્વમાં એક જ ઈશ્વર છે એમ માનવામાં આવે તો તે પરથી એવું અનુમાન કરી શકાય કે સર્વ માટે કેવળ એક જ ધર્મ–માનવતાવાદનો ધર્મ–હોઈ શકે! ઈશ્વરે જોકે આ સઘળું સમજવા માટે આપણને સમજશક્તિ આપેલી છે, તેમ આપણને એણે માનવતાની નિસરણીમાં પણ મૂક્યાં છે; તોપણ આપણી સમજશકિત અધૂરી હોવાથી તે આપણી નિકૃષ્ટ પ્રકૃતિનાં બળોને તાબે રહેલી છે. આપણી ઇચ્છા વિરુદ્ધ આ બળો ઘણીવાર આપણા માટે અત્યંત પ્રબળ પુરવાર થાય છે. ક્ષિતિજમાં આપણી નજર આગળ આપણે આપણું ધ્યેય જોતા હોઈએ છીએ, પણ આપણે એવા ભુલાવામાં પડી જઈએ છીએ કે, આપણને એની પાસે પહોંચવાનો માર્ગ જડતો નથી. કેટલીકવાર ઈશ્વરની વાણી ગેબી રીતે આપણને એ માર્ગનું સૂચન કરતી હોય છે; તેથી તે બદલ કેવળ મોઢેથી આપણે તેની સ્તુતિ કરીએ છીએ; પરંતુ આપણે તેને અનુસરી શકતા નથી. એની મતલબ એવી થતી નથી કે ધાર્મિક માન્યતાનો પાયો સર્વત્ર સરખો જ હોય છે. જીવનના પરમ સત્યનું જ્ઞાન આપણાથી જ્યાં સુધી ગુપ્ત રહેશે, ત્યાં સુધી ઈશ્વર સંબંધી આપણી માન્યતાઓમાં ભેદભાવો રહેવાના જ; તેમ એની પ્રાપ્તિ સંબંધમાં પણ મતભેદો રહેશે, તેવા ભેદો જગતના બીજા ઘણા ધાર્મિક વાદોમાં જ રહેલા છે એમ નથી, પણ ખુદ આપણા હિંદુ ધર્મમાં પણ એ સંબંધે મતભેદો ફેલાયેલા આપણે જોયા છે. પણ આ બધા વિરોધી મતો પાછળ સર્વ ધર્મો માટે સામાન્ય એવાં

જીવનનાં શાશ્વત-સનાતન સત્યો પણ રહેલાં છે; ને સર્વ માણસો એક જ મંચ પર એકત્ર મળી શકે એવો એક સામાન્ય મંચ એ જીવનસત્યોએ બધા માણસો માટે તૈયાર કરવો જોઈએ. માણસો વચ્ચેના ઐતિહાસિક, ભૌગોલિક, સમાજ-શાસ્ત્રને લગતા અને માનસશાસ્ત્ર સંબંધી મતભેદો દુનિયાના માણસો વચ્ચે સંપ્રદાય, રિવાજ અને સભ્યતાની જુદી જુદી મનોવૃત્તિઓ સર્જે છે. સદરહુ મતભેદો ભિન્ન ભિન્ન વિધિ-નિયમો અને જીવનના વિભિન્ન મતોમાં એકત્ર થતા જાય છે; પરંતુ આ બધાં જુદાં જુદાં તત્ત્વો પાછળ જે બળો માણસના વ્યક્તિગત અને સામૂહિક જીવન પર શાસન કરે છે તે સર્વ એક જ પ્રકારનાં છે અને એ બળો કુદરતના કાયદા પ્રમાણે કામ કરતાં હોય છે કે, જેથી મનુષ્યજાતિ પોતાના જીવનના ધ્યેયને, એના ઘટક અવયવોની ભિન્નતા હોવા છતાંય પોતાની ઉત્કૃષ્ટ પ્રકૃતિનો જો વિકાસ સાધે સો સમજી શકે. આ વસ્તુ આપણને એવા અનિવાર્ય નિર્ણય પર લઈ જાય છે કે વિશ્વના ગૂઢ તત્ત્વ વિષે માણસોની ગમે તે વ્યક્તિગત માન્યતાઓ હોય અને અમુક વિશિષ્ટ ધર્મ પાળવા માટે તેઓ ગમે તે મત ધરાવતા હોય; તોપણ એક સામાન્ય ધર્મ એવો છે કે જેમાં મનુષ્યજાતિના ઉત્કર્ષ માટે દરેકે દરેક માણસ સાથે રહીને કામ કરી શકે. ઈશ્વરની ઉપા-સનામાંના ઉપાયોમાંનો એક ઉપાય આત્મ-સમર્પણનો છે. આત્મ-સમર્પણ અથવા આત્મભોગ વડે અપાતી સેવા મનુષ્ય જાતિનો ઉત્કર્ષ સાધવા માટેનો શ્રેષ્ઠ ધર્મ છે; કારણ કે આત્માને ઓળખવા માટે અપનાવવામાં આવેલું ગમે તે સાધન આપણને ઈશ્વરની વધુ સમીપમાં લઈ જાય છે. અર્જુનને જીવનનું સઘળું તત્ત્વજ્ઞાન સમજાવી દીધા પછી

કૃષ્ણ જ્યારે તેને નીચે પ્રમાણે કહે છે, ત્યારે ગીતા સ્પષ્ટ રીતે અને સબળ રીતે આપણા પર આ સત્ય ઠસાવે છે. કૃષ્ણ અર્જુનને કહે છે કે, 'તું બધા ધર્મો છોડીને મારા (ઈશ્વરના) એકલાને શરણે આવ. હું તને બધાં પાપથી મુક્ત કરીશ, તું શોક કરીશ નહીં.

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥' (૧૮, ૬૬)

'તારું મન કેવળ મારામાં જ એકાગ્ર કર, મારામાં જ તારી બુદ્ધિને સ્થિર કર; એમ કરવાથી તું મારામાં જ નિવાસ કરીશ. એ બાબતમાં કાંઈ સંદેહ નથી.

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥' (૧૨, ૮)

આ પ્રમાણે ગીતા ધાર્મિક સંપ્રદાયના વિશિષ્ટ વાદની વિરુદ્ધમાં પોતાનો અવાજ ઉઠાવે છે અને ઉચ્ચ વિશ્વવાદનો બોધ આપે છે. એ વિશ્વવાદ કેવળ હિંદુઓ માટે નથી પરંતુ સમસ્ત માનવજાતિ માટે છે. જગતના તમામ ધાર્મિક સાહિત્યમાં ગીતાની કોટિનું શ્રેષ્ઠ ઉપદેશ આપનારું ભાગ્યે જ બીજું કોઈ સાહિત્ય હશે કે જેમાં એનો ધાર્મિક ઉપદેષ્ટા પોતાના સહધર્મીને પોતાનો ધર્મ છોડી દઈને સીધો જ ઈશ્વર પાસે જવાનું કહેતો હશે! બીજી બાજુ જોઈએ તો પરધર્મમાં માનનારા માણસો પાસે પોતાનો ધર્મ બળજબરીથી અંગીકાર કરાવવા માટે જોરજુલમ થયા છે, જેહાદ જગાડવામાં આવી છે ને સામુદાયિક કતલો ચલાવવામાં આવી છે, જ્યારે અહીંયાં તો કૃષ્ણ અર્જુનને કોઈ એક ધાર્મિક સંપ્રદાયને ગૌણ ગણવાનું કહીને ઈશ્વરની ભક્તિને ધર્મનું મુખ્ય તત્ત્વ હોવાનું કહે છે. બીજા ધર્મોનું રહસ્ય

પણ આ જ વાત કહી જાય છે; અને અહીંયાં ગમે તેવા વિરોધી વિચારો ધરાવનારા ધાર્મિક મતો સાથે મળી એક જ ઝરારૂપે એકત્ર થઈને ધાર્મિકતાના મહાસાગરમાં અસ્ખલિત વહે છે. આ સાચો વિશ્વવાદ છે અને તેથી જ ગીતાનો ઉપદેશ કેવળ હિંદુઓ માટે નથી; પરંતુ સર્વ સમયે સર્વ માણસો માટે છે. ગીતા શીખવે છે કે ધર્મ માણસ માટે છે, માણસ ધર્મ માટે નથી; અને સહિષ્ણુતાના આ સિદ્ધાંતે હિંદુત્વને એના લાંબા ઇતિહાસમાં અમર્યાદપણે વ્યાપક બનાવ્યો છે. મનુષ્યની ધાર્મિક પરંપરામાં ધર્મનો અંગીકાર એ કેવળ એક અવસ્થા છે. પોતાને સંતોષ આપે એ વિચાર, વાણી અને કાર્યમાં ધાર્મિક અને એવો કોઈ પણ ધર્મ ભલેને માણસ અપનાવે ને એને વળગી રહે. એનો ધર્મ એને પોતાને સાંત્વન આપે, એના મનને સાલસ બનાવી રાખે, ત્યાં સુધી કોઈ પણ મનુષ્યને કોઈએ પણ એના પોતાના ધર્મમાંથી વિચલિત કે ભ્રષ્ટ ન કરવો જોઈએ. 'કર્મમાં આસક્તિ રાખનાર અજ્ઞાની લોકોની બુદ્ધિમાં જ્ઞાની પુરુષે કદી પણ ભ્રમ ઉત્પન્ન ન કરવો, પણ પોતે સમત્વ બુદ્ધિયોગનું આચરણ કરતા રહી લોકો પાસે બધાં કર્મ પ્રીતિથી કરાવવાં.

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥' (૩, ૨૬)

'ગુણહીન જેવો દેખાતો સ્વધર્મ, આચરણ કરવામાં સહેલા દેખાતા પરધર્મ કરતાં શ્રેષ્ઠ છે. સ્વભાવથી નક્કી થયેલાં કર્મ કરવાથી જ મનુષ્યને પાપ લાગતું નથી.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥' (૧૮, ૪૭)

'સુખથી આચરણ કરવા યોગ્ય પરધર્મ કરતાં પોતાનો ધર્મ ગુણરહિત હોવા છતાં અધિક કલ્યાણ કરનારો છે; સ્વધર્મમાં મરવું કલ્યાણકારી છે; પરંતુ પરધર્મ, પારકાનું કર્તવ્ય ભયજનક છે.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥' (૩-૩૫)

આ વચનોની મતલબ એવી છે કે, ધર્મપરંપરાની સીડીમાં મનુષ્ય માટેનું પહેલું પગથિયું તો એ છે કે, ધર્મ-શાસ્ત્રોએ જે કાર્ય કરવા માટેનો આદેશ આપ્યો હોય તે કાર્ય તેણે કરવું. ત્યાર પછીનું બીજું પગથિયું ધાર્મિક બાબતોને અનુસરવાનું કારણ તે પોતાની જાતને પૂછીને જાણી શકે ને ત્યાર પછીના આવનારા ક્રમમાં એણે જાણી લેવું જોઈએ કે, ધાર્મિક ક્રિયાઓ અને વિધિઓ જીવનના ધ્યેય માટેનાં સાધનો છે. આ દશાએ પહોંચ્યા પછી એણે અંતઃર્મુખ થઈને ધાર્મિક વર્તન અને વિચાર વડે મનઃશુદ્ધિ કરવી જોઈએ. આ પ્રમાણે મન શુદ્ધ થયા પછી તે જીવનનાં આધ્યાત્મિક સત્યો ગ્રહણ કરવા યોગ્ય બને છે ને ત્યાર પછી ધર્મપરંપરાની સીડીના છેલ્લા સોપાને પહોંચતાં જ્ઞાન એવું પકવ અને પૂર્ણ થઈ જાય છે કે તે ધાર્મિક વિધિ–વિધાનોને પણ છોડી દઈ શકે છે અને જ્ઞાન, કર્મ તથા ભક્તિ–યોગ સિદ્ધ થતાં તે પરમેશ્વર સાથે સીધો સંબંધ સ્થાપિત કરે છે.

જો આપણે ગીતાના આ વિચારને સમજી શકીએ, તો આપણા ધ્યાનમાં આ વાત પણ આવી જશે કે, ગીતા ધાર્મિક વિધિ-ક્રિયાઓને ગૌણ ને ઊતરતું સ્થાન શાથી આપે છે! આર્યો હિંદમાં ઊતરી આવ્યા પહેલાં મૂર્તિપૂજા અસ્તિત્વમાં હતી જ ને તેથી એમ માનવાને ચોક્કસ કારણ મળે છે કે,

ઉપનિષદના સમયમાં પણ મૂર્તિપૂજા માણસોના ધર્મના એક અંગ તરીકે હતી. પરંતુ ઉપનિષદોનો એ તરફ પક્ષપાત હોય તેમ જણાતું નથી. પરમ તત્ત્વને જાણવા માટે કોઈ ચિહ્નના ઉપયોગનો તે સ્વીકાર કરે છે ખરાં; પરંતુ એ માટે કોઈ મૂર્તિ કે પ્રતિમાને સ્થાન આપવાનું તેમને જરૂરી લાગતું નથી. તેઓ કહે છે કે, 'તે પરમેશ્વરની કોઈ મૂર્તિ જ નથી.

न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः ।'

'એ પરમ પુરુષ નિરાકાર છે.' ગીતા મૂર્તિપૂજા વિષે મૌન સેવે છે તોપણ એક સ્થળે આડકતરું વિધાન એ વિષે થયેલું છે 'જે કોઈ પણ માણસ ભક્તિપૂર્વક મને (ઈશ્વરને) પાંદડું, ફૂલ, ફળ કે પાણી અર્પણ કરે છે, તેને શુદ્ધ મનથી અને ભક્તિ વડે મને અપાયેલું હોવાનું માનીને તે હું પ્રસન્ન ચિત્તથી આરોગું છું.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥' (૯, ૨૬)

ઈશ્વરની પાસે પહોંચવાના નીચલા ક્રમમાં, ધર્મના એક વૈજ્ઞાનિક અંગમાં સામાન્ય રીતે આ વસ્તુ સમાવી દેવામાં આવી છે. એને ધાર્મિક પરંપરાની સીડીના એક સોપાન તરીકે લેખવામાં આવેલ છે.

ગીતાના મતે, ખરેખર, હિંદુ ધર્મ પ્રમાણે ધાર્મિક પરંપરાની આ એક યોજના છે. એની સબળ તેમ જ નિર્બળ બાજુઓ પણ છે. એનાં જુદાં જુદાં ક્રમોને યોગ્ય રીતે સમજીને જો તેમને અનુસરવામાં આવે, તો પોતાનો ધાર્મિક ઉત્કર્ષ સાધવામાં તે મનુષ્યને શક્તિમાન બનાવે છે; પરંતુ જો ધ્યેયના સાધનમાં અને અંતિમ શાંતિ પ્રાપ્ત કરવાના સ્થળ પ્રત્યે મંડાતાં પગલાં ભરવામાં ગફલત કરવામાં આવે, તો

ઉત્કર્ષ–પ્રગતિ અટકી પડે છે અને ધર્મ એક વિધિનું આચરણ માત્ર બની રહે છે. ક્રમે ક્રમે આગળ વધવાની જરૂરિયાત પર ગીતા સાચી આધ્યાત્મિક દૃષ્ટિથી પોતાનો ભાવ વ્યક્ત કરતાં ભાર મૂકે છે ને તે સાથે જ અંતિમ ઉચ્ચ ધ્યેય પર પોતાની દૃષ્ટિ રાખવાનું પણ કહે છે. ખરો સંન્યાસી, પંડિત ને વિધિ આચરનારો તે છે, જે તેના યોગ્ય ક્રમો પર વિરમે છે; અર્થાત્ વિચારપૂર્વક પોતાની યોજનામાં જે આગળ વધે છે તે જ સાચો જ્ઞાની, સંન્યાસી ને ભક્ત છે. તેણે ઉન્નત થવું જોઈએ અને પૂર્ણ વ્યક્તિત્વવાળા યોગી બનવું જોઈએ–એવો યોગી કે જેને બાહ્ય પ્રોત્સાહન કે પ્રેરણા અને ધાર્મિક વિધિના આચરણની આવશ્યકતા જ ન રહે.

ગીતાએ યોગી થવા માટેના અનેક ઉપાયો એવી ગર્ભિત રીતે જણાવ્યા છે કે ગીતા જ્ઞાન ઉપર ભાર મૂકે છે કે ભક્તિ અથવા તો કર્મ પર–એમનામાંથી કોના પર ભાર મૂકે છે એની કલ્પના કરવાનું કામ લોકો પર જ છોડી દીધું છે. જો તમે ૪થો અધ્યાય વાંચો તો તમને એમ જ લાગશે કે ગીતાએ જ્ઞાનને જ સર્વોપરી સ્થાપ્યું છે.. જો ૧૨મો અધ્યાય વાંચવામાં આવે તો તમને લાગશે કે ભક્તિનો માર્ગ જ સર્વશ્રેષ્ઠ છે; ને વળી જો તમે ૩જો અધ્યાય વાંચો તો કહેશો કે કર્મ પર જ ગીતા જબરદસ્ત ભાર મૂકે છે. પરંતુ જો કોઈ પણ પ્રકારની પૂર્વ માન્યતા રાખ્યા વિના ને કોઈ પણ વિષય તરફ પક્ષપાત ધરાવ્યા વગર આખી ગીતા વાંચો તો એવા નિર્ણય પર આવી શકાશે કે એ ત્રણેના યોગના વિચારને જ શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે. અને એક અથવા તો બીજા યોગ પર ખાસ અધ્યાયોમાં મૂકવામાં આવેલો ભાર તો જુદી જુદી મનોવૃત્તિ

ધરાવનારા માણસોના મનને આકર્ષનારા માર્ગની સમજૂતી આપવા ખાતર જ છે. જેથી તેઓ પોતાને મનગમતા માર્ગે મુસાફરી કરીને સમજી શકે કે અંતે તો એ માર્ગ બીજા બે માર્ગોને આગળ જતાં મળી જાય છે અને ત્યાર પછી બીજા વિભિન્ન માર્ગોથી મુસાફરી કરીને આવતા માણસો વચલા વિરામસ્થળેથી ભેગા થઈ પોતાની મુસાફરીને છેડે બધા જ એકસાથે પહોંચે છે.

ગીતા જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ અથવા તો કર્મમાર્ગમાંથી અમુક માર્ગનો જ ઉપદેશ આપે છે, એવા પ્રકારના ઊભા થયેલા મતભેદ વિષે આપણે આપણી જાતને તકલીફમાં ઉતારવાની આવશ્યકતા નથી. શ્રીમદ્ શંકરાચાર્યે તર્ક અને બુદ્ધિથી એ વિષયનું સારી રીતે પૃથક્કરણ કરીને એમ દેખાડવાનો પ્રયત્ન કર્યો છે કે ગીતા મુખ્યત્વે જ્ઞાનનો બોધ આપે છે. રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, મધ્વાચાર્ય, નિમ્બાર્ક અને બીજાઓએ ભક્તિમાર્ગ પર ભાર મૂકયો છે; જ્યારે ચાલુ જમાનામાં લોકમાન્ય તિલક અને બીજાઓએ એવું નિરૂપણ કર્યું છે કે, ગીતાનો વિચાર ખાસ કરીને કર્મમાર્ગને ઉદ્દેશીને થયેલો છે; અર્થાત્ ગીતા કર્મનું પ્રતિપાદન કરે છે. પરંતુ આ વાત તો ગીતાને જે દૃષ્ટિકોણથી જોવામાં આવે તેના પર આધાર રાખે છે. ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં જણાય છે કે તે જમાનામાં લોકપ્રિય થઈ પડેલા કૃષ્ણ–વાસુદેવ સંપ્રદાયનો ગીતા અંગીકાર કરે છે. ઉપનિષદ અને ભાગવત યુગ વચ્ચેનો આ કાળ છે; પરંતુ ભગવદ્‌ગીતામાંની ભક્તિ ભાગવતપુરાણથી જુદી છે. કૃષ્ણ અને ભાગવત તરફની લાગણીપ્રધાન વ્યક્તિગત ભક્તિની અપેક્ષા ઉપનિષદોની ધ્યાનશીલ ઉપાસના તરફ એ વધુ ઢળતી જણાય છે. ગીતામાં

ભક્તિને ત્રિવિધ ગુણોનો વિભાગ ગણવામાં આવેલો નથી. આ એક વાત નોંધવા જેવી છે કે ગીતાના ૧૮મા અધ્યાયમાં જ્ઞાન, કર્મ, બુદ્ધિ અને બીજા અનેક ગુણોને તેમના ત્રિવિધ ગુણોમાં વર્ણવવામાં આવ્યા છે; તોપણ ભક્તિને સાત્ત્વિક, રાજસિક કે તામસિક વર્ણવવામાં આવી નથી. એનું કારણ એ છે કે, ભક્તિને સદા શુદ્ધ અને પવિત્ર માનવામાં આવી છે. જો એમ ન હોય તો એ 'ભક્તિ' હોઈ શકે નહીં. એની મતલબ એ નથી કે એ અપૂર્ણ રહેવી જોઈએ. ગીતા એમ દેખાડવાનો પ્રયત્ન કરે છે કે ભક્તે પણ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ અને એ સાચો ભક્ત બને એ પહેલાં એણે સત્કર્મો કરવાં જોઈએ. ગીતાના ત્રિવિધ માર્ગના ચિત્રની જો આપણે કલ્પના કરીએ તો આપણે કહી શકીએ કે, એ એક એવા પ્રકારની ત્રિમૂર્તિ છે કે જેની બંને બાજુએ ગુણ અને કર્મનાં મુખો રહેલાં છે અને તેમની વચ્ચે ભક્તિ રહેલી છે.

સર્વ ધર્મો ઈશ્વરની કૃપામાં માને છે, પરંતુ તેઓ તેના જુદા અર્થો યોજે છે. દૈવી કૃપા એ ખ્રિસ્તી ધર્મનો એક મુખ્ય મત છે ને ગીતાનો મત પણ તેવો જ છે. અલબત્ત, ખ્રિસ્તિત્વ મનુષ્યને ઈશ્વરની પ્રતિમા માને છે, પરંતુ મનુષ્યને એ પાપી પ્રાણી ગણે છે ને જો ઈશ્વર પોતાની કૃપા એના પર વરસાવે, તો જ એ પોતાનાં પાપોમાંથી મુક્તિ મેળવી શકે છે. ગીતા મનુષ્યને ઈશ્વરની કેવળ પ્રતિમા જ હોવાનું માનતી નથી; પરંતુ તેનામાં ઈશ્વરતત્ત્વ હોવાનું માને છે. ઉચ્ચ દશાને પામવા માટેના પ્રયત્નો કરવા અને દૈવી કૃપા પ્રાપ્ત થવા માટે પ્રાર્થના કરવા પર ખ્રિસ્તીધર્મ ભાર મૂકે છે, જેથી માણસે કરેલાં પાપોની ઈશ્વર તેને ક્ષમા આપે. અધોગતિ ન પામવા

માટે ને મનુષ્યમાં રહેલાં દૈવી તત્ત્વો નબળાં ન બની જાય તેવો પ્રયત્ન કરવા પર ગીતા ભાર મૂકે છે :

'उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।'

આમ કરવાથી ઈશ્વરી સહાય, મનુષ્યને ઈશ્વરની કૃપાથી પ્રાપ્ત થાય છે. 'સર્વ કર્મો સદા કરતા રહેવાથી અને મારામાં જ આશ્રય મેળવવાથી મારી કૃપા વડે કર્મયોગી અવિનાશી શાશ્વત સ્થાન પ્રાપ્ત કરે છે.

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥'' (૧૮, ૫૬)

'તારું મન મારામાં લગાડવાથી, મારી કૃપા વડે તું સર્વ વિઘ્નોને તરી જઈશ. પરંતુ અહંકાર રાખીને મને જો તું નહીં સાંભળે તો તું વિનાશ પામીશ.

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥' (૧૮, ૫૮)

'તેથી હૃદયપૂર્વક, ખરાભાવથી તું તેને જ શરણે જા; તેનો જ આશ્રય કર, તેની કૃપાથી તું પરમ શાંતિ અને સનાતન સ્થાન પામીશ.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥' (૧૮, ૬૨)

ઈશ્વરની કૃપા સ્વેચ્છાચારી મનુષ્ય પર ઊતરતી નથી; પરંતુ ગીતામાં નિર્દિષ્ટ કરેલા નિયમોને અનુસરીને ચાલનારા મનુષ્ય પર જ ઈશ્વર અનુગ્રહ કરે છે. અલબત્ત, સ્વભાવની નબળાઈને લીધે માણસ એ બધાનું પાલન ન કરી શકે, તોપણ જો તેનું અંતઃકરણ ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધાથી ભરેલું હોય, તો ઈશ્વર જરૂર તેને મદદ કરે છે.

ધાર્મિક શબ્દકોશમાં 'શ્રદ્ધા' શબ્દને એક વિશિષ્ટ પ્રકારનો શબ્દ માનવામાં આવ્યો છે ને કેટલીકવાર વિધિસરના 'જ્ઞાન'થી એ ભિન્નતા દર્શાવે છે. એ બન્નેનાં અર્થાત્ શ્રદ્ધા અને જ્ઞાનનાં વર્તુળો જુદાં જુદાં છે એ વિષે કાંઈ સંદેહ નથી ને તેથી આપણે કહી શકીએ છીએ કે જ્યાં જ્ઞાનની સમાપ્તિ થાય છે, ત્યાંથી શ્રદ્ધાનો આરંભ થાય છે. પણ શ્રદ્ધાનો કેવળ ધાર્મિક અર્થ કાંઈ જ નથી. જ્ઞાનના દરેક ક્ષેત્રમાં, દરેક વિષયમાં આપણને શ્રદ્ધા પર આધાર રાખવો પડે છે. જ્યાં સુધી માણસ સર્વજ્ઞ નથી અને ઇંદ્રિયો વડે મેળવેલા અનુભવોને સમજવામાં તેની બુદ્ધિ મર્યાદિત છે, ત્યાં સુધી આપણે મેળવેલા જ્ઞાનને સમર્થન આપવા માટે પણ આપણે શ્રદ્ધા પર આધાર રાખવો પડશે. અવલોકન અને પ્રયોગ વડે વિજ્ઞાનશાસ્ત્રી કુદરતના નિયમોને જાણી લે છે. તે કહેશે કે, આધાર વિનાની કોઈ પણ વસ્તુ ગુરુત્વાકર્ષણના નિયમ પ્રમાણે જમીન પર આવી પડશે એવો કુદરતી કાયદો છે. અત્યંત ગરમ તારમાંથી પસાર થતી વીજળી પ્રકાશ આપશે; પૃથ્વી પોતાની ધરી પર ફરવાથી અને સૂર્યની ચારે બાજુના એના પરિભ્રમણથી દિવસ, રાત, મહિના અને વર્ષો એક પછી એક નિયમિત રીતે થતાં રહેશે. પરંતુ તે આ વાત કઈ રીતે જાણે કે કુદરતનાં આ સર્વ કાર્યો દરેક વખતે એક જ પ્રકારની અસર નિપજાવ્યા કરશે અને કુદરતના કાયદાઓમાં હમેશાં એકસરખી સમાનતા ને નિયમિતપણું જળવાઈ રહે છે? અને આ પણ તે કઈ રીતે જાણે છે કે જણાવેલા સંયોગોમાં જ જે કાંઈ આજે બન્યું છે તે આવતી કાલે પણ બનશે? બસ, આ જ વાત સાચી છે કે આપણે જ્ઞાનના ક્રમ પરથી શ્રદ્ધા પર જઈએ છીએ.

જ્યારે આપણું જ્ઞાન અપૂર્ણ હોય છે; પરંતુ આપણો આંતર અનુભવ એ જ્ઞાનને વટાવી જતો હોય છે, ત્યારે આપણે શ્રદ્ધા વડે એને ટેકો આપીએ છીએ. એ શ્રદ્ધા બૌદ્ધિક ને ન્યાયને અનુરૂપ હોય છે. અલબત્ત, બુદ્ધિએ નક્કી કરેલી શ્રદ્ધાથી એ શ્રદ્ધા ભિન્ન હોતી નથી; પરંતુ શ્રદ્ધા બુદ્ધિને હંમેશાં ઓળંગી જાય છે; જો આમ ન હોય તો એ 'શ્રદ્ધા' નથી. ઘણી વખત આપણે અમુક વસ્તુ કઈ રીતે સાચી છે તે ન જાણતા છતાં આપણે તેને સાચી માની લઈએ છીએ. એવી માન્યતા અથવા શ્રદ્ધા આપણા જ્ઞાન અને બુદ્ધિ પર આધાર રાખે છે. વિશાળ જ્ઞાન ધરાવનાર માણસની માન્યતાઓ સામાન્ય રીતે સયુક્તિક ને ન્યાયપુરઃસર હોય છે અને અજ્ઞાનીની ઘણું કરીને અયુક્તિક ને બેવકૂફીભરેલી હોય છે. ગીતા કહે છે કે, 'માણસ જે માનતો હોય છે તે, તે હોય છે.' અર્થાત્ માણસને જેમાં શ્રદ્ધા હોય છે તેમાં તે માને છે.

यो यच्छ्रद्धः स एव सः । (૧૭, ૩)

મનુષ્યની શ્રદ્ધા એના પોતાના મગજની ખાસિયત પ્રમાણે હોય છે અને સર્વ માનસિક દશાઓ પ્રમાણે એ શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે. 'સાત્ત્વિક માણસો દેવોને ભજે છે; રાજસિક માણસો યક્ષોને પૂજે છે અને રાક્ષસો તેમ જ તામસિક માણસો ભૂતો અને પ્રેતોની ઉપાસના કરે છે.

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥' (૧૭, ૪)

ધાર્મિક ભાષામાં અહીં રજૂ કરવામાં આવેલા વિચારનો આશય એ છે કે, શ્રેષ્ઠ પ્રકારની શ્રદ્ધા ધરાવનારા સાત્ત્વિક પ્રકૃતિના માણસો કુદરતની ઉચ્ચ શક્તિઓમાં માનીને તેમને

અનુસરે છે; સામાન્ય શ્રદ્ધાવાળા માણસો દુઃખ આપનારાં કલહકારી તત્ત્વોને અને અધમ પ્રકારની શ્રદ્ધા ધરાવનારા માણસો નીચ અને હલકા પ્રકારની કુદરતી શક્તિઓને પૂજે છે ને તેમાં માને છે. આ રીતે મનુષ્યના જીવનમાં શ્રદ્ધા એક અત્યંત અગત્યનું, અપરિહાર્ય (ન છોડી શકાય તેવું નિત્યકર્મ) તત્ત્વ છે અને જગતના તોફાની દરિયામાં જીવન-રૂપી હોડી સ્થિર રાખવા માટે એક વિશિષ્ટ દ્રવ્યનું નિર્માણ કરે છે. આપણાં અનેક કાર્યો તાત્કાલિક પરિણામ આપનારાં હોતાં નથી. ઘણી વખત અસાધારણ બનાવોથી આપણે હતોત્સાહ થઈને ગભરાઈ જઈએ છીએ અને આપણા મનમાં એવો સંદેહ પેદા થાય છે કે, કુદરતી દુનિયામાં કાયદો અને ઇન્સાફનું શાસન પ્રવર્તે છે ખરું કે નહિ? આ વખતે આપણી ન્યાયયુક્ત શ્રદ્ધા આપણી મદદમાં આવીને આપણને તારે છે ને જગતની નૈતિક સત્તા વિષે આપણી શ્રદ્ધાને ટકાવી રાખે છે. સત્ય અને સાધુપણું હમેશાં સાથે જ રહે છે. સત્ય અને સાધુતા માટે 'સત્' એ સામાન્ય શબ્દ છે; અર્થાત્ સત્ય અને સાધુભાવમાં 'સત્' શબ્દનો ઉપયોગ થાય છે.

सद्भावे साधुभावे च सदित्येतत् प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ (૧૭-૨૬)

'યજ્ઞ, તપ અને દાનમાં જે સ્થિર ભાવના રાખવી પડે છે તેને પણ 'સત્' કહે છે; તથા ઈશ્વર નિમિત્તે જે કાંઈ કર્મ કરવામાં આવે છે તેને પણ 'સત્' જ કહેવામાં આવે છે. અશ્રદ્ધાથી જે યજ્ઞ કરવામાં આવે, દાન દેવામાં આવે, તપ કરવામાં આવે તેનો નિર્દેશ 'અસત્' શબ્દથી કરવામાં આવે છે. મરી ગયા પછી આ લોકમાં પણ તે

સફળતા આપનાર હોતું નથી.

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥
अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥' (૧૭, ૨૭-૨૮)

આ પ્રમાણે આપણે એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે જ્ઞાન, ભક્તિ અને શ્રદ્ધાથી બુદ્ધિ દોરવાયેલી હોય છે તેથી હંમેશાં આ તત્ત્વોએ પરસ્પર સાથે રહીને વર્તવું જોઈએ. એમાંનું એક પણ તત્ત્વ બીજાં તત્ત્વોની મદદ વિના કાર્યક્ષમ નીવડતું નથી. સત્ય અને સાત્ત્વિક શ્રદ્ધા એ કાંઈ નબળાઈ નથી, પણ મનુષ્યના મનની એક શક્તિ છે; એ જ જો ધૈર્યથી યુક્ત હોય તો આપણી માનસિક અને શારીરિક ક્રિયાઓના જોડાણને મજબૂત કરી જીવનની લીલી-સૂકી વેઠવા માટે આપણને શક્તિમાન બનાવે છે. એ આપણા મનમાં આશાવાદનું જોમ પેદા કરે છે, કે જેના વિના આપણા જીવનમાં આનંદ હોઈ શકે નહિ. કેટલાકો એવી ટીકા કરે છે કે, હિંદુત્વ એ તો નિરાશાવાદનો ધર્મ છે અને એના ઉપાસકોના મનમાં નિરાશા અને સંસારપ્રપંચની લાગણીને તે પેદા કરે છે; પરંતુ જો હિંદુ ધર્મના મૂળ સિદ્ધાંતોને આપણે બરાબર સમજીએ, તો સત્યથી પર બીજું કશું જ હોઈ ન શકે એ આપણે જાણી શકીએ. અર્થાત્ સત્ય જ પરમ તત્ત્વ છે એ હિંદુ ધર્મનો મૂળ સિદ્ધાંત સહેલાઈથી સમજી શકાય એવો છે. પ્રારબ્ધવાદની જે માન્યતામાં આપણે ડૂબેલા છીએ તે નસીબવાદની માન્યતા ખોટી છે અને જીવનની નિરાશાવાદી દૃષ્ટિ અર્થાત્ જગત મિથ્યા છે એવા પ્રકારની વિરોધી

ને કલુષિત માન્યતા પણ ખોટી છે. ગીતા આ વાતની ઘોષણા કરે છે કે, જો એના ઉપદેશોને બારીકાઈથી અનુસરવામાં આવે, તો તેનાથી ચિત્તની સમતા અને મનની શાંતિરૂપ અંતઃકરણનો આનંદ અને સુખ અવશ્ય પ્રાપ્ત થશે. ગીતા કહે છે કે, નિરાશ થવાની કશી જ જરૂર નથી તેમ સંસારનિષ્ઠા અર્થાત્ દુનિયાદારીનાં કાર્યોને છોડી દેવાની પણ આવશ્યકતા નથી અને મુક્તિ માટે મરી જવાની પણ જરાય જરૂર નથી. આ જ દુનિયામાં, સંતોષી જીવન જીવતા રહીં, નિષ્કામભાવે અનાસક્ત બુદ્ધિથી પોતાનાં કર્તવ્યો કરતા રહેવાથી જ તમો કેવળ સુખ મેળવવાની કળા જ નહીં; પરંતુ એકધારું ચોક્કસ જીવન જીવવામાં આનંદ મેળવવાનું પણ શીખી શકશો. તમે જો ઈશ્વરના નિયમોને અનુસરીને ચાલો, તો તે તમને કયારેય દુઃખી નહીં થવા દે. તમારી જાતને સત્ અને ચિત્ અર્થાત્ સાધુતા અને સત્ય સાથે તમારે એકાકાર કરવી પડશે. જો તમે તેમ કરશો તો ત્રિમૂર્તિના સત્–ચિત્ અને આનંદનો એક બીજો પ્રકાર અવશ્ય પ્રાપ્ત કરશો; અર્થાત્ પરમાનંદનો અનુભવ કરશો. આ નિરાશાવાદ નથી, પરંતુ ઉત્તમ પ્રકારનો આશાવાદ છે. એ આશાવાદ બાહ્ય શ્રદ્ધા પર રચાયેલો નથી; પરંતુ આપણું કર્તવ્ય–કર્મ કરતાં જે કાંઈ પણ દુઃખ કે દુર્દૈવ આપણે અનુભવીએ છીએ તે આપણા જીવનનો એક અંશ છે અને અંતે તો એમાંથી જ સુખ અને આનંદ પ્રાપ્ત થવાનાં છે, એવા પ્રકારની આંતરિક દૃઢ શ્રદ્ધા પર રચાયેલો આ આશાવાદ છે.

આ દુનિયામાં પાપના અસ્તિત્વથી નિરાશ થયેલા માણસોના મગજને, પાપનું પ્રાબલ્ય આત્મવિનાશક છે એમ કહીને સાંત્વન અપાય છે. મનુષ્યજાતિની આધ્યાત્મિક પરંપરા

ચક્રરૂપે ચાલ્યા કરે છે; પરંતુ આ ચક્ર દૂષિત વર્તુળ નથી પરંતુ એ તો મધ્યમાં ખીલા સાથે જડેલું ચક્ર છે; એ ચક્રાકારે ફરતી વખતે દરેક આંટાને અંતે આપણને ઊર્ધ્વગતિએ ઉચ્ચ માર્ગે લઈ જાય છે. પાપો જ્યારે એકઠાં થતાં જાય છે, ત્યારે હરેક ચક્રના એક આંટાને અંતે એક નવી શક્તિ ઉત્પન્ન–સંચિત થયેલાં પાપોનો વિનાશ કરી નાખે છે અને એક ચક્રાવો પૂરો કરે છે. આ અવતારનો સિદ્ધાંત છે. જગતમાં આધ્યાત્મિક શક્તિરૂપ ઈશ્વરનો અવતાર પાપોના વિનાશ માટે થાય છે. એ કેવળ એક ઔપચારિક–લાક્ષણિક અવતાર છે. વાસ્તવમાં એ વિશ્વાત્મા છે જે એની ગુહામાંથી બહાર પડીને પાપનો સંહાર કરી નાખીને સત્કર્મ અને દુષ્કર્મ વચ્ચેની સમતાને યોગ્ય સ્વરૂપમાં રાખે છે. કૃષ્ણ અર્જુનને ખાતરી આપતાં કહે છે કે, 'જ્યારે જ્યારે ધર્મમાં શિથિલતા અને અધર્મમાં પ્રબળતા થાય છે, ત્યારે ત્યારે હું પોતે પોતાને ઉત્પન્ન કરું છું, અર્થાત્ જન્મ લઉં છું. સાધુની રક્ષા કરવા માટે, દુષ્ટોનો નાશ કરવા માટે અને ધર્મની સ્થાપના કરવા માટે હું યુગે યુગે અવતાર ધારણ કરું છું.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम्॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे॥' (૪, ૭–૮)

આ વસ્તુને બે રીતે રજૂ કરી શકાય છે; એક હિંદુ પુરાણોની પ્રથા પ્રમાણે અને બીજી રીતે સામાન્ય પ્રકારથી પણ કહી શકાય. હિંદુ પુરાણો પ્રમાણે ઈશ્વરના દશ અવતાર, જુદા જુદા યુગોમાં થયા છે; એમાંના કેટલાક પશુઓના રૂપમાં ને બીજા મનુષ્યના આકારમાં થયા છે. સામાન્ય રીતે પણ એ

અવતારો થવાનું ચોક્કસપણે કહી શકાય છે. મનુષ્યજાતિના પરંપરાગત ઇતિહાસક્રમમાં કેટલાક કટોકટીના અવસરો આવી ઊભા થાય છે, ત્યારે ઈશ્વરી કાયદા પ્રમાણે દૈવીતત્ત્વે કટોકટીના પ્રસંગો ઉપસ્થિત કરનારાં, પ્રતિક્રિયા અને ભેદ પાડનારાં બળોને નિષ્ફળ બનાવવા અને શાંતિ તથા સમતા સ્થાપવા માટે પોતાનું કાર્ય કરવું પડે છે. પ્રાણીઓની પરંપરાગત જુદી જુદી જાતિઓમાં જેવી રીતે સમજશક્તિ કુદરતી રીતે આવે છે, તેવી જ રીતે આધ્યાત્મિક પરંપરા સર્જવા માટે માનવરૂપે આધ્યાત્મિક શક્તિ પ્રકટ થાય છે. આપણે જેને યુગતેજ કહીએ છીએ તે યુગતેજ માનવદેહમાં અવતાર લઈ ને એવી અસાધારણ શક્તિ ધારણ કરે છે કે તેને બીજું કશું ન કહેતાં દૈવી શક્તિ કહેવાનું જ યોગ્ય લેખાય. એવું દિવ્ય તત્ત્વ ધરાવનારા દિવ્યાવતાર માનવી પાસેથી મનુષ્યજાતિને પોતાની શક્તિનો વિકાસ કરવા અને દુષ્ટ શક્તિઓનું દમન કરીને તેમનો પરાભવ કરવા માટેની દોરવણી ને પ્રેરણા મળે છે. મનુષ્યના અંતઃકરણને પવિત્ર કરવાના હેતુથી તેમ જ જગતમાં માનવીને પોતાનાં કર્તવ્યોનું ભાન કરાવવાને માટે જ જગતના બધા પેગંબરો અને અલૌકિક નેતાઓનો આ રીતે જન્મ થયેલો છે. દેવનો આ અવતાર મનુષ્યજાતિને ખાતરી આપે છે કે ઈશ્વરના નિયમ મુજબ પાપ ઉપર પુણ્ય હંમેશાં વિજય મેળવે છે ને મનુષ્યજાતિને બિનકુદરતી મોતે મરતી બચાવે છે. મનુષ્યજાતિનો ઇતિહાસ પરસ્પર વિરોધી તત્ત્વો વચ્ચે સતત થતા રહેલા કલહોની કહાણી છે. તેમાં કોઈ વખત પાપ ને કોઈ વખત પુણ્ય એકબીજા પર સરસાઈ મેળવી જાય છે; પરંતુ જ્યારે પાપ અસહ્ય થઈ પડે છે, ત્યારે મનુષ્યનો સુષુપ્ત આત્મા કોઈ અલૌકિક વિભૂતિ વડે જાગૃત કરવામાં આવતાં પાપનો વિનાશ કરવા માટે પૂરતા પ્રમાણમાં શક્તિમાન બની જાય છે.

## ૯ : ગીતા અને અર્વાચીન વિજ્ઞાન

અગાઉના જમાનામાં લોકો પોતાના ધર્મ માટે જીવતા હતા ને ધર્મ માટે મરતા પણ હતા. હમણાંના સમયમાં લોકો અન્ય પ્રકારની અનેક પ્રવૃત્તિઓમાં એટલા બધા રોકાયેલા છે કે તેમને ધર્મ માટે જીવવાનો વખત નથી, તો પછી એના માટે મરવાની તો વાત જ કયાં રહી! મનુષ્યના જીવનમાં ધર્મની હયાતી જ ભયમાં આવી પડી છે ને એને બે મોરચાઓ પર લડવાનું રહે છે. 'ધર્મ એક માનસિક માદકતા છે ને એણે દુનિયાને વહેમી માન્યતાઓના દુઃસ્વપ્નરૂપી મોહમાં નાખી દીધી છે,' એમ કહીને કેટલાકો ધર્મ પર હુમલો કરે છે. વળી બીજા માણસો એમ માનતા હોય છે કે, જે વસ્તુ સૂક્ષ્મદર્શકયંત્ર, દૂરદર્શકયંત્ર અને પારખનળીઓથી પારખી શકાય નહીં તે વસ્તુને સત્ય હોવાનું ન માની શકાય. એમાંનો પહેલો હુમલો ધાર્મિક સંપ્રદાયોના સંઘર્ષણને લીધે ઊભી થયેલી અંધાધૂંધીને નિષ્ફળ બનાવી દેવાથી થયો છે ને એ સંઘર્ષણ કે કલહને અટકાવી દેવાનો એકમાત્ર ઉપાય ધર્મના મૂળમાં ઘા કરવાનો વિચારવામાં આવ્યો છે. ધર્મનાં બાહ્ય સ્વરૂપોનાં જીર્ણ થઈ ગયેલાં તત્ત્વોને લીધે એની બગડતી જતી હાલતની વિરુદ્ધમાં આ એક જબરજસ્ત પ્રતિક્રિયા છે; ધર્મનું બાહ્ય સ્વરૂપ એ કાંઈ ખરો ધર્મ નથી, પરંતુ એ બાહ્ય સ્વરૂપને ધર્મ તરીકે, ખોટી રીતે માની લેવામાં આવ્યું છે. એ બાહ્ય સ્વરૂપ પણ હવે પસાર થતું જાય છે ને એ ધર્મનું બાહ્ય સ્વરૂપ નાશ પામ્યા પછી અદૃશ્ય થઈ જ જવાનું છે પણ કાંઈ ધર્મનો વિનાશ થઈ જવાનો નથી. કારણ કે

મનુષ્યમાં રહેલી ધર્મની ભાવનાને કયારેય હણી શકાતી નથી. એને જો આગલા દરવાજેથી હાંકી કાઢવામાં આવે, તો એ પાછલે દરવાજેથી હળવે રહીને ઘૂસી જશે. વિદ્યમાન ધર્મને હણી નાખવા માગતા લોકો બીજા વિચારોને અપનાવીને જ તેમ કરી શકે છે અને પછીથી તેમનો એ વિચાર તેમના માટેનો ધર્મ બની જાય છે. દરેક વિચાર અથવા ભાવના પાછળ મનુષ્યોનાં જીવનને શાસનમાં રાખતી વિશ્વશક્તિની કલ્પના રહેલી છે. મનુષ્યજાતિની પરંપરાના જુદા તબક્કાઓમાં આ શક્તિઓના પ્રકારની બાબતમાં ભિન્ન ભિન્ન માન્યતાઓ હોવાનો સંભવ છે. અમુક સમયે પ્રચલિત મનોદશા પ્રમાણે એ શક્તિઓને આધ્યાત્મિક અથવા તો લૌકિક સ્થિતિએ યોજી શકાય છે. એ શક્તિ કાં તો આત્મશક્તિ (Soul–force) છે અથવા તો કેવલશક્તિ (Sole–force) છે; પરંતુ એ વિચાર વિજ્ઞાનના સમર્થન માટેની શક્તિ વિષે માન્યતા તો હોવી જ જોઈ એ; અને અંતે એ માન્યતા ધર્મનો એક પ્રકાર બની જાય છે. એ પ્રકારનો ધર્મ કેટલો વખત ટકે છે એનો આધાર મનુષ્યની શ્રદ્ધા ધારણ કરી રાખવા બાબતની પરંપરાગત શક્તિ અથવા અશક્તિ પર રહેલો છે. મૂલશક્તિમાંથી ઊપજેલી શ્રદ્ધા જો નિષ્ફળ નીવડે તો માણસોના વિચારોને સંતોષ આપે એવા પ્રકારની બીજી શ્રદ્ધાને એણે નિપજાવવી જોઈએ. પરંતુ મનુષ્યોના મનમાંથી શ્રદ્ધાનો વિનાશ કરી શકાતો જ નથી ને તેથી ધર્મ એ બીજું કાંઈ નથી; પણ કુદરતની જીવનશક્તિમાં રહેલી મનુષ્યજાતિની શ્રદ્ધા છે ને એ ધર્મ અથવા શ્રદ્ધાને મનુષ્યજીવનમાંથી કયારેય નિર્મૂળ કરી શકાય તેમ નથી. આ પ્રમાણે એવી શક્તિ જે પરમ તત્ત્વમાં રહેલી છે તેને શોધવા માટેની આવશ્યકતા ઊભી થાય છે ને એના

શા નિયમો છે તે જાણવું જરૂરી થઈ પડે છે. એ અંતિમ. આજ્ઞાઓ મનુષ્યશક્તિમાંથી ઉદ્ભવે છે કે જે વિશ્વશક્તિના તાબાનું એ મનુષ્ય કેવળ સાધન છે. એવી ઉચ્ચ વિશ્વ. શક્તિના એ અંતિમ આદેશો છે; એ પણ જાણવું જરૂરી છે.

ધર્મ પર બીજો હુમલો એક એવા વર્ગ તરફથી આવે છે કે જે વિશ્વશક્તિ અથવા કુદરતના બળને પિછાણે છે ખરો, પરંતુ એના આધ્યાત્મિક ભાવમાં પૂર્ણ નાસ્તિકતા નહીં તો પણ કંઈક અંશે અજ્ઞેયવાદની નાસ્તિક વૃત્તિ ધરાવે છે. કુદરતનો અભ્યાસ કરવામાં આસક્તિ ધરાવનારા સરાસરી વૈજ્ઞાનિકનો આ મત છે; એના મત પ્રમાણે વૈજ્ઞાનિક રીતે જે કાંઈ જાણી શકાય નહીં તે જ્ઞાન પોલું જ્ઞાન છે તે નક્કર જ્ઞાન નથી. તેને ગૂઢવાદ અર્થાત્ અજ્ઞેયવાદ પણ કહી શકાય. પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોમાંના ડાર્વિન, હકસલે, સ્પેન્સર અને બીજાઓ કે જેમણે કુદરતમાં ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું છે તેઓ આ આશય ધરાવતા હતા. આ સિદ્ધાંત પ્રમાણે હયાતી ટકાવી રાખવા માટેના સામાન્ય કલહમાં કુદરત નીચલા ક્રમ પરથી ઉપલા ક્રમ તરફ વિસ્તરે છે. સકળ સૃષ્ટિમાં એવો નિયમ પ્રવર્તે છે કે જે જીવવા માટે તદ્દન યોગ્ય હોય તે જ જીવી શકે; અને જેઓએ આ વર્તુળમાં પોતાની જાતને સમાવી દીધી તેઓ જીવ્યા ને બાકીના થોડાઘણા સમયમાં મરી ગયા. કુદરતની શક્તિને આધારે શરીરમાં ઇંદ્રિયોનું નિર્માણ થવાથી જીવન નિશ્ચિત થયું ને એ રીતે ભૌતિક રચનાને લીધે જ્ઞાનશક્તિ ધરાવનારા મગજ સાથેના મનની પરંપરા પણ નક્કી થઈ. બુદ્ધિએ મનની પરંપરા નક્કી કરી છે, મને બુદ્ધિની પરંપરા નક્કી કરી નથી. વાસ્તવ. માં તો મનુષ્યને .સ્વતંત્ર બુદ્ધિ હતીજ નહીં પરંતુ એ

કુદરતી તત્ત્વોમાંથી પ્રેરણા મેળવતો. આ પ્રમાણે કુદરતમાં સ્થૂલ કાયદો પ્રચલિત થયો અને માનવવિકાસ જીવન-વિજ્ઞાનપદ્ધતિ પ્રમાણે નિશ્ચિત થયો; માનવીનો વાંદરામાંથી વિસ્તાર થયો. આ માન્યતા ઘણા સમય સુધી ટકી રહી અને જીવનના બીજા સિદ્ધાંતો અને માન્યતાઓનો એ પાયો મનાવા લાગી. નિષ્ણાત વૈજ્ઞાનિકો જીવનનાં રહસ્યોમાં જેમ જેમ ઊંડે ઊતરવા લાગ્યા તેમ તેમ તેમને જણાયું કે, પ્રકૃતિ-માંથી જીવનનું પ્રાકટ્ય અને એનો વિકાસ કઈ રીતે થાય છે તેનો ખુલાસો આ સિદ્ધાંત સંતોષકારક રીતે કરી શકતો નથી. ઑલિવર લૉજ, રૂથરફૉર્ડ, થોમસન અને બીજા કેટલાક વૈજ્ઞા-નિકો વસ્તુતઃ એ સિદ્ધાંતને ફેરવી નાખ્યા પછી પોતાની શોધને અંતે એવા નિર્ણય ઉપર આવ્યા છે કે મનનો વિકાસ કર-નાર પ્રકૃતિ નથી તેમ એ પ્રકૃતિએ મનને અસ્તિત્વમાં પણ આણ્યું નથી; પરંતુ મન, બલ્કે જીવન પોતે જ પ્રકૃતિમાંથી ધીમે ધીમે, શરીર ધારણ કરવા માટે વિસ્તાર પામ્યું; સ્થૂલ સ્વભાવ-માંથી ચૈતન્ય ઉત્પન્ન થઈ સેંદ્રિય આકાર ધારણ કરે છે. જેવી રીતે પર્વતમાંથી મેદાનમાં થઈ ને સાગર તરફ વહેતો નદીનો પ્રવાહ પોતાના માર્ગની બંને બાજુએ પોતાના કાંઠાઓ નિર્માણ કરે છે, તે જ પ્રમાણે ચૈતન્ય પણ સેંદ્રિય શરીર આકારો ધારણ કરીને પોતાની પરંપરાથી જીવનના ધ્યેય તરફ વધે છે. કુદરતમાંની વધુ શોધો અણુસિદ્ધાંતની અને આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદની પરાકાષ્ઠાએ આવી પહોંચે છે. પ્રખ્યાત ભૌતિક વિજ્ઞાનીઓ હવે એવા નિર્ણય ઉપર આવ્યા છે કે, કુદરતનો દરેક અણુ શક્તિનું સંગ્રહસ્થાન છે અને એ એક નાનકડું, સૌર જગત છે કે જેમાં એના અણુઓ એની ઘનતાને નક્કી કરનારી ધરીની ચારે બાજુ ઓછીવત્તી ઝડપે સતત ફર્યા કરે

છે. આથી વૈજ્ઞાનિકો એમ માને છે કે, આપણી આંખે સ્થિર દેખાતો પદાર્થ ખરી રીતે સ્થિર નથી; પરંતુ એના અણુઓ હમેશાં એકસરખી ગતિમાં હોય છે ને જ્યારે તેઓ ફાટે છે ત્યારે તેમાંથી ગજબનાક શક્તિ બહાર પડે છે; જેના પૃથક્કરણને અંતે એવું જણાઈ આવે છે કે કુદરત એ બીજું કાંઈ નથી પણ ઘનીભૂત પ્રચંડ શક્તિ છે. તેથી એવું અનુમાન થાય છે કે વાસ્તવિક જગત, આપણે જોઈએ છીએ, તે જગત નથી. વાસ્તવમાં ગતિ, જીવન, ચૈતન્ય, આત્મજ્ઞાન—મૌલિક શક્તિની પરંપરામાં નક્કી થયેલા અવસ્થાક્રમો છે; તેથી સજીવ અને નિર્જીવ પદાર્થ વચ્ચે જરૂરી ભેદ હોતો નથી. આ શોધોએ સર ઑલિવર લૉજના આ મતને પુષ્ટિ આપી છે કે, 'રચનાથી પર એવી કોઈ વિશિષ્ટ વસ્તુને, 'રચના' એવી એક સંજ્ઞા આપવામાં આવી છે; એ વસ્તુ કે જેને મૂર્તિમંત પદાર્થ કહી શકાય ને જે એની વાસ્તવિક વ્યક્તિગત હયાતી ગમે તે પ્રદેશમાં ધરાવતી હોય છે.' આ સિદ્ધાંત પરથી એવું અનુમાન બંધાય છે કે, આખું વિશ્વ પ્રાણીશાસ્ત્રને લગતી એક વિશાળ રચના છે ને વિશ્વમાંની દરેક નાની સરખી રચના પ્રાણીશાસ્ત્રના ઘટકનો અવયવ છે. આ એક સિદ્ધાંત છે, પછી એને શક્તિ કહો અથવા તો વિશ્વમાં વ્યાપીને રહેલો આત્મા કહો; જેને લીધે પરિવર્તનશીલ દૃશ્ય વસ્તુઓની ભિન્નતામાં પણ ઐક્ય સ્પષ્ટ રીતે પ્રતીત થતું હોય છે. પ્રખ્યાત ગણિતશાસ્ત્રી આઇન્સ્ટાઈને એના સાપેક્ષવાદના સિદ્ધાંત વડે દેશ અને કાળ વિષેની આપણી માન્યતાઓને ફેરવી નાખી છે. એણે બતાવી આપ્યું છે કે, દેશ અને કાળ નિરપેક્ષપણે રહેલા નથી; અમિતપણું અને નિત્યત્વને માપવા માટેની એ આપણી મર્યાદિત માન્યતાઓ

—કલ્પનાઓ છે. માનસદષ્ટિએ દેશ અને કાળ વચ્ચે ઘણો ભેદ છે, પણ ભૌતિક શાસ્ત્રની દૃષ્ટિએ એ વચ્ચે તત્ત્વતઃ કાંઈ ભેદ નથી. બેમાંથી એકેયનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. એક જ નિરુપાધિક સ્વતંત્ર સત્‌નાં બે સ્વરૂપો છે. તે એક સ્વતંત્ર મૂળભૂત સત્ છે, જેને 'સ્પેસ–ટાઈમ' એટલે કે દેશ અને કાળનું છૂટું ન પાડી શકાય તેવું જોડકું અર્થાત્ દ્વૈતાદ્વૈત એટલે કે દ્વૈતમાં રહેલું અદ્વૈત કહેવામાં આવે છે. લીટી, ચોરસ, ઘન અને કાળ એવા દેશના ચતુર્માનોમાંનું 'કાળ' એક માન છે, ને તે વળી સાપેક્ષભાવવાળો છે, જે આપણી માનસદષ્ટિની બહાર અસ્તિત્વ ધરાવતો નથી. દેખાતી દરેક વસ્તુ, બીજી વસ્તુને સાપેક્ષ હોય છે અર્થાત્ તેના પર આધાર રાખે છે; તેથી કુદરત વિષેનું આપણું જ્ઞાન સાપેક્ષ હોવાથી સંપૂર્ણ જ્ઞાન નથી.

આ પ્રમાણે ડાર્વિન યુગના ભૌતિક વિજ્ઞાન પરથી આપણે ચાલુ જમાનાના અભૌતિક વિજ્ઞાન પર આવી પહોંચીએ છીએ. હું એ વિજ્ઞાનને આધ્યાત્મિક કહેતો નથી; કારણ કે સૃષ્ટિવિજ્ઞાને અભૌતિક અને આધ્યાત્મિક તત્ત્વો વચ્ચેની સીમાને ઓળંગવાની નથી. એ તત્ત્વજ્ઞાનનો વિષય છે. સૃષ્ટિવિજ્ઞાનો પોતાના નિયમો સ્થાપિત કરે છે અને પોતાના ક્ષેત્ર સાથે સંબંધ ધરાવતા નિયમોને વર્ણવે છે. તત્ત્વજ્ઞાનની પ્રવૃત્તિમાં એ હરકત કરતા નથી. કુદરતના જાણીતા સર્વ કાયદાઓને સંકલન પદ્ધતિમાં એકઠા કરીને તેમને સંપૂર્ણ બનાવવાનું કામ તત્ત્વજ્ઞાનનું છે. આધ્યાત્મિક વિચાર માટે સૃષ્ટિવિજ્ઞાનોનો અભ્યાસ જરૂરી છે; કારણ કે તે અદષ્ટ જગતના સત્યને ચકાસી જોવા માટેની સામગ્રી પૂરી પાડે છે અને અધ્યાત્મવાદની તાર્કિક વૃત્તિઓ પર કાબૂ રાખે

અર્વાચીન વિજ્ઞાનની પદાર્થને અભૌતિક બનાવવાની આધુનિક વૃત્તિનું નિરૂપણ કેટલાક સમકાલીન વૈજ્ઞાનિકોનાં લખાણોમાંથી અવતરણો આપીને કરી શકાય છે. સર રિચાર્ડ ગ્રેગરી નામના પ્રખ્યાત વૈજ્ઞાનિક, તત્કાલીન વિજ્ઞાનના વક્તા જેમણે 'નેચર' નામના વિજ્ઞાનશાસ્ત્રને લગતા જાણીતા પત્રનું વર્ષો સુધી સંપાદન કર્યું છે, તેમના વિચારો અહીં ટાંકવાનું પૂરતું થઈ પડશે. 'દેવતાઓ અને મનુષ્યો' (Gods and Men) નામના પોતાના પુસ્તકના છેલ્લા પ્રકરણમાં વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના સંબંધ વિષે ઉપસંહાર કરતાં તે કહે છે :

'અણુ અને વિશ્વના અભ્યાસે અધ્યાત્મવિદ્યાને પદાર્થવાદનો એક જરૂરી અંશ બનાવી દીધો છે અને દાર્શનિક વિચારોએ વ્યાવહારિક ક્ષેત્રોમાં નફાકારક તપાસ પદ્ધતિઓનું સૂચન અને સહાય આપ્યાં છે....ને એ રીતે અગાઉ જે શુદ્ધ આધ્યાત્મિક વિચાર હતો તે કુદરતી તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત બની ગયો છે. અણુશાસ્ત્રના વિકાસો કુદરતમાંના નિશ્ચયવાદના યાંત્રિક વિચારને ફગાવી દેતા હોવાનું જણાય છે અને આ મતનો સ્વીકાર જડવાદને મુક્ત ઇચ્છાના દાર્શનિક અને પારમાર્થિક તેમ જ નિશ્ચયવાદ અથવા પ્રાક્–નિયતિવાદની ચર્ચાના ક્ષેત્રમાં આણે છે. પાછલાં પચાસ વર્ષ દરમિયાન વિજ્ઞાને ધીમે ધીમે પ્રગતિ કરી છે. કુદરતી રચનાઓ અને તેના પ્રકારોનું વર્ણન કરવા માટે યાંત્રિક સિદ્ધાંતોનો હજુ પણ સારી રીતે ઉપયોગ થઈ રહ્યો છે; પરંતુ તેમની સમજૂતી આપવા માટે ઉપયોગ થતો નથી. દર્શન (તત્ત્વજ્ઞાન) અને વિજ્ઞાન વચ્ચેનું પડ નાબૂદ થયું છે અને કુદરત વિષેનો ન્યાય અને દાર્શનિક મત અપનાવાયો છે. અર્વાચીન વ્યવસાયે આ ફેરફાર કર્યો છે અને ભૌતિકશાસ્ત્ર

તથા જીવનશાસ્ત્રના ચિંતને એને ઊંડી અસર પહોંચાડી છે.' આગળ ચાલતાં તે કહે છે કે, 'વિજ્ઞાનનો હેતુ ધર્મ વિષેનાં નવાં સત્યો શોધવાનો છે ને તેમ કરીને મૂળ તત્ત્વમાંની માન્યતાને જાળવી રાખીને કુદરતી ક્રમોનો અંત આણવાનો પણ વિજ્ઞાનનો હેતુ છે....જુદા જુદા દોરાઓને વણીને તેમનું એક દોરડું બનાવીને તેને જમીનથી આકાશસુધી પહોંચાડવા જેવી વાત આ ભિન્ન ભિન્ન નિષ્ઠાઓની યોજનાઓ વિષે રહેલી જણાય છે; અથવા તો મન અને દ્રવ્યને એક કરવા જેવું આ કામ છે. વિશિષ્ટ જનતા સાથે દૈવી સંબંધો ધરાવતા અજોડ સત્યને પ્રતિપાદન કરનારા નિર્દિષ્ટ થયેલા પ્રત્યેક ધર્મ વડે એનો ત્યાગ કરવાનું પણ આથી સૂચિત થાય છે.'

જીવવાદથી માંડી અદ્વૈતવાદ સુધીના ઉત્કર્ષક્રમને વર્ણવ્યા પછી આગળ ચાલતાં તે કહે છે કે, 'અદ્વૈતવાદ વાસ્તવિક રીતે ઉચ્ચ પ્રકારની શ્રદ્ધાને રજૂ કરે છે ને મનુષ્યે પોતાની જાતને એ શ્રદ્ધાને લાયક હોવાનું દર્શાવ્યું છે; એવા પ્રકારની માન્યતા આમાં રહેલી છે; જે ખરી હોય કે ખરી ન પણ હોઈ શકે! પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન પ્રમાણે તેમ થવું સંભવિત છે, એ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન વિશ્વમાં એક જ મુખ્ય તત્ત્વ—બ્રહ્મ( Absolute )ની ઉપાસના કરવામાં અને એક શ્રેષ્ઠ સત્તા તરીકે તેના જ આધારને સ્વીકારવામાં માને છે; અથવા અણુઓ જેવાં સર્વ તત્ત્વોને એકત્ર કરનાર વિજ્ઞાન વડે એક જ ભૌતિક શક્તિમાં તેને સમાવી દેવામાં તે પ્રયત્નશીલ હોવાનું જણાય છે.' ગ્રંથકર્તા સર રિચાર્ડ ગ્રેગરી, જર્મન તત્ત્વવેત્તા હીગલે પોતાની વિશ્વની દાર્શનિક યોજનામાં જે બ્રહ્મને સ્થાપિત કર્યું છે તેનો જ નિર્દેશ કરતા હોવાનું જણાય છે.

આ પરથી તેણે આપણા વેદાંતદર્શનનો અભ્યાસ કર્યો નથી, એમ લાગે છે. જો તેણે તેનો અભ્યાસ કર્યો હોત અથવા મૅક્સમુલર, પૉલ, ડયુસેન અને બીજાઓનાં પુસ્તકો વાંચ્યાં હોત, તો વિશ્વમાં બ્રહ્મ મુખ્ય તત્ત્વ હોવાની તેની શોધ પર નવો પ્રકાશ પડ્યો હોત.

મૃત્યુ પછીની સ્થિતિ વિષે ગ્રંથકર્તા કાંઈક રસપ્રદ વાત કહેવા ચાહે છે. તે કહે છે કે, ' જોકે વિજ્ઞાન એ વાતનો ચોક્કસ પુરાવો આપી શકતું નથી કે મૃત્યુ પછી વ્યક્તિની સ્થિતિ કાયમ રહે છે, પરંતુ એક વાત નોંધવા જેવી એ છે કે મૃત્યુ પછીના એવા અવસ્થાન (સ્થિતિ) વિષેની માન્યતા માનવવિકાસમાં જીવનનો એક અસરકારક અંશ બની શકે છે. તેથી એમ માનવું યોગ્ય લાગે છે કે વ્યક્તિના શાશ્વત અવસ્થાનની માન્યતાની રૂએ આ સૃષ્ટિને અંતે પ્રભાવશાળી, ઉચ્ચ સ્વભાવની મનુષ્યજાતિના વસવાટની બીજી દુનિયામાં રાહ જોવાય છે. મનુષ્ય અથવા માનવજાતિનું ભાવિ ગમે તે હોય પરંતુ જનસમાજે સાધુતાનું ધોરણ નક્કી કરી નાખેલું છે. વૃત્તિશાસનવિધાનનો ભય રાખવા કરતાં સત્કર્મ કરવાનું શીખવું એ સારું છે, સદ્‌વર્તન રાખીને ચાલવું એ આપણું પોતાની જાત પ્રત્યે તેમ જ બીજાઓ પ્રત્યેનું પરમ કર્તવ્ય છે. આત્મરક્ષણના હેતુથી જે આદર્શ જીવન જીવે છે તે આધ્યાત્મિક ક્રિયાનું ઉચ્ચ ધોરણ જાળવનારો હોતો નથી, કારણ કે તેમ કરવામાં તેનું અંગત હિત જાળવવાનો હેતુ હોય છે. દુષ્કર્મથી દૂર રહેવાથી કોઈ જાતની સજા પોતાને નહિ ભોગવવી પડે એમ તે ભલે માનતો હોય; પરંતુ જ્યાં સુધી તે ખરેખરો સાધુ પુરુષ ન બને, ત્યાં સુધી તેનું જીવન મનુષ્યજાતિને લાભકારી થવાનું નથી.' સર રિચાર્ડ ગ્રેગરીએ

બનતા સુધી ગીતા સાંભળી જ નથી, તેમ તેણે તે વાંચી હોય તેમ પણ જણાતું નથી. જો તેણે તે સાંભળી કે વાંચી હોત તો તેને જણાઈ આવ્યું હોત કે, તે અહીં જે વાતનું સમર્થન કરે છે તે જ આશયને ગીતા પ્રતિપાદન કરે છે. ગીતા કહે છે કે, આત્મહિત ખાતર જ સદાચરણ પાળવાનું નથી. તેમ કેવળ આત્મરક્ષણ માટે પણ તે પાળવાનું ન હોય. પરંતુ મનુષ્યજાતિના સામૂહિક આત્માના હિત ખાતર તેમ જ એના જ રક્ષણ માટે સદાચાર પાળવો અત્યંત જરૂરી છે. સદાચારના પાલનનો હેતુ એ કોઈ જાતની ફલપ્રાપ્તિ માટે નથી; પણ આત્માની શુદ્ધિ અર્થે છે.

મનુષ્યજાતિના સામાન્ય ધર્મરૂપે માનવવાદને અપનાવી લેવાના વિષય પર ભાર મૂકીને ગ્રંથકર્તા અંતે જણાવે છે કે, 'નૈતિક અથવા આધ્યાત્મિક માનવવાદ, લૌકિક કે અલૌકિક સાંસ્કારિક વિકાસના આ બધા વિષયોને પોતાના લક્ષમાં લે છે. એ સારી પેઠે સમજે છે કે કોઈ એક વ્યક્તિના ટૂંકા જીવન માટે જ નહીં; પરંતુ સમગ્ર માનવજાતિને માટે પણ આ પૃથ્વી અલ્પ સમય માટે એક કામચલાઉ નિવાસસ્થાન છે. અર્થાત્ મનુષ્યજાતિ માટે આ પૃથ્વી સનાતન નિવાસસ્થાન નથી—કાયમી રહેઠાણ નથી. એના પર વસનારા તરીકે અથવા એના એક ટ્રસ્ટીરૂપે, વારસામાં મળેલી સંપત્તિનો અક્કલથી સદુપયોગ કરવાની આપણી ફરજ છે. તેની પાછળ એવા પ્રકારની ભાવના રહેલી હોવી જોઈએ કે આપણી ફરજ અદા કરીને આપણે, ધાર્મિક દૃષ્ટિએ માણસોને નૈતિક તેમ જ આધ્યાત્મિક રીતે ઉન્નત—શ્રેષ્ઠ બનાવવામાં મદદ કરીએ છીએ. એ પ્રમાણે પૃથ્વી સત્યસ્વરૂપે છે તેમ, વિશ્વમાંના સ્વર્ગનો, ખરેખર, એક ઓજસપૂર્ણ અંશ બની

શકે છે.' ગીતા માનવવાદના આ બોધને પોતાની રીતે રજૂ કરે છે: 'ભક્તિ વડે મનને શુદ્ધ કરીને જે યોગનું આચરણ કરે છે, જેનું હૃદય શુદ્ધ છે, જેણે પોતે પોતાને જીતી લીધો છે, જેણે પોતાની ઇંદ્રિયોને જીતી લીધી છે, જેનો આત્મા સર્વ ભૂતોનો આત્મા બન્યો છે, એ કર્મ કરતો હોવા છતાં પણ અલિપ્ત રહે છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥' (૫–૭)

અર્વાચીન વિજ્ઞાનના એક પ્રતિષ્ઠિત વક્તાના વિચારોમાંથી આ સવિસ્તર વચનો અહીં ટાંકવા માટે ક્ષમાયાચનાની આવશ્યકતા રહેતી નથી. કારણ કે તે વચનો વર્ષોના અખતરા પછી અને કુદરતનો અભ્યાસ કર્યા બાદ અર્વાચીન વિજ્ઞાન, હિંદી તત્ત્વજ્ઞાનના વેદાંતદર્શને સેકાઓના ઊંડા ચિંતનને અંતે પ્રતિપાદિત કરેલા વિચારોની અત્યંત સમીપમાં કેવી રીતે આવી પહોંચ્યું છે તે દેખાડે છે. અર્વાચીન વિજ્ઞાન હિંદી તત્ત્વજ્ઞાનના દરેક મતને સમર્થન આપે છે એમ બોલવું નિરર્થક છે; તેમ જ હિંદી તત્ત્વજ્ઞાનના બ્રહ્મ વિષેના વિચારો અને મૃત્યુ પછી આત્મા કાયમ રહે છે એવા વિચારો બેહુદા છે, એમ બોલવું પણ તદ્દન ખોટું છે. બંને તદ્દન ભિન્ન વિચારો અજ્ઞાન, પક્ષપાત કે પૂર્વગ્રહ બંધાયાને લીધે ઉત્પન્ન થયેલા છે.

પાશ્ચાત્ય તેમ જ પૌરસ્ત્ય વૈજ્ઞાનિકો કુદરતનાં તત્ત્વોના જોડાણ સંબંધી જે વિચારો ધરાવતા હતા, તેમાંનો મોટો ભાગ હવે લુપ્તપ્રાય થઈ ગયો છે. રસાયનશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રે વસ્તુની બનાવટ, દ્રવ્યના ગુણધર્મો અને પ્રાણીઓની રચના પર નવો પ્રકાશ પાડ્યો છે; પરંતુ કુદરતનાં

ગૂઢ તત્ત્વોમાં આપણે જેમ જેમ ઊંડા જતા જઈએ છીએ, તેમ તેમ આપણો મત એવા પ્રકારનો બંધાતો જાય છે કે, આખા જગતને ધારણ કરીને રહેલું કોઈ મૌલિક તત્ત્વનું અસ્તિત્વ અવશ્ય છે. હિંદના ઋષિમુનિઓએ આધુનિક સમયની ચોક્કસ વૈજ્ઞાનિક પરિભાષા પ્રમાણે પોતાના વિચારો દર્શાવ્યા નથી. અથવા તો તેઓ દર્શાવી શક્યા નથી. તેમના વિચારો કાવ્યમય અને લાક્ષણિક ભાષામાં ઢંકાયેલા છે; પરંતુ તે બાહ્ય આવરણની પાછળ તેમણે જીવનનાં કેટલાંક શાશ્વત સત્યો વ્યક્ત કરેલાં છે, જે સત્યો આધુનિક વિજ્ઞાને વૈજ્ઞાનિક પરિભાષામાં રજૂ કરેલાં છે. પ્રાકૃતિક વિજ્ઞાનનો કોઈ પણ અભ્યાસી, આપણે ઉપર જે કાંઈ પણ ચર્ચ્યું છે તેના અજવાળામાં ગીતા ખુલ્લા દિલે વાંચશે તો તેને જણાઈ આવશે કે, ગીતા અને આધુનિક વૈજ્ઞાનિક સંશોધનના વિચારો એકસરખા છે. આ વિષયમાં વધુ અન્વેષણ કરવાનું કામ 'યુનેસ્કો'–Unesco જેવી આંતરરાષ્ટ્રિય સંસ્થાઓનું છે, જેથી તેઓ જાણી શકે કે સામાન્ય માનવીય જીવન તત્ત્વજ્ઞાનમાં પ્રાચીન હિંદી તત્ત્વજ્ઞાન પોતાનો ફાળો કેટલે સુધી આપી શકે છે.

હિંદી તત્ત્વજ્ઞાનનાં બે વિશિષ્ટ સ્વરૂપો–આધ્યાત્મિક પ્રવેશનો પ્રકાર અને કર્મવાદની માન્યતા–આપણે એક પાછલા પ્રકરણમાં જોઈ ગયા છીએ. અખતરારૂપ મનોવિજ્ઞાન અને આત્મવિજ્ઞાન સંશોધન, પાશ્ચાત્ય દેશોમાં વૃદ્ધિંગત થતી વિદ્યા છે. યૌગિક ક્રિયાઓ, મૃત્યુ પછીની અવસ્થા–સ્થિતિ અને પુનર્જન્મ જેવા વિષયોનો અગાઉ કરતાં વધુ કાળજીભર્યો અભ્યાસ થઈ રહ્યો છે. આ વિષયોનો ઊંડો અભ્યાસ કરી ચૂકેલા વધુ ને વધુ માણસો પ્રાચીન હિંદી તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો તરફ ઢળ્યા છે. બનવા જોગ છે કે તેમાંની સર્વ વસ્તુઓ ગ્રહણ

કરવા તેઓ શક્તિમાન ન પણ હોય; તોપણ તેમની વૃત્તિ તે તરફ વળી છે. યીટ્સ, બ્રાઉન, પોલ બ્રન્ટન, શૉ ડેમન્ડ અને બીજા પાશ્ચાત્ય લેખકોએ યોગ વિષેના પોતાના અનુભવો પ્રકાશિત કર્યા છે તે કેવળ અભ્યાસ કરીને જ નહીં પરંતુ યોગસૂત્રોની રીત પ્રમાણે તેમનાં અંતર અવલોકનને અંતે, તદનુસાર આચરણ કરીને મેળવેલા અનુભવો જાહેરમાં મૂક્યા છે. વૈજ્ઞાનિક મગજ કુદરતી રીતે જ અજ્ઞેયવાદની મોળાશ વિરુદ્ધ લડત ચલાવતું હોય છે; કારણ કે એ કુદરતનાં નક્કર તત્ત્વોથી ટેવાયલ હોય છે; તેથી વિચારોની ભિન્નતાઓને કાળજીપૂર્વક છોડી દે છે. કુદરતના જાણીતા કાયદાઓના આધાર વગરનાં કેવળ તાર્કિક અને કાલ્પનિક મંતવ્યો માણસને કદાચ શુદ્ધ ને સાદા અજ્ઞેયવાદ ભણી લઈ જાય અને માણસના આવેગયુક્ત તત્ત્વવાળા મનને સાંત્વન પણ આપે; પણ અજ્ઞેયવાદનો કેવળ એ જ પ્રકાર નથી. અજ્ઞેયવાદનો એક બીજો પણ પ્રકાર છે કે, વૈજ્ઞાનિક વ્યક્તિ નક્કર તત્ત્વોના અભ્યાસને અંતે વિપુલ જ્ઞાન પ્રાપ્ત કરીને, સૂક્ષ્મદર્શક યંત્ર અને પારખનળીઓનો ત્યાગ કર્યા પછી પ્રકૃતિશાસ્ત્રો વિષેના વિચારોનું ચિંતન કરવાનું શરૂ કરીને તેમને હૃદયમાં પચાવી અને અભિન્ન જ્ઞાનની સંકલિત જાળના રૂપમાં તેમને ગૂંથીને વિષયાશ્રિત જ્ઞાન પરથી અધિકરણનિષ્ઠ જ્ઞાન પર પહોંચ્યા પછી અજ્ઞેયવાદ વિષે જઈ પહોંચે છે. જગતના સર્વ પદાર્થોનું જ્ઞાન મેળવી લીધા પછી અંતે પોતાની જાતને એવો પ્રશ્ન પૂછવો જોઈએ કે, જેના વડે હું જાણું છું તે જ્ઞાન સંબંધી શું ? ( અર્થાત્ તે ઉત્કૃષ્ટ જ્ઞાનને જાણવાને હવે કોઈ ઉપાય છે ખરો ? ભલા, તે જ્ઞાનને કઈ રીતે જાણી શકાય ? ) બસ, અહીંયાં જ આપણે આંતર અને બાહ્ય પ્રકૃતિ વચ્ચેના

ઉંબરાને ઓળંગીએ છીએ. અને સત્યનો નિર્ણય કરવાને માટે તદ્દન ભિન્ન નિયમો ને વિધિસૂત્રોને કામે લગાડવા આવી પહોંચીએ છીએ. પ્રાકૃતિક વિજ્ઞાનપદ્ધતિઓ વડે જે કાંઈ આપણે જાણી શકતા નથી, તે આપણા મનમાં જાણવાના છેલ્લા તબક્કા પર જ્યારે આપણે આવીએ છીએ, ત્યારે આ પ્રકારનો અજ્ઞેયવાદ અનિવાર્ય હોય છે. અજ્ઞેયવાદ માટે બૌદ્ધિક આધાર હોવા છતાં પણ સામાન્ય વિજ્ઞાનશાસ્ત્રી માટે અજ્ઞેયવાદનો આ એક પ્રકાર છે; કારણ કે આપણે જોયું છે તેમ, જેને આપણે આત્મજ્ઞાન અને પરમ સત્ય કહીએ છીએ તે આત્મસિદ્ધિની એક ગતિ છે. તે કેવળ ન્યાયયુક્ત તર્કથી મેળવી શકાતી નથી, પરંતુ આત્મનિરીક્ષણમાં આપણી સર્વ શક્તિઓની સહજોપલબ્ધ યોગપદ્ધતિ વડે આત્મસિદ્ધિની ગતિ પ્રાપ્ત કરી શકાય છે. ભાવાવેગ યુક્ત અથવા મોહક અજ્ઞેયવાદથી આ પ્રકારનો અજ્ઞેયવાદ જુદો છે; એમાં ઈશ્વરના પ્રેમ ખાતર મગજ એટલું બધું ઉત્તેજિત થઈ જાય છે કે દુનિયાની દરેક વસ્તુ એની પાછળ ભુલાઈ જાય છે. અલબત્ત, ભક્તિ કરતાં કરતાં પ્રભુને આત્મસમર્પણ કરવાનું ગીતા કહે છે એ વાત ખરી; પરંતુ તે આવી, તદ્દન વિકૃત પ્રકારની અજ્ઞેયતાનું સમર્થન કે પ્રચાર કરતી નથી. ઊલટું એ તો માણસને વ્યાવહારિક થવાનું કહે છે ને ઉપાસનાની વૃત્તિ રાખીને પણ જગતની જવાબદારી અદા કરવાની જરૂરિયાત પર ભાર મૂકે છે; અર્થાત્ પોતાની ફરજોનું પાલન અવશ્ય કરવું જોઈએ એવું ગીતા આગ્રહપૂર્વક કહે છે. ગીતાનો અજ્ઞેયવાદ જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ જેવો છે. ખરેખર, દરેક તત્ત્વજ્ઞાનનો, ઓછે વત્તે અંશે એ જ અજ્ઞેયવાદ છે; જે મનને અને બુદ્ધિને આત્માની નીચેની કક્ષામાં મૂકે છે.

આ સ્થળે હિંદી તત્ત્વજ્ઞાન અર્વાચીન વિજ્ઞાન સાથે અથડામણમાં આવતું હોવાનું મનાય છે. બુદ્ધિની ગતિ કુંઠિત થતાં વિજ્ઞાનની ગતિ અટકી જાય છે અને વૈજ્ઞાનિક સિદ્ધાંતો પ્રમાણે બીજી કોઈ પણ શક્તિને કામે લગાડવાની વિજ્ઞાન ના પાડે છે. આંશિક જ્ઞાનની પદ્ધતિ માટે એ જ વલણ યોગ્ય છે. દરેક જ્ઞાન મેળવવા માટે વિજ્ઞાન જ્યારે એ જ પ્રકારની પદ્ધતિ અપનાવે છે, ત્યારે અથડામણ જાગે છે અને એની પોતાની પદ્ધતિ વિના કોઈ પણ વસ્તુ જાણવા જેવી નથી એમ કહેવા માટે એ સ્વમતાગ્રહી બને છે. જો પ્રકૃતિવિજ્ઞાન પોતાની મર્યાદાઓ જાણે અને એના વર્તુળમાં ન આવનારા પ્રશ્નોને ચર્ચવા માટે જો મોકળું મન રાખવામાં આવે, તો કોઈ પણ જાતની અથડામણ થવા પામે નહીં. નિસર્ગના ક્ષેત્રમાં વધુ ને વધુ સંશોધન કરવા સાથે એના પોતાના જ પ્રશ્નો તરફ એની વૃત્તિ બદલાવી જોઈએ અને વધુ સંશોધનો થયા પછી આવતી કાલે કેવળ છોડી દેવા પડે એવા એના સિદ્ધાંતો પ્રતિપાદિત થઈ રહ્યા છે તે તરફ જોતાં એમ લાગે છે કે, તદ્દન વૈજ્ઞાનિક પદ્ધતિએ વિશ્વની સમસ્યાઓ હલ કરવાના કાર્યથી હજુ આપણે ઘણે દૂર છીએ. એ સાથે આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓએ પણ પોતાની મહત્ત્વાકાંક્ષાઓ ભરી વૃત્તિનો ત્યાગ કરીને કેવળ કાલ્પનિક મનોદશામાંથી બહાર આવવું જોઈએ. આપણી કૉલેજો અને યુનિવર્સિટીઓમાં જે રીતે તત્ત્વજ્ઞાનનો વિષય શીખવવામાં આવે છે તે અસંતોષકારક છે. વિજ્ઞાન સાથે જાણે એને કશો જ સંબંધ ન હોય એ રીતે તે શીખવવામાં આવે છે. શાસ્ત્રોએ પૂરા પાડેલા અખંડ જ્ઞાન પર આધાર ન રાખનારું તત્ત્વજ્ઞાન એ ખરું તત્ત્વજ્ઞાન

નથી; અને આધ્યાત્મિક જ્ઞાન અર્થાત્ તત્ત્વજ્ઞાન પર નિર્માણ ન થયેલો ધર્મ એ સાચો ધર્મ નથી. ગીતા પણ એ જ વાત પોકારી પોકારીને કહે છે કે, 'જ્ઞાન–એ ધર્મનો એક જરૂરી ઘટકાવયવ છે એટલે કે ધર્મનો એક અંશ છે અને સાચું જ્ઞાન તે છે કે જેના વડે જીવ પરસ્પર વિભક્ત બધા ભૂતોમાં અવિભક્ત અને અવિનાશી ભાવને જુએ છે.

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥' (૧૮–૨૦)

'વિદ્યાઓમાં આધ્યાત્મવિદ્યા છું.

अध्यात्मविद्या विद्यानाम् ।' (૧૦–૩૨)

'તે જ્ઞેય આત્મા અવિભક્ત હોવા છતાં પણ ભૂતમાત્રમાં વિભક્ત જેવો રહે છે. તે ભૂતમાત્રનો સર્જક, પોષક અને સંહારક પણ છે.

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥' (૧૩–૧૬)

ગીતાનો કર્તા જો આજે જીવતો હોત તો કુદરતનાં રહસ્યોને વ્યક્ત કરી પ્રકટમાં મૂકવાની આપણી રીત અને આ અનેકવિધ અને વિશાળ જ્ઞાનથી ઈશ્વરસાક્ષાત્કાર થવાના લોકોને અપાતા ઉપદેશની આપણી ક્રિયાને તેણે આવકારી હોત.

મારે ફરીથી કહેવું જોઈએ કે આધુનિક વિજ્ઞાનની ગીતામાંની સર્વ શોધોને અહીં રજૂ કરવા માટેનો મારો આ પ્રયત્ન નથી. એના પ્રતિપાદનનું કાર્ય લાંબું થઈ પડશે, સત્ય એક છે, પણ તે બહુવિધ છે અને સત્ય તરફ પહોંચવાના ભિન્ન ભિન્ન માર્ગો છે; અર્થાત્ સત્ય શોધવા માટેના જુદા જુદા ઉપાયો છે. જ્ઞાન વધવા સાથે દરેક જમાનો પરમ સત્યની સમીપમાં પહોંચવા માટે, પોતાના કરતાં

આગલા જમાનાની માન્યતાઓ અને સિદ્ધાંતોમાં સુધારો કરવાની કોશિષ કરી રહ્યો છે. ઉપનિષદો પછી ગીતાએ જીવનના પ્રશ્નોનું નવું સંકલન કરીને એણે પોતે પણ એ જ કાર્ય કર્યું છે. આપણે પ્રાપ્ત કરેલા જ્ઞાન વડે આપણે પણ ચાલુ જમાનામાં એ જ કાર્ય કરી રહ્યા છીએ. દરેક જમાનામાં સત્ય નવા દૃષ્ટિબિંદુથી તપાસાઈ રહ્યું છે. પરંતુ એનાં સ્વરૂપોની અનેકવિધતા વચ્ચે એનું સારરૂપ નવનીત એનું એ જ રહ્યું છે, એના એ જ વિચારો હવે પછી આવનારા જમાનામાં જો જુદી રીતે ને વધુ ચોકસાઈથી રજૂ કરવામાં આવે, તો તેમાં નવાઈ પામવા જેવું કાંઈ નથી. એટલા માટે એ જમાનાની પરિસ્થિતિને અનુકૂળ ધાર્મિક અને સામાજિક ભાષામાં પોતાના સિદ્ધાંતો વ્યક્ત કરવા માટે આપણે ગીતાને અનુમોદન આપવું જોઈએ. તેમ કર્યા પછી જો ગીતાના સિદ્ધાંતોને આપણા આધુનિક જ્ઞાનથી ટેકો મળે ને તેથી તે કેવળ ઉપયોગી જ નહીં પરંતુ આજે પણ જો જરૂરી જણાય, તો આજના જમાનામાં પણ એનો અભ્યાસ અને એના ઉપદેશો પ્રમાણેનું આચરણ, આ ખાસ અવસરે આપણને વિશુદ્ધ બનાવી ગમે તેવા દોષોમાંથી આપણને મુક્ત કરશે. કૃષ્ણ અર્જુનને કહે છે કે, 'યોગની જે કળા તે તેને શીખવતા હતા તે કાંઈ નવી કળા ન હતી; પણ પોતે વિવસ્વાનને જે કળા શીખવી હતી તે તે જ કળા હતી; પરંતુ તે ખોવાઈ ગઈ હતી ને કાળના લાંબા પ્રવાહ સાથે તે ભુલાઈ ગઈ હતી.

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥
एवं परम्पराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ '

અને કૃષ્ણે અર્જુનને શિખવાડેલી એ કળા પચીસ સૈકાઓ પછી આજે ભુલાઈ ગયેલી જણાય છે. એ ખોવાઈ ગયેલી કળા ઉપયોગી કળા છે કે કેમ, ને જો ઉપયોગી હોય તો તેને પુનર્જીવિત કરવાની આવશ્યકતા છે કે કેમ, તે હવે આપણે જોઈએ.

## ૧૦ : ગીતા અને અર્વાચીન યુગ

જો આપણે માનવીના,-ધર્મ જેવાં પ્રાચીન સંસ્થાઓ અને રીતરિવાજોના ઇતિહાસની કિંમત આંકવા ઇચ્છતા હોઈએ, તો આપણે તેગના યોગ્ય ક્રમ પ્રમાણે તેમનો વિચાર કરવો જોઈએ. વિશ્વના પ્રચલિત મુખ્ય, ધર્મો હિંદુ ધર્મ અને તેની શાખાઓ જૈન અને બૌદ્ધ સમ્પ્રદાય; ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામ, જ્યુડેઝમ (યાહુદી–જ્યૂ લોકોનો ધર્મ) અને ઝોરોએસ્ટ્રીઅન (પારસીઓનો ધર્મ) વગેરે ધર્મો તેના કોઈ એક પેગંબર અથવા અનેક દ્રષ્ટાઓએ પ્રકાશમાં આણ્યાથી સ્વીકારવામાં આવ્યા છે. પ્રસ્તુત ધર્મોના અનુયાયીઓ તે ધર્મોને, પ્રાચીન અને પ્રેરણા આપનારા હોવાથી પવિત્ર માને છે; કેટલાક માણસોને એ ધર્મોમાં શ્રદ્ધા નથી; કારણ કે તેઓ તેમને પુરાણા અને નિઃસત્ત્વ હોવાનું માને છે. ને બીજા કેટલાકો ધર્મે માનવજાતિની પ્રગતિને અવરોધી છે એમ માનીને ધર્મને મનુષ્યજાતિની એક નબળાઈ હોવાનું માને છે. આ ત્રણે પ્રકારના માણસો જુદી જુદી જાતની મનોદશા ધરાવતા હોવાથી ધર્મને જુદી જુદી રીતે સમજે છે; અર્થાત્ ધર્મ વિષે તેઓ ભિન્ન પ્રકારની વિચારસરણી ધરાવે છે. પહેલા પ્રકારના માણસો એમ માને છે કે, જે કંઈ

વ્યક્તરૂપે પ્રકટ થયેલ છે તે સનાતનપણે સત્ય છે; બીજા પ્રકારના માણસો ધર્મને એના બાહ્યસ્વરૂપમાં, સમયના વહેવા સાથે એના આકારો વિકૃત અને નિર્જીવ બની ગયેલા માને છે. ત્રીજા પ્રકારના માણસો બુદ્ધિ વડે જેની પરખ ન કરી શકાય તેવા કોઈ પણ તત્ત્વમાં માન્યતા ધરાવતા નથી; તેથી તેઓ ધર્મને કેવળ વહેમ અથવા તૂત હોવાનું માને છે. આપણે મુખ્યત્વે ગીતાના મોક્ષધર્મની પ્રવૃત્તિમાં સંકળાયેલા હોવાથી પ્રથમના બે પ્રકારના માણસો સાથે જ અહીં આપણને સંબંધ છે. જેઓ કોઈ પણ ધર્મમાં માનતા નથી, તેઓ જે કોઈ પણ સંપ્રદાયમાં પોતે શ્રદ્ધા ધરાવતા હોય તેને અનુસરી શકે છે. હિંદુ સંસ્કૃતિ તો એટલી બધી સહિષ્ણુ છે કે વૈયક્તિકરૂપે ઈશ્વરમાં ન માનનારો કોઈ પણ ધર્મ જો પ્રકૃતિની ઉપર બ્રહ્મની સત્તામાં માનતો હોય તો તેને જીવનના ધાર્મિક તત્ત્વજ્ઞાન તરીકે આદર આપે છે. પ્રથમના બે પ્રકારના મતો અંશતઃ સાચા છે. સમયના વહેણ સાથે પરિવર્તન પામતા, નિત્ય અને અનિત્ય એવા દરેક ધર્મનાં બે તત્ત્વો હોય છે. નિત્ય તત્ત્વ સર્વકાલમાં સત્ય મનાયેલાં મૌલિક સત્યોથી યુક્ત હોય છે. બીજું તત્ત્વ ધર્મના આચરણ અને બાહ્ય આકારોથી યુક્ત હોય છે અને પ્રસ્તુત ધર્મનું આચરણ કરનારાઓમાં પણ સમયે સમયે તે ફેરફાર પામે છે. આ બંને તત્ત્વો છેક આદિકાળથી હિંદુ ધર્મમાં પોતાનું અસ્તિત્વ ધરાવતાં આવ્યાં છે અને એ તત્ત્વોએ હિંદુ ધર્મને આધ્યાત્મિક હિંદુત્વ તથા લૌકિક હિંદુત્વ એવા બે વિભાગોમાં વહેંચી નાખ્યો છે. આદિ વૈદિક કાળમાં પણ આ બે તત્ત્વો સહઅસ્તિત્વ ધરાવતાં હતાં ને ધર્માચરણનું મુખ્ય સ્વરૂપ યજ્ઞયાગાદિના અનુષ્ઠાનમાં હતું. ઉપનિષદકાળમાં

આધ્યાત્મિક તત્ત્વ મુખ્ય બન્યું, પરંતુ લોકસમુદાયને પોતાની ધાર્મિક વૃત્તિ માટે કોઈ લૌકિક માર્ગની આવશ્યકતા જણાતી હતી; તેમના માટે ધાર્મિક વિધાનની જરૂર હતી ને અનેક સ્મૃતિઓએ એ વિધાનો પૂરાં પાડ્યાં છે. એ વિધાનોમાં જીવનના સર્વ વિભાગોમાં ધાર્મિક આદર્શોના પાલન માટે અતિશ્રમસાધ્ય સૂચનાઓ આપવામાં આવેલી છે. એ સર્વ વિધાનો વિશદ અને વ્યાપક રીતે આપવામાં આવેલાં છે; તેમ જ વ્યક્તિ અને સમષ્ટિના સામાજિક આચરણનાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ સૂચનોથી એ સંહિતા અને સ્મૃતિગ્રંથો પૂર્ણ છે. એ સ્મૃતિગ્રંથોમાં આપવામાં આવેલા વિધિનિષેધરૂપ સૂચનોના પાલનને ધર્મનું એક અંગ લેખવામાં આવે છે; અર્થાત્ વ્યાપક અર્થમાં એને ધર્મ જ માનવામાં આવ્યો છે. આર્યોની શુદ્ધિ જાળવવા ખાતર સમાજની, તેના સામાજિક કામ પ્રમાણે ચાર વર્ણોની વહેંચણી પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. ને દેશમાંના અનાર્યોની વિરુદ્ધના અખેડામાં આત્મરક્ષણની બાબતમાં એ ચાર વર્ણોનું વિભાજન હિંદુત્વનું એ એક વિશેષ લક્ષણ બની ગયું. વર્ણાશ્રમધર્મ અને યજ્ઞયાગાદિમાં ન માનનારા અવૈદિક જૈન અને બૌદ્ધ સંપ્રદાયોના આગમન સાથે વૈદિક ધર્મને, માણસોને વૈદિક વર્તુલમાં રાખવાના હેતુથી લૌકિક-ભાવના માટે –કલ્પના માટે પુનર્વિચારણા કરવાની ફરજ પડી. હિંદુ ધર્મના રામાયણ અને મહાભારત જેવા એ મહાન સર્વશ્રેષ્ઠ અભ્યાસગ્રંથો તેમ જ અનેક પુરાણો, જે હિંદુ જાતિનાં રૂપક કથાનકો અને ઇતિહાસો છે, તેમણે લૌકિક કલ્પનાઓને–લોકભાવનાઓને કબજે રાખવામાં અને હિંદુઓના દૈનિક જીવનમાં પ્રેરણાત્મક આદર્શો પૂરા પાડવામાં મોટો ફાળો આપ્યો છે, ધર્મના આધ્યાત્મિક સ્કંધ જેવા વેદો

અને ઉપનિષદો એની પાર્શ્વભૂમિમાં રહી થોડાક વિદ્વાનોના અભ્યાસનો વિષય બની રહ્યાં; જ્યારે અનેક સ્મૃતિઓ અને ધર્મશાસ્ત્રો તથા સર્વોત્તમ અધ્યયનગ્રંથો તેમ જ પુરાણો હિંદુ જીવનનાં શાસનવિધાનો બન્યાં. કાળાંતરે એમાંથી હિંદુ ધર્મની સહાયકારી અનેક શાખાઓ તથા સંપ્રદાયો ને પક્ષો ઉદ્ભવ્યાં; જે કેટલીક બાબતોમાં હિંદુ ધર્મની શક્તિનાં તથા બીજી કેટલીક બાબતોમાં એની નબળાઈનાં ઉદ્ગમસ્થાનો બન્યાં. આ સર્વ સૈકાઓ દરમિયાન આર્યોની આદિ વસતીએ દેશમાં આર્યસંસ્કૃતિનો પ્રભાવ જમાવી દીધો; તેમ જ સિથિયન (કાળા સમુદ્રની ઉત્તરના પ્રદેશમાં–પ્રાચીન સિથિયામાં રહેનારા) લોકો–(તુરેનિયન), ગ્રીક, શક ને હૂણ વગેરે અનાર્યો કે જેઓ વિજય મેળવવા માટે અથવા તો વેપાર કરવાના હેતુથી આવ્યા હતા, તેઓ હિંદમાં સ્થિર થઈ રહ્યા. હિજરતીઓનું આ મોજું આર્યોમાં ભળી ગયું અને સમયના વહેવા સાથે એ હિજરતીઓએ હિંદુ રીતરિવાજો ઉપર પોતાની સંસ્કૃતિની ઊંડી અસર પહોંચાડ્યા વિના, હિંદુ ધર્મ અંગીકાર કર્યો. પરંતુ આદિ આર્યોના રીતરિવાજોએ ને જીવનની રીતભાતે કેવળ હિંદુ સંસ્કૃતિ ઉપર જ નહીં; પરંતુ હિંદુ ધર્મ ઉપર પણ પોતાનો જબરજસ્ત પ્રભાવ પાડ્યો. મોહેન–જો–દરો અને હરપ્પાની અર્વાચીન શોધોએ, આર્યો હિંદમાં આવ્યા તે પહેલાં હયાતી ધરાવનારી સિંધુની ખીણની સભ્યતારૂપે જાણીતી આદિ આર્યજાતિની સંસ્કૃતિના પ્રકાર ઉપર અણધાર્યો નવો પ્રકાશ પાડ્યો છે. નિષ્ણાતો એમ માને છે કે સિંધુ–ખીણની એ સભ્યતા કેવળ એ પ્રદેશમાં ગૂંગળાઈ ને જ રહી નહીં; પરંતુ દક્ષિણમાં આગળ વધીને દ્રાવિડિયન પ્રજામાં પણ તે દાખલ થઈ; જોકે

આર્યોને હિંદની અનાર્ય પ્રજા સાથે લડવું પડયું અને આર્યોએ અંતે અનાર્યોને પરાજિત કર્યા; તોપણ આર્યોના જીવન પર અનાર્ય દ્રાવિડિયન પ્રજાના ધાર્મિક રીતરિવાજો અને રીતભાતની ભારે અસર થઈ. એ અસરોમાંની એક મુખ્ય અસર મૂર્તિપૂજાના આચરણની હતી. આર્યોના રીતરિવાજ પ્રમાણે વેદોમાં કે ઉપનિષદોમાં મૂર્તિપૂજાનો સ્પષ્ટ કોઈ ઉલ્લેખ નથી; એટલું જ નહીં પણ એનાથી વિરુદ્ધમાં, આપણે જોયું તેમ, કેટલાંક ઉપનિષદોમાં મૂર્તિપૂજાનો વિરોધ કરવામાં આવ્યો છે. આર્યો ઈશ્વરની પૂજા અમુક પ્રકારનાં વિશિષ્ટ ચિહ્નો અને પ્રતીકોથી કરતા હતા; પણ પ્રતિમારૂપે ઈશ્વરનું પૂજન કરતા ન હતા. હિંદુ ધર્મમાં એ મૂર્તિપૂજાની ધીમી અસર આદિ આર્યોની સંસ્કૃતિમાંથી દાખલ થઈ. ડૉ. રાધાકુમુદ મુકર્જીએ પોતાના 'હિંદુ સભ્યતા' નામના પત્રમાં આ વિષયને ચર્ચ્યો છે તેમ જ એ વિષેના પોતાનાં મંતવ્યો સંક્ષેપમાં આ પ્રમાણે આપ્યાં છે :

'સિંધુ નદીની ખીણમાં વસતા આદિ આર્યોના ધર્મમાં આ વસ્તુઓનો સમાવેશ થયેલો હતો : (૧) દેવી અથવા શક્તિની પૂજા; (૨) શિવના પૂર્વજ એવા એક દેવની પૂજા; (૩) પશુઓ, પ્રકૃતિ, અર્ધમાનવ અથવા મનઃકલ્પિત કોઈ પણ તત્ત્વની પૂજા; (૪) કુદરતી હાલતમાં રહેલાં વૃક્ષો અથવા તેમની અંદર રહેલી કોઈ શક્તિની પૂજા; (૫) નિર્જીવ એવા પાષાણ અથવા અન્ય તત્ત્વોની પૂજા; લિંગ અને યોનિનાં ચિહ્નોની પૂજા; (૬) 'ઇન્સેન્સ બર્નર્સ' 'Incense-Burners' પવિત્ર ધૂપ સળગાવનારાઓની પૂજામાં જણાવ્યા પ્રમાણે Chrematheism દહનક્રિયા; (૭) મેલી શક્તિઓના પ્રતીકરૂપ દોરા ધાગા અને તાવીજો પહેરવાની પ્રથામાં રહેલી શ્રદ્ધા અને (૮) યોગાચરણ.

જોકે અદૃશ્ય થઈ ગયો; તોપણ ઈશ્વરના અવતારરૂપે બુદ્ધ પોતે કાયમ રહ્યો. પરંતુ ધર્મના આધ્યાત્મિક પક્ષે વૈદિક ધર્મને, તે વખતે ફેલાયલા બૌદ્ધવાદની વિરુદ્ધમાં, પુનર્જીવિત કરવા માટેનો યશ મહાન શંકારાચાર્ય અને વેદાંતદર્શનને અનુસરનારી અનેક શાખાઓના પ્રતિનિધિઓ કે જેમણે ઔપનિષદિક વેદાંતને નવું તેજ આપીને હિંદુ ધર્મને આધ્યાત્મિકતાના જે ઉચ્ચ ફલક પર મૂકયો છે ને એ આજે જે ફલક પર ઊભો છે, તેમને ફાળે જાય છે.

આ ઇતિહાસનો સાર એ છે કે, આજના જમાનામાં હિંદુ ધર્મ, કેવળ ધાર્મિક માન્યતા જ રહી નથી; પરંતુ જીવનનું નૈતિક અને સામાજિક વિધાન બની ગયેલ છે; ને એમાંના અનેક વિરોધી મતોએ વિરોધી સંપ્રદાયો અને ભિન્ન વિચારસરણી ધરાવનારા વાદોને જન્મ આપ્યો છે. એક જૂથના વિષયોમાં વિસ્તાર પામેલા રીતરિવાજો એમાંથી જન્મ્યા; પરંતુ સંયોગો બદલાયાથી એ રીતરીવાજો પોતાનો હેતુ પાર પાડી શકયા નહીં. સૈકાઓથી બદલાતા રહેલા હિંદુ ધર્મના ભાવિનું આ સ્પષ્ટ સ્વરૂપ છે; કેટલાક વિષયોમાં એની શક્તિનું એ ઉદ્‌ગમસ્થાન રહ્યું છે; પણ બીજા વિષયોમાં નબળાઈનું મૂળ સ્થાન પણ એણે જાળવ્યું છે. એની વિધિ–નિષેધની આજ્ઞાઓમાં હિંદુ ધર્મ અકર્તૃવાચ્ય હોવાથી સમયે સમયે લખાયેલા મહાનિબંધોમાંથી એણે શાસ્ત્રાજ્ઞાઓ મેળવી છે, જે નિબંધો કેટલીક બાબતોમાં એકબીજા નિબંધો સાથે પોતાનો તાલમેલ જમાવી શકતા નથી. એ મહાનિબંધોએ સર્વ પ્રકારના ધાર્મિક વાદોને—અદ્વૈતવાદથી માંડીને નાસ્તિકવાદ સુધીનાને—પોતાનો અધિકાર આપ્યો છે અને યોગથી માંડીને જીવવાદ સુધીનાં સર્વ પ્રકારનાં

વિશિષ્ટ લક્ષણો પરથી જણાશે કે કેટલાંક અલ્પ અજ્ઞાત તત્ત્વો આ ધર્મમાં જણાઈ આવ્યાં હોવા છતાં મુખ્યત્વે આપણા દેશમાં પ્રચલિત ધર્મનાં કેટલાંક તત્ત્વોનો એમાં થોડો વધારો જણાય છે ને વળી હિંદુ ધર્મના પ્રતીક મનાતાં ચિહ્નોરૂપે હજુ પણ શિવ, શક્તિ અને નાગ સંપ્રદાયના અનુયાયીઓમાં પશુઓ, વૃક્ષો, લિંગ અને યોનિના ચિહ્નવાળા પાષાણોની પૂજા થતી જોવામાં આવે છે.'

પાશુપત સંપ્રદાયે પ્રચલિત કરેલા શિવ ધર્મ ને ભાગવત સંપ્રદાયે ચલાવેલા વૈષ્ણવ ધર્મને લીધે સુંદર કલાકૃતિવાળાં ભવ્ય મંદિરોમાં શિવ અને વિષ્ણુની અનેક પ્રકારની આકૃતિવાળી મૂર્તિઓ હિંદના સર્વ પ્રદેશોમાં સ્થાપિત કરવામાં આવી છે ને એ સાથે કેટલાંક મંદિરોમાં પ્રકૃતિની શક્તિરૂપ કેટલીક દેવીઓની મૂર્તિઓ પણ પધરાવવામાં આવેલી છે. ઈંદ્ર, વરુણ, અગ્નિ, સૂર્ય અને બીજા વૈદિક દેવતાઓ કે જેમની યજ્ઞ દ્વારા પૂજા કરવામાં આવતી તેઓ દૃષ્ટિપથની બહાર ગયાંથી તેમનું સ્થાન પૌરાણિક દેવોએ લઈ લીધું છે ને તેમની પ્રતિમાનું પૂજન અત્યંત કાળજીપૂર્વકની ક્રિયાઓથી મંદિરોમાં ભારે દબદબા સાથે થાય છે. દેવતાઓની આવા પ્રકારની પૂજાએ હિંદુ ધર્મમાં એક લોકપ્રિય ભાવનાને જન્મ આપ્યો; જેથી કરોડો માણસોના ચિત્તનું સાંત્વન થયું. આને લીધે બાર સદીઓથી હિંદમાં ફેલાયેલા બૌદ્ધધર્મની પકડ નબળી પડી. એ સાથે જ હિંદુ ધર્મે બૌદ્ધ સંપ્રદાયનાં કેટલાંક લાક્ષણિક સ્વરૂપો જેવાં કે દયા, અહિંસા, તપ વગેરેને પોતાના અંગમાં સમાવી દીધાં અને બુદ્ધને ઈશ્વરના અવતારોમાંના એક અવતાર તરીકે સ્વીકાર્યો. આ પ્રમાણે, લૌકિક ધર્મ તરીકે બૌદ્ધ સંપ્રદાય હિંદમાંથી

જોકે અદૃશ્ય થઈ ગયો; તોપણ ઈશ્વરના અવતારરૂપે બુદ્ધ પોતે કાયમ રહ્યો. પરંતુ ધર્મના આધ્યાત્મિક પક્ષે વૈદિક ધર્મને, તે વખતે ફેલાયલા બૌદ્ધવાદની વિરુદ્ધમાં, પુનર્જીવિત કરવા માટેનો યશ મહાન શંકરાચાર્ય અને વેદાંતદર્શનને અનુસરનારી અનેક શાખાઓના પ્રતિનિધિઓ કે જેમણે ઔપનિષદિક વેદાંતને નવું તેજ આપીને હિંદુ ધર્મને આધ્યાત્મિકતાના જે ઉચ્ચ ફલક પર મૂક્યો છે ને એ આજે જે ફલક પર ઊભો છે, તેમને ફાળે જાય છે.

આ ઇતિહાસનો સાર એ છે કે, આજના જમાનામાં હિંદુ ધર્મ, કેવળ ધાર્મિક માન્યતા જ રહી નથી; પરંતુ જીવનનું નૈતિક અને સામાજિક વિધાન બની ગયેલ છે; ને એમાંના અનેક વિરોધી મતોએ વિરોધી સંપ્રદાયો અને ભિન્ન વિચારસરણી ધરાવનારા વાદોને જન્મ આપ્યો છે. એક જૂથના વિષયોમાં વિસ્તાર પામેલા રીતરિવાજો એમાંથી જન્મ્યા; પરંતુ સંયોગો બદલાયાથી એ રીતરીવાજો પોતાનો હેતુ પાર પાડી શક્યા નહીં. સૈકાઓથી બદલાતા રહેલા હિંદુ ધર્મના ભાવિનું આ સ્પષ્ટ સ્વરૂપ છે; કેટલાક વિષયોમાં એની શક્તિનું એ ઉદ્‌ગમસ્થાન રહ્યું છે; પણ બીજા વિષયોમાં નબળાઈનું મૂળ સ્થાન પણ એણે જાળવ્યું છે. એની વિધિ–નિષેધની આજ્ઞાઓમાં હિંદુ ધર્મ અકર્તૃવાચ્ય હોવાથી સમયે સમયે લખાયેલા મહાનિબંધોમાંથી એણે શાસ્ત્રાજ્ઞાઓ મેળવી છે, જે નિબંધો કેટલીક બાબતોમાં એકબીજા નિબંધો સાથે પોતાનો તાલમેલ જમાવી શકતા નથી. એ મહાનિબંધોએ સર્વ પ્રકારના ધાર્મિક વાદોને—અદ્વૈતવાદથી માંડીને નાસ્તિકવાદ સુધીનાને—પોતાનો અધિકાર આપ્યો છે અને યોગથી માંડીને જીવવાદ સુધીનાં સર્વ પ્રકારનાં

ધાર્મિક આચરણોને પણ, શ્રુતિસ્મૃતિ તથા પુરાણરૂપ મહાનિબંધોએ પોતાની સત્તા આપી દીધી છે. હિંદુ ધર્મનું આ એક વિશિષ્ટ સ્વરૂપ છે કે જેણે ઉચ્ચ પ્રશંસા તેમ જ એની સર્વવ્યાપક શાખા તથા સર્વગ્રાહી કલ્પના વિભાગ પ્રમાણે સખતમાં સખત નિંદા પણ મેળવી છે; જે ટીકાત્મક શબ્દોથી થતી નિંદા આજે પણ સાંભળવામાં આવે છે. એણે (હિંદુ ધર્મે) સહિષ્ણુતાના જુસ્સાને પોષ્યો અને 'જીવો તથા જીવવા દો'ની હવા પેદા કરી. માનસિક વ્યથતાથી પીડાતા અને જીવનના વિરોધી વિચાર ધરાવનારા જુદી જુદી ખાસિયતવાળા માણસોને એણે આધ્યાત્મિક શાંતિ અને સાંત્વન આપ્યાં. સહિષ્ણુતાના જુસ્સાએ ધૈર્ય અને ક્ષમારૂપી ગુણોને વિકસાવ્યા. હિંદુ ધર્મે હિંદુઓને જીવનની ચડતીપડતી દશા તથા દુઃખોને અદ્ભુત હિંમત સાથે સહન કરવા માટે ને બીજી જાતોને ઓછાં કષ્ટો તથા વધુ શારીરિક આરામ આપવા માટે શક્તિમાન બનાવ્યાં છે. આ જ કારણથી હિંદુઓમાં સામૂહિક રુદન કરવાની ભાવના તથા સંધાનવૃત્તિ અને હુમલાખોર વૃત્તિ જન્મી નથી, જ્યારે બીજા કેટલાક ધર્મોમાં એવી ભાવના પેદા થઈ છે; એનું પરિણામ એ આવ્યું કે હિંદુ ધર્મના અનુયાયીઓમાં યુદ્ધખોરવૃત્તિ ન જાગતાં પુરોહિત વૃત્તિના વર્ગ સાથે જોડાણ થવાથી તેઓ એકબીજાનાં કાર્યોને સમાજહિતનાં કાર્યો ગણી માન આપવા લાગ્યા. જૂના સમયમાં હિંદમાં દાખલ થયેલી વિજેતા જાતિઓ યુદ્ધખોર ધાર્મિક જુસ્સાથી જ્યાં સુધી પ્રેરાઈ ન હતી, ત્યાં સુધી હિંદુ ધર્મે એના જે વિજેતાઓ, એની સર્વોચ્ચ અને સર્વ સામાન્ય સંસ્કૃતિથી પરાભવ પામ્યા હતા, તેમને હરાવીને ધીમે ધીમે તેમને પોતાની અંદર સમાવી દીધા. પરંતુ

હુમલાખોર અને વટાળવૃત્તિનો જુસ્સો ધરાવનારા એના છેલ્લા વિજેતાઓ સામે હિંદુ ધર્મ પોતાનું રક્ષણ કરી શક્યો નહીં. એ વિજેતાઓએ બહુજનવટાળપ્રવૃત્તિ અને હિંદુ-મંદિરોનો વિનાશ કરવાનાં કામ આદર્યાં ને નિરંકુશપણે તે પાર પાડ્યાં. ત્યાર પછી હિંદુઓની ભૂતકાળની ભવ્ય સંસ્કૃતિનો સંહાર સર્જાયાથી તેણે હિંદુ જીવનને તદ્દન ફેરવી નાખ્યું. પરાધીનતાની એડી નીચે કચડાયાથી હિંદુ સંસ્કૃતિ અંશતઃ પંગુ બની ગઈ ને બદલાતા સંયોગોમાં હિંદુ ધર્મ પોતાના સ્વાતંત્ર્યકાળ દરમ્યાનની સ્થિતિને ફરીથી પ્રાપ્ત કરી શક્યો નહીં. એ કઠોર અને નિશ્ચેષ્ટ થઈ ગયો. વારંવાર થતાં રહેલાં બાહ્ય આક્રમણો સામે ટકી રહેવાની ઇચ્છાથી એણે કાચબાની માફક પોતાની જાતને પોતાના કવચમાં ખેંચી લીધી ને રૂઢિચુસ્ત માનસથી પોતાના સામાજિક ને ધાર્મિક રીતરિવાજો ને તથા વિધિવિધાનોને એ વળગી રહ્યો. એની પ્રગતિ અને વિસ્તાર કરતાં એ નિષેધ અને નિવારણના સંસ્કારોથી યુક્ત થયેલો જણાયો, ત્યાં સુધી એ પોતાની પૂર્વસ્થિતિને વળગી રહ્યો. સમયના વહેવા સાથે હિંદુ ધર્મનું હૃદય એની બાહ્ય ત્વચાથી એવું તો ઢંકાઈ ગયું કે એનું મૂળ સ્વરૂપ ઓળખી ન શકાય તેવું બની ગયું. ત્યાર પછી પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથે એ સંબંધમાં આવ્યો ને હિંદમાં આધુનિક પદ્ધતિના શિક્ષણના વધવા સાથે જીવનની રીતભાત પણ વધુ ને વધુ વિશાળ અને વ્યાપક બની. પાશ્ચાત્ય સંસ્કૃતિના સમાગમમાં આવ્યા પછી હિંદુ ધર્મે શરૂઆતમાં એક સારું કામ એ કર્યું કે એણે પાશ્ચાત્ય પ્રખ્યાત વિદ્વાનોને પોતાની સંસ્કૃતિનો અભ્યાસ કરવા તરફ આકર્ષ્યા. અને પાશ્ચાત્ય જગત માટે તેમની પહેલવહેલી શોધોમાં તેમને એમ જણાઈ આવ્યું કે હિંદુ સંસ્કૃતિના સામાજિક અને

ધાર્મિક રીતરિવાજોમાં દેખાતું હિંદુ ધર્મનું બાહ્ય સ્વરૂપ જ કેવળ હિંદુ સંસ્કૃતિ નથી; પરંતુ એ તો જીવનના આધ્યાત્મિક સિદ્ધાંત પર અવલંબીને રહેલ છે; કારણ કે એની નીતિવિષયક માન્યતાઓને અને આધ્યાત્મિક નિરાકરણને આત્મવિદ્યાને લગતા કોઈ પણ 'દર્શન'થી સહેલાઈથી સ્થાનભ્રષ્ટ કરીને હાંકી કાઢી શકાય તેમ નથી. પાશ્ચાત્ય સંસ્કૃતિના સમાગમને પરિણામે ઉત્પન્ન થયેલ પ્રતિક્રિયા શમી ગયા પછી દેશાભિમાનનો જુસ્સો આપણા સાંસ્કૃતિક જીવનમાં દાખલ થવા લાગ્યો ને આપણી ખરી સંસ્કૃતિ તો આપણા જૂના રીતિરિવાજો તળે છુપાઈ ને પડી રહી છે, એ હકીકતથી આપણે સભાન થવા લાગ્યા. હિંદુ જીવનની આધ્યાત્મિક બાજુનો ગહન પ્રશ્ન હલ કરવામાં પાશ્ચાત્ય સંસ્કૃતિ સફળ થઈ નથી, એટલું જ નહીં પણ એ પ્રશ્નોનો હિંદુ ધર્મે પાશ્ચાત્ય વિદ્વાનોને આપેલો ઉકેલ ખોટી રીતે સમજાઈને તે ભળતી રીતે રજૂ કરાતો હોવાનું સત્ય સમજાયા પછી હિંદુ સંસ્કૃતિને પુનર્જીવિત કરવા માટેની માંગ વધવા લાગી. હિંદુ સંસ્કૃતિના આ પુનર્જીવન માટે જીવનનાં ચિરંતન સત્યોથી ભરેલાં હિંદુ તત્ત્વજ્ઞાનનાં જરૂરી તત્ત્વોને ખરી રીતે સમજી લેવાની જરૂર છે અને ગૌણ મૂલ્ય ધરાવનારા હિંદુ ધર્મના રીતરિવાજો તથા માન્યતાથી એ તત્ત્વો જુદાં છે, એ પણ યોગ્ય રીતે સમજવાની આવશ્યકતા છે.

અર્વાચીન યુગમાં ગીતાનું શું મહત્ત્વ છે અથવા ગીતાનું સ્થાન ક્યાં છે એવા પ્રશ્નની આ પ્રાસ્તાવિક ટૂંકી સમીક્ષા છે. હિંદુ સંસ્કૃતિ અને રીતરિવાજોમાં ધરમૂળથી ફેરફાર થઈ ગયો છે એવા સંયોગોમાં એની રચનાની પચીસ સદીઓ પછી આપણને શીખવવા જેવું કાંઈ વધુ એની

પાસે છે ખરું ? સર્વ પ્રકારના ફેરફારો થઈ ગયા છતાં મનુષ્યસ્વભાવ પોતાની મૂળ સ્થિતિ પ્રમાણે રહ્યો હોય અને જો ગીતાએ આપણને કાંઈ શીખવવાનું રહેતું હોય, તો એ વાતનો સ્વીકાર કરવો જોઈએ કે, એની ગરિમા કેવળ આધુનિક સમય પૂરતી જ મર્યાદિત નથી, સમગ્ર મનુષ્યજાતિ માટે ગીતાની ગરિમા ચિરંતન જ નહીં કિંતુ અક્ષય્ય છે. આ વાત તદ્દન સાચી છે કે ગીતા સામાજિક અને ધાર્મિક રીતરિવાજોના જે નિયમોનું વર્ણન કરીને માણસોને અનુસરવાનું કહે છે, તે વિચારપ્રણાલિકા અત્યારે અસ્તિત્વમાં નથી. યજ્ઞિય ધર્મનું સ્થાન મંદિરમાં થતી પૂજાએ લઈ લીધું છે. વર્ણો લુપ્ત થઈ ગયા છે ને તેમનું સ્થાન જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓએ સંભાળી લીધું છે. સામાજિક ને આર્થિક રિવાજો તેમ જ રાજકીય દશાઓ ધરમૂળથી બદલાઈ ગઈ છે: હિંદુ જીવનના ચાર આશ્રમો વ્યવહારાતીત થઈને લુપ્તપ્રાય થયા છે અને પ્રાકૃતિક જગત વિષેના આપણા જ્ઞાને વૈજ્ઞાનિક નિયમોને લીધે જૂની અને અપક્વ માન્યતાઓનું સ્થાન લીધું છે; પરંતુ વિશ્વમાં હજીય પ્રવર્તી રહેલા વિશ્વનિયમો મનુષ્યનો સ્વભાવ, આપણી શક્તિઓની મર્યાદિત શક્તિ, આપણી અધમ અને ઉત્તમ પ્રકૃતિ વચ્ચેનો સતત સંગ્રામ, આપણા મનની પશુભાવમાંથી શુદ્ધીકરણની મુખ્ય અગત્ય, આંતરશક્તિના એકસરખા કાયદાઓથી શાસિત થતા સર્વ માણસોને મનુષ્યજાતિના સભ્યો તરીકે લેખવાની પ્રબળ સામાજિક ભાવના, સર્વ માણસો માટે સામાન્ય એવા નૈતિક ગુણોના અભ્યાસની આવશ્યકતા, આપણા દુર્દૈવને સહન કરવા માટેની આપણને કેવળ હિંમત આપવા માટે જ નહીં; પરંતુ મનુષ્ય તરીકેના આપણા જીવનના ધ્યેયને પાર પાડવા

માટે શક્તિમાન થવા માટે જીવનનું તત્ત્વજ્ઞાન ધરાવવાની જરૂરિયાત ને છેલ્લે ધર્મને બાહ્યસ્વરૂપ આપવા કરતાં તેને આંતર્જીવનનો વિષય બનાવવા માટેની અગત્યતા—આ બધા વિચારો કેટલીક બાબતોમાં ગીતાના જમાનામાં હતા તે કરતાં પણ આજે વધુ સાચા, અગત્યના અને તેમની ઉપેક્ષા ન કરી શકાય તેવા રહેલા છે. ગીતાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો પાછલાં પ્રકરણમાં શા માટે ચર્ચવામાં આવ્યાં છે તેનું કારણ વાચકને હવે સમજાશે. અત્યારના જમાનામાં પ્રચલિત ધાર્મિક માન્યતાઓને સુસંગત બનાવવા માટેનો એનો પ્રયત્ન થતો રહેલો હોવા છતાં ગીતાના ઉપદેશો સર્વને માટે સનાતન રસ ધરાવે છે એમ દેખાડવાનો મુખ્ય હેતુ છે. આજે પણ એની અગત્યના મુખ્ય મુદ્દાઓ આ પ્રમાણે છે: (૧) આંતર્ ધર્મ પર ભારપૂર્વકનું વકતવ્ય, (૨) કર્મ અને કર્તવ્યનું મહત્ત્વ, (૩) જીવનના ભૌતિક પક્ષે અનાસક્તિની ભાવના, (૪) નિષ્કામ સેવાની આવશ્યકતા અને સામાજિક ભાવના અને (૫) માનવધર્મના આદર્શોનો વિકાસ. એક પછી એક આ મુદ્દાઓને હવે આપણે ચર્ચીશું.

આંતર્ધર્મ પર ભાર આપવા વિષેનો પહેલો મુદ્દો ગીતાના જમાના કરતાં પણ આજે વધુ મહત્ત્વનો છે. ભૌતિક પદાર્થો વડે થતા યજ્ઞની મહત્તાને દૂર કરીને ત્યાગની ભાવનાથી જ્ઞાનયજ્ઞ કરવો, એ ગીતાનો મુખ્ય વિષય છે; એટલે કે બાહ્ય અને વ્યાવહારિક ધર્માચરણ પરથી નૈતિક ઉન્નતિના આંતર્ધર્મ પર જવાના કાર્યને ગીતા પ્રથમ અને મુખ્ય વિષય લેખે છે ને એને જ પરમ કર્તવ્ય માને છે. ગીતાના મત પ્રમાણે વ્યાવહારિક યજ્ઞોના આચરણથી સ્વર્ગનાં અલ્પકાલીન સુખોની પ્રાપ્તિ થાય છે ને સુખના હેતુભૂત, યજ્ઞા-

ચરણના ફળરૂપ પુણ્યો ક્ષીણ થતાં સ્વર્ગમાંથી પૃથ્વી પર પ્રાણીને પોતાનાં કર્મોનું ફળ ભોગવવા માટે ફરીથી પાછા આવવું પડે છે. જો કોઈ પણ પ્રકારની વ્યાવહારિક પૂજાની જરૂર જણાય, તો પૂજાના હેતુ માટે ઈશ્વરને પાંદડું, ફૂલ અને ફળ અથવા તો જળ પણ અર્પણ કરવામાં આવે, તો તે પણ પર્યાપ્ત થઈ રહે છે. ઈશ્વરને ખુશ કરવા માટે અત્યંત શ્રમથી થઈ શકે તેવાં વિધિ–આચરણો પણ જરૂરી નથી. માણસ માણસ વચ્ચેના સર્વ સંબંધોના નિયામક—તેના નિયમોનું પાલન જ તેની મોટામાં મોટી સેવા છે; તેની આજ્ઞાઓનું પાલન કરવાથી તેની વધુ સારી સેવા કરી શકાય છે. મૃતઃપ્રાય થઈ ગયેલી તે કળાને અર્જુન મારફત પુનર્જીવિત કરાવવાની કૃષ્ણની ઇચ્છા હતી. ખરેખર તે કળા પુનર્જીવિત થઈ કે નહીં તે આપણે ચોક્કસપણે જાણતા નથી, પણ એમ જણાય છે ખરું, કે ત્યાર પછીના જમાનાઓના વિધિ–આચરણમાં એ કળા ફરીથી ખોવાઈ ગઈ. સઘળા ધર્મોની સામાન્ય વૃત્તિ કાંઈક એવા પ્રકારની જણાઈ આવે છે કે, એ જેમ જેમ જૂના થતા જાય છે, તેમ તેમ વધુ વિધિ–વિધાનવાળા ને ચુસ્ત થતા જાય છે. તેમની આવા પ્રકારની વૃત્તિને લીધે તેના આચરણના પ્રકારનું પુનઃ સંયોજન અને તેમાં સુધારો કરવાની ભાવના પેદા થાય છે. વૈદિક ધર્મની હયાતીના સૈકાઓ દરમિયાન ખુદ વૈદિક ધર્મને તેવી સુધારાની ક્રિયામાંથી પસાર થવું પડ્યું છે. હિંદુ ધર્મનું, તે વખતે પ્રચલિત જે સ્વરૂપોમાં પાલન થતું હતું તેના વિરોધમાં જ જૈન, બૌદ્ધ, શિખ, બ્રહ્મોસમાજ, આર્યસમાજ જેવા કેટલાક સંપ્રદાયો ને ધર્મો વિરોધરૂપે હિંદમાં ઉદય પામ્યા છે ને તેમાંના કેટલાક તો વૈદિક ધર્મની મર્યાદાની પણ

બહાર નીકળી ગયા. કરોડો માણસો વૈદિક ધર્મને વળગી રહ્યા છે પરંતુ એનું આચરણ વધુ ને વધુ વિધિ–આચરણ યુક્ત ને ચુસ્ત થતું ચાલ્યું છે. તાત્પર્યાર્થ એ છે કે, વ્યવહારના રૂપમાં બાહ્ય ધર્મને આંતરધર્મના ટેકારૂપે માનવામાં આવ્યો છે, પણ એના અવેજરૂપે એને માનવામાં આવ્યો નથી. દરેક ધર્મને પોતાની વ્યાવહારિક બાજુ હોય છે; પરંતુ એને એના સ્વરૂપમાં નિયંત્રિત કરવાની જરૂરત રહે છે અને એક સાધનરૂપે એના સાચા કાર્ય માટે એને ચોક્કસ બનાવવાની પણ આવશ્યકતા રહે છે; પણ એ પોતે જ પોતાનું ધ્યેય બની જાય તેવું તો કોઈ પણ સંયોગોમાં થવું ઉચિત નથી. આંતરધર્મને ભોગે પળાતો બાહ્યધર્મ ધાર્મિક જીવનની સમતુલાને હરકત કરે છે; ને આંતરધર્મને જીવન્તશક્તિ બનાવવાને બદલે બાહ્યધર્મ એ આંતરધર્મને યાંત્રિક બનાવી દે છે. એને પરિણામે આધ્યાત્મિક હિંદુત્વ અને લૌકિક હિંદુત્વ વચ્ચેની ખાડી ઘણી પહોળી બની ગઈ છે. ધાર્મિક અને સદાચારી મનુષ્યને ઉત્પન્ન થયેલી ધાર્મિક પ્રેરણા ઇહલોક અને પરલોકમાં શ્રેય-પ્રાપ્તિ માટે ધાર્મિક આચરણોના લૌકિક સ્વરૂપને જીવનમાં સ્થાન આપે છે અથવા તો ઈશ્વરના કાયદાનો અને નીતિના નિયમોનો ભંગ કરવાથી વધી પડેલા હૈયાના ભારને હલકો કરવા માટે ધાર્મિક આચરણને લૌકિક રૂપ આપવામાં આવે છે. આધુનિક યંત્રયુગે ધર્માચરણને યાંત્રિક પદ્ધતિનો બનાવવા માંડ્યો છે એમાંય આશ્ચર્ય પામવા જેવું નથી. હિંદુ ધર્મનાં આધ્યાત્મિક મૂલ્યોની પરદેશીઓને ખબર ન હોવાથી તેઓ એનો આધ્યાત્મિકતાના પાયા પરથી નિર્ણય લેતા નથી, પરંતુ માણસોના ધાર્મિક રીતરિવાજો પરથી હિંદુત્વ વિષેનો મત બાંધે છે. તેઓ એમ માને છે કે પ્રતિમાપૂજન

એ મૂર્તિપૂજાનો એક પ્રકાર છે ને પુરોહિત વર્ગના હિત ખાતર તે હિંદમાં ટકી રહ્યો છે. આ ટીકા કેવળ અંશતઃ સત્ય છે. પ્રતિમા દ્વારા અને કુદરતી બળો વડે કરાતી ઈશ્વરની પૂજા હિંદુઓને માટે આધ્યાત્મિક ઉન્માદ અને માનસિક સંતોષ છે ને જેમણે એ બાબતનો અનુભવ કર્યો નથી તેમને માટે એની કલ્પના કરવી પણ અઘરી છે. ઈશ્વરપૂજા તેમનામાં તીવ્ર ધાર્મિક આસક્તિ ઉત્પન્ન થવાનું સાધન છે અને તેમના દૈનિક જીવનમાં ધાર્મિક વૃત્તિ જળવાઈ રહેવા માટે કુદરતી બળોએ એ સાધન પૂરું પાડ્યું છે. જોકે એની આ માનસિક મહત્તા છે, તોપણ એનાં કેટલાંક અપાયો પણ છે. પ્રાચીન હિંદુ ઋષિઓએ પ્રતિમા વડે થતા ઈશ્વરપૂજનને આધ્યાત્મિક જ્ઞાનપ્રાપ્તિ માટેનું શ્રેષ્ઠ સાધન માનેલ નથી. એને વ્યક્તિની ધાર્મિક પરંપરાનો કેવળ એક ક્રમ માનવામાં આવેલ છે. હિંદુ જીવનશાસ્ત્ર એમ માને છે કે, બધા માણસોનો માનસિક વિકાસ એકસરખા ક્રમનો હોતો નથી તેથી દરેક માણસે પોતાની માનસિક સ્થિતિને માફક આવે તેવું અને પોતાની ધાર્મિક વૃત્તિ સંતોષાય તેવા પ્રકારનું સાધન રાખવું જોઈએ; કારણ કે જ્ઞાનશક્તિસંપન્ન માણસોને માટે હિંદુ ધર્મે યોગાભ્યાસ જેવા ઉચ્ચ પ્રકારો અને આધ્યાત્મિક ઉન્નતિ માટેના બીજા આંતરદર્શનાત્મક ઉપાયોની યોજના કરી છે. એટલા માટે મૂર્તિપૂજા સર્વ હિંદુઓ માટે ધાર્મિક કર્તવ્ય નથી. એ તો પૂજાને માટેનો એક નીચલો ક્રમ છે ને માનસિક વિકાસની ઉચ્ચ ભૂમિકાએ મન જ્યારે પહોંચી ગયું હોય ત્યારે એ છોડી દેવાની હોય છે. એ સાથે જ આપણે માનવમર્યાદાઓના વાસ્તવવાદી આશયનો પણ ખ્યાલ કરવાનો છે. તેથી આ વાત ધ્યાનમાં લેવી જોઈએ કે મૂર્તિપૂજાનો આપણે

ગમે તેટલો અંત આણવા માગીએ; તોપણ આદિ કાળથી માણસોના મનમાં એણે એટલાં બધાં ઊંડાં મૂળિયાં નાખ્યાં છે કે, આપણા આચાર્યો ને ઉપદેશકો વ્યાવહારિક ધર્મ કરતાં નૈતિક ધર્મની આવશ્યકતાનાં બીજ માણસોના મગજમાં જ્યાં સુધી રોપશે નહીં ને તે પ્રકારની દોરવણી આપશે નહીં, ત્યાં સુધી એની પકડ ઢીલી થવાની નથી. બ્રહ્મોસમાજ અને પ્રાર્થના-સમાજ માણસોને મૂર્તિપૂજા છોડી દેવાનું સમજાવવાના કાર્યમાં તદ્દન નિષ્ફળ નીવડ્યા; કારણ કે તેમના રીતરિવાજોએ જાહેર જનતાને કશી જ અસર પહોંચાડી નહીં. વૈદિક આચરણના બાહ્યધર્મમાંથી પોતાના વિચારોને ફેરવીને આધ્યાત્મિક ઉન્નતિ માટેના આંતરધર્મને અપનાવવા માટે ઋષિમુનિઓએ માણસોને પ્રેરણા આપીને પ્રોત્સાહિત કર્યો હતા તેવી રીતે માણસોના મન પર પ્રભાવ ધરાવનારા માણસો તરફથી, ખાસ કરીને સુધારાનાં પગરણ મંડાવાં જોઈએ.

આચાર્યો અને ઉપદેશકો હજુ પણ જનસમૂહ પર ભારે અસર ધરાવી રહ્યા છે; તેથી માણસોની મનોદશામાં જો પરિવર્તન કરવું હોય તો ધાર્મિક તત્ત્વજ્ઞાનના મૌલિક સિદ્ધાંતો વિષે તેઓ સુશિક્ષિત ને નિષ્ણાત હોવા જોઈએ. હિંદુ ધર્મના ઉપદેશકો દ્વારા સામાન્ય જનતાને ઉપદેશ આપવા માટે ગીતા પાસે વિપુલ સામગ્રી અહીં તૈયાર પડી છે. ગીતાના મોક્ષ-ધર્મને અને નીતિ-ધર્મને વિભક્ત કરી શકાય તેમ નથી, ગીતા જ્યારે ધાર્મિક સંપ્રદાયોની માન્યતાનો ત્યાગ કરવાનું માણસોને કહી તેમને પરબારા ઈશ્વર પાસે જવાનું જણાવતી હોય, ત્યારે એમ માનવું જોઈએ કે તે ધર્મોપદેશકોને એવી સ્પષ્ટ સૂચના આપી રહી છે કે, તેમણે વિરોધી મતો અને ધર્મનાં બીજાં સ્વરૂપોમાં અટવાતા

માણસોને મન અને અંતઃકરણના આંતરૂધર્મો તરફ દોરવા જોઈએ. આથી જ ગીતાના ઉપદેશોનું ભૂતકાળમાં હતું તેના કરતાં પણ આજે વધુ મહત્ત્વ છે.

ગીતાનો બીજો અગત્યનો ઉપદેશ ભૂતકાળમાં હતો તેવો જ કિંમતી આજે પણ છે. તે કર્તવ્યનું બળ ધરાવવા સાથે કર્મના આચરણની આવશ્યકતા પર ભાર મૂકે છે. ગીતાના મત પ્રમાણે મનુષ્ય શ્રમ કરવા અને કામ કરવાને માટે જન્મેલો છે, જે કર્યા વિના તે જીવી શકતો નથી. તેમ સ્વેચ્છાએ કે નિરિચ્છાએ કોઈ પણ માણસ ગમે તે કામ કર્યા સિવાય એક ક્ષણભર પણ રહી શકતો નથી. આપણામાં રહેલી પ્રકૃતિના ગુણોનું આ બળ છે કે જે આપણને જંપવા ન દેતાં સતત કામ કરાવ્યા કરે છે. કેવળ કર્મનો ત્યાગ કરવાથી અર્થાત્ નૈષ્કર્મ્યનું અવલંબન કરવાથી આપણે સિદ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી; એટલે કે નિષ્કર્મતા કર્માનુષ્ઠાન ન કરવામાં રહેલી નથી, પરંતુ કોઈ પણ જાતની ફળપ્રાપ્તિનો હેતુ રાખ્યા વિના કર્માચરણમાં જ નૈષ્કર્મ્ય રહેલું છે ને એવા નૈષ્કર્મ્યથી જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. વ્યવહારથી ઇંદ્રિયોનું દમન કરી મનમાં જે દુર્મતિ વિષયોનું ચિંતન કર્યા કરતો હોય તે મિથ્યાચાર કહેવાય છે. એનાથી વિપરીતપણે જે માણસ મન વડે ઇંદ્રિયોનું દમન કરી વિષયોમાં અનાસક્ત રહીને કર્મયોગનું આચરણ કરે છે તે શ્રેષ્ઠ છે. એટલા માટે પોતાનું નિયતકર્મ કર્યા કરવું; કારણ કે અકાર્યના કરતાં કાર્ય શ્રેષ્ઠ છે એટલે કે કાંઈ ન કરવા કરતાં કાંઈ પણ કાર્ય કર્યા કરવું, એ જ ઉત્તમ માર્ગ છે. કર્તવ્યથી વિમુખ રહેવાથી શરીર પણ જાળવી શકાતું નથી.

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥
न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥
कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥
यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ (૩, ૪-૮)

જીવનનાં સર્વ ક્ષેત્રોમાં કર્તવ્યની જવાબદારી રહેલી છે, કેવળ ધાર્મિક કર્તવ્યો પૂરતી જ જવાબદારી મર્યાદિત નથી. જીવનની જવાબદારીઓમાંથી છટકી જવું અથવા તો બની શકે તેટલાં કર્મોના લોપથી જીવન આરામ કે સગવડભર્યું બની રહે તેવું જીવન પણ આત્મસાક્ષાત્કાર થવાનો કે સુખ પ્રાપ્ત કરવાનો સાચો માર્ગ નથી. કશું જ કામ ન કરનારો માણસ કેવળ પોતાની જાતને જ નુકસાન કરે છે એમ નહીં; પરંતુ પોતે જે સમાજ કે જાતિમાં રહે છે તેને પણ હાનિ પહોંચાડે છે; કારણ કે પોતાના કામનો કશો પણ ફાળો આપ્યા વગર બીજાઓના કામથી તે ફાયદો ઉઠાવતો હોય છે. આજે જ્યારે સમગ્ર જગત વધુ ને વધુ નાનું થતું જાય છે, વ્યક્તિનાં કર્તવ્યો કેવળ વ્યક્તિ પૂરતાં, જ્ઞાતિ કે દેશ પૂરતાં મર્યાદિત ન રહેતાં સમસ્ત માનવજાતિ એક જ એકમમાં ગૂંથાતી જાય છે, ત્યારે તો આ વાત તદ્દન સાચી હોવાની પ્રતીતિ થાય છે. ગીતા જે કર્મનો નિર્દેશ કરે છે તેમાં મુખ્યત્વે ધાર્મિક કર્તવ્યોનો ને ગૌણપણે સામાજિક ફરજો-

નો સમાવેશ થાય છે. એ કર્મ ગીતાના યુગમાં પ્રચલિત માન્યતા પ્રમાણે હતું. પરંતુ એણે જે સામાન્ય સિદ્ધાંત અને રીત પ્રમાણે ઉપદેશ કર્યો છે તે એવો તો વ્યાપક છે કે જે કર્મોને દરેક યુગમાં આવશ્યક કર્તવ્યો લેખવામાં આવ્યાં છે તે સર્વને સરખી રીતે લાગુ પડે છે. સમાજનો વિસ્તાર ને વિકાસ જેમ જેમ થતો જાય છે, તેમ તેમ આ કર્તવ્યો પણ બદલાતાં રહે છે અને સમાજની જાળવણી માટે તથા કોઈ પણ વિશિષ્ટ કાળે એની પ્રગતિ માટે કર્તવ્યોને આવશ્યક માનવામાં આવ્યાં છે. દરેક જમાનાને પોતાનો ધર્મ અથવા યુગધર્મ હોય છે. આધુનિક યુગ ખરેખર, ગીતાના યુગથી ઘણે દૂર છે. હિંદુ ધર્મ ભિન્ન ભિન્ન સંપ્રદાયોનો એક ખીચડો બની ગયો છે. દુનિયાના બીજા દેશો સાથેના સંપર્કે આપણા દેશના માણસોના સામાજિક, આર્થિક અને રાજનૈતિક જીવનને બદલી નાખ્યું છે. જીવનતત્ત્વનાં મૂલ્યો વિષેની આપણી માન્યતાઓ જડમૂળથી બદલાઈ ગઈ છે. અત્યારના ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક યુગે આપણી રહેણીકરણીમાં ક્રાંતિ આણી દીધી છે. ભારત જ્યારે શાંતિ અને સમૃદ્ધિથી પૂર્ણ હતું, ત્યારે જીવનનાં આવશ્યકીય સાધનો મેળવવા માટે ધાંધલ કે ધમાલ કરવાની આવશ્યકતા રહેતી ન હતી; અને તેથી જ ધાર્મિક કર્તવ્યો પર ભાર મુકાયેલો હતો. અત્યારના ઔદ્યોગિક યુગમાં જીવનધોરણ જાળવી રાખવા માટે અથવા તો આખી દુનિયામાં ઊભા થયેલાં આત્મહિતોની જાળવણીના સામાન્ય કલહ વચ્ચે જીવન ટકાવી રાખવાનું કામ ધાર્મિક ઉત્કર્ષ સાધવાના કામ કરતાં વધુ તાકીદનું મનાયું છે. સામાજિક સમતુલા મૂળથી જ ખોટકાઈ, ખોરવાઈ ગઈ છે. એક છેડે આપણી પાસે આળસુ શ્રીમંતોનો એક એવો વર્ગ છે

જે એમ માને છે કે પોતાને તો મહેનતભર્યું કોઈ કામ કરવાનું હોય જ નહીં; એ તો મજૂરી ને મહેનત કરનારા શ્રમજીવીઓએ કરવાનું છે; શ્રીમંતોનો એક બીજો વર્ગ એવો છે જે હજુ પણ વધુ દોલત મેળવવાની દાનતથી મહેનતભર્યાં વધુ કામ કરવામાં માને છે; બહુસંખ્ય માણસોનો એક વિશાળ વર્ગ એવો છે કે જેને પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાન કરવા માટે ભારે પ્રમાણમાં કામ કરવું પડે છે ને બીજાઓ માટે નિરપેક્ષ કામ કરવાનો તો વિચાર પણ તેઓ કરી શકતા નથી. વળી એવા પણ માણસો છે કે જેઓ કામ કરવા ચાહે છે ખરા, પરંતુ આ યંત્રયુગમાં કામ મેળવી શકતા નથી અને છેક છેલ્લે છેડે એક એવા પ્રકારના માણસોનો વર્ગ છે જે કામ કરી શકે છે અને કામ મેળવી પણ શકે છે, પણ કામ કરવાનું ઇચ્છતા નથી; પરંતુ ધાર્મિક ભાવનાવાળા માણસોની અયોગ્ય અનુકંપા ને શ્રદ્ધાળુતા પર આરામભર્યું આળસુ જીવન જીવવા ચાહે છે. આ પ્રમાણે આળસુ શ્રીમંતો અને આળસુ ભિખારીઓના બે વિપરીત છેડાઓ છે કે જેઓ કશું જ કામ કરતા નથી. તેઓ આપણા સામાજિક જીવનની જ બે ભિન્ન પ્રકારની પેદાશો છે; એમાંની એક મૂડીવાદી ધંધાની પેદાશ છે ને બીજી ધાર્મિક ફરજના ખોટા ખ્યાલથી ઊભી થયેલી પેદાશ છે. આપણા સમાજની સમતુલાની આ ખોરવણીના કારણે બદલાયેલાં મૂલ્યોએ ધર્મને આપણા જીવનમાં ગૌણ સ્થાન આપીને ગૌણ બનાવી દીધો છે. પરંતુ પોતાને માટે તેમ જ બીજાંઓ માટે કામ કરવાનું માણસનું કર્તવ્ય હજુ પણ ધાર્મિક પ્રકારનું આવશ્યક કર્તવ્ય બની રહેલું છે. અને ગીતા કર્મ પર જે ભાર મૂકે છે તે, વસતિ વધવાથી અને જીવનની જરૂ-

રિયાતો વધવાને લીધે, પહેલાં હતું તેના કરતાં પણ તે કર્મ વધુ કિંમતી થઈ પડ્યું છે; કામ કર્યા વિના કોઈ પણ માણસ જીવી શકતો નથી. હજુ પણ જો બગડેલી બાજી કોઈ રીતે સુધારવી હોય ને ધર્મને જીવનમાં યોગ્ય સ્થાન આપવું હોય તો જગતની આધુનિક દશામાં કામ કરવાની આપણી માનસિક રીત આપણે બદલવી પડશે અને ગીતાએ આપણને દેખાડેલા માર્ગ વિષે ગંભીરતાપૂર્વક આપણે બધાએ વિચાર કરવો પડશે. અગાઉ કહ્યા પ્રમાણે ગીતાના પાંચ ઉપદેશોમાંના ત્રીજા અનાસક્તિની ભાવના નામના ઉપદેશ વિષે વિચાર કરીએ.

આપણે હમણાં જોયું તેમ, કર્મ કરવું એ માણસ માટે જોકે એક આવશ્યક ફરજ છે કે જેમાંથી એ છટકી શકતો નથી; તોપણ કર્મનો પ્રકાર અને તેનો જથ્થો કે જે એક ધાર્મિક ફરજ હોય છે તે આપણા જીવનની શ્રેષ્ઠ સમજ પર આધાર રાખે છે. જગતમાંની ઔદ્યોગિક ક્રાંતિએ એક વિષચક્ર સર્જ્યું છે. જરૂરિયાતની વસ્તુઓ તેમ જ મોજશોખની વસ્તુઓના જંગી ઉત્પાદને આપણી જરૂરિયાતો વધારી મૂકી છે. જીવન મોંઘું થઈ ગયું છે, અને સર્વત્ર નાણાંના ફુગાવાના વધવા સાથે, પોતાની વ્યાવહારિક જરૂરિયાતોને પણ સંતોષવા ખાતર સામાન્ય માનવીને, પોતે કમાઈ શકે તેના કરતાં વધુ ખર્ચ કરવો પડે છે. આપણા જીવનમાં આપણને સુખસગવડ ને આરામ મળવો જોઈએ એવી આપણી માન્યતાઓએ જીવનની મોજ માણવા માટેની લાલચોને વધારી મૂકી છે. એ પ્રલોભનો વધવાને પરિણામે જે વસ્તુઓ જીવનની ખરેખરી જરૂરિયાતો નથી પણ વિલાસના સાધનરૂપે છે, તેમાં માણસો આસક્ત થાય

છે. જે વસ્તુઓ વિના આપણે ચલાવી લઈ શકીએ તેમ હોવા છતાં તેવી ઘણી વસ્તુઓમાં આપણે આસક્ત થઈએ છીએ; પરંતુ જ્યારે આપણે તે વસ્તુઓ મેળવી શકતા નથી ત્યારે આપણું મન બેચેન બને છે ને દુઃખી થાય છે. વૈજ્ઞાનિક જ્ઞાન અને અન્વેષણોના વધવા સાથે આપણું જીવન વધુ ને વધુ સંકીર્ણ ને ગૂંચવાડાભરેલું થતું જાય છે અને આપણા જીવનનું ધોરણ જો કે ઊંચે ચડતું જાય છે તોપણ આપણને તેનાથી સુખ–શાંતિ મળતાં નથી. આ માનસિક સતત ત્રાસમાંથી છુટકારો પામવાનો એકમાત્ર ઉપાય એ છે કે ફાલતુ ચીજોને તથા જે ચીજો વગર આપણે સારી રીતે ચલાવી લઈ શકીએ તેમ હોય, તેમને પણ આપણા દૈનિક જીવનમાંથી દૂર કરવી ને અનાસક્તિની વલણ અખત્યાર કરવી.

આધુનિક અભિનવ ઇતિહાસ પરથી આપણે એક પાઠ શીખીએ. ઔદ્યોગિક યુગ શરૂ થયા પછી પાશ્ચાત્ય દેશોમાં થયેલા ધનોપાર્જને માણસોના વધેલા જીવનધોરણને વધારવા અને જાળવી રાખવા માટે એક સૂત્રને જન્મ આપ્યો. જીવનની વધેલી સુખસગવડોને ભોગવવા માટે વધુ ધન મેળવવા માટેનું આ ધોરણ–એક આર્થિક ધોરણ હતું. આ ધોરણે દુનિયાનાં બજારોને પોતાના માલથી ઊભરાવી દેવા માટેની એ દેશો વચ્ચે હરીફાઈ જગાડી. આમ થવાથી એ દેશોને જેમ જેમ વધુ પૈસા મળતા ગયા, તેમ તેમ હરીફાઈ વધુ ને વધુ તીવ્ર થતી ચાલી. માનવઅર્થશાસ્ત્રનો આ એક મૌલિક નિયમ છે કે, બીજાઓના જીવનધોરણને નીચે આણ્યા વિના તમે તમારા પોતાના જીવનધોરણને અમર્યાદપણે વધારી શકો નહીં; કારણ કે આ પદ્ધતિનું

મંડાણુ શોષણુ અને અપહરણુની નીતિ પર થયેલું છે. ઔદ્યોગિક દેશો જેમ જેમ સમૃદ્ધ થતા ગયા, તેમ તેમ હરીફાઈએ ભીષણુ સ્વરૂપ ધારણુ કરવા માંડયું. જેને પરિણામે એ દેશોનાં સૈન્યો બળવાન બન્યાં અને એ હરીફાઈને લીધે વિનાશકારી બે વિશ્વયુદ્ધો ફાટી નીકળ્યાં. પરિણામ શું આવ્યું ? ઈંગ્લાંડ અને એનાં મિત્ર રાજ્યો લડાઈ જીત્યાં પણ શાંતિ ગુમાવી બેઠાં. જગતનાં બળોએ વિજેતાઓને લગભગ નાદાર સ્થિતિમાં મૂકી દીધા અને જે લોકો પોતાના જીવનના ઊંચા ધોરણુને ટકાવી રાખવાના હેતુથી લડાઈઓ લડ્યા હતા ને જીત્યા પણુ હતા તેમનું જીવનધોરણુ નીચે ઊતરી ગયું. પરાજિત થયેલા દેશોને, તેમની નંખાઈ ગયેલી આર્થિક હાલતમાંથી બેઠા થવા માટે વિજેતા દેશોએ જ મદદ કરવી પડી; ને તેમ કરવા જતાં વિજેતા દેશો પોતે જ એમની સંપત્તિ ગુમાવી બેઠા. અંગ્રેજ પ્રજાને ત્યાગી–વૈરાગીની જરૂરિયાતોની હદ સુધી જઈને પોતાની જરૂરિયાતોમાં કાપ મૂકવો પડ્યો ને પોતાને નાણાં ધીરનારા શાહુકાર દેશોના કરજને ફેડવા ખાતર નાણાં મેળવવા માટે માલનું ઉત્પાદન વધારીને બીજા દેશોમાં તેની નિકાસ કરવા માટે સખત મહેનત કરવી પડી. બીજાઓને ભોગે એક દેશ પોતાના જીવનના ભૌતિક ધોરણુને ઊંચે લઈ જવા માટેની નીતિનો આ ભયંકર ને અનર્થકારી હ્રાસ છે. એ બેવડો પાઠ શીખવે છે; એક તો એ કે સમગ્ર માનવજાતિ એક અખંડ એકમ છે ને બીજા દેશોને ભોગે જો કોઈ પણ દેશ પોતે શ્રીમંત થવાનો પ્રયત્ન કરે છે તો તેનું પોતાનું પતન થાય છે; બીજો પાઠ શીખવાનો એ મળે છે કે, માણસોના ભૌતિક ધોરણુને હદ કરતાં વધુ ઊંચે લઈ જવાનું કાર્ય સભ્યતાનો પરાજય કરનારું છે. જીવનના ભૌતિક

પક્ષે એ એટલા બધા ભારે પ્રમાણમાં આસક્તિ જગાડે છે કે, અંતે આત્મઘાતક નીવડે એવા ઉપાયો અજમાવવા માટે પણ લોકો તૈયાર થઈ જાય છે. જીવનનું ધોરણ ઊંચે જવું જ જોઈએ, પણ એ ધોરણ બીજાઓને ભોગે અતિ સમૃદ્ધ બની જવું ન જોઈએ, પરંતુ જગતના ભદ્ર નાગરિકની જેમ આનંદી ને ઉમદા જીવન જિવાય તેવા પ્રકારનું જીવનધોરણ હોવું જોઈએ. એટલા માટે પોતાના જીવનનું ભૌતિક ધોરણ જો બીજા માણસો કરતાં ઊંચું હોય તો તેને નીચે ઉતારવું જરૂરી છે, તેવી જ રીતે તો બીજાઓનું ભૌતિક ધોરણ નીચું હોય તો તેને બની શકે તેટલું ઊંચે આણી બધા સભ્ય દેશોના સામાન્ય જીવનધોરણની સપાટી પર લાવવું જોઈએ. ગત યુદ્ધોના અનુભવ પછી આ વિચારની પ્રતીતિ થવા માંડી છે અને એની સિદ્ધિ માટે આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે. પરંતુ એ લક્ષ્યબિંદુ તો ઘણું દૂર છે ને તે પણ ત્રીજા વિશ્વયુદ્ધના અંધકારમાં ગરક થતું જાય છે. આ દરમિયાન કેવળ સાચો અસરકારક ઉપાય એ છે કે જીવન માટે બિનજરૂરી ચીજો પ્રત્યે અનાસક્તિની ભાવનાને વિકસાવવાનો પાઠ ગીતા પાસેથી શીખીને મનને સ્થિર અને દૃઢ રાખવું. મનુષ્યજાતિ પ્રત્યેની પોતાની ફરજો વિષે સમસ્ત જગત જ્યાં સુધી જાગ્રત નહીં થાય, ત્યાં સુધી આ સિવાયના બીજા બધા ઉપાયો અધૂરા છે. જીવન માટેની વસ્તુઓનાં મૂલ્યોનાં ધરમૂળથી પરિવર્તન કરવા વિષેનો ખ્યાલ માણસોના મગજમાંથી જ આવી શકે. મૂલ્યોના પરિવર્તનનો વિચાર ગીતાના સમગ્ર ઉપદેશના મનન વિના સફળતાપૂર્વક બળજબરીએ કોઈના પર લાદી શકાય તેમ નથી. એવાં મૂલ્યપરિવર્તનોનો ખ્યાલ મનુષ્યના અંતરમાંથી જ

ઉદ્દભવી શકે.

લોકો દુનિયાને છોડી દે કે જીવનમાં મોજશોખનો ત્યાગ કરી દે એમ ગીતા ઇચ્છતી નથી. મનુષ્યના મનની શાંતિ અને ચિત્તની પ્રસન્નતાનો નાશ કરનારાં સર્વ આચરણોમાં રહેલી લોલુપ ભાવના પર કાબૂ રાખવાનો અને ત્યાગવૃત્તિને અપનાવવાની આવશ્યકતાનો માણસો પર ગીતા પ્રભાવ પાડે છે. જીવનના હંગામી મોજશોખો કરતાં વધુ સમય સુધી ટકનારો શ્રેષ્ઠ આનંદ પ્રાપ્ત કરવાનો આ ઉપાય છે.

પોતે જે સમાજમાં રહેતો હોય તે સમાજના જીવન સાથે વ્યક્તિની અભિન્નતા હોવી એ ગીતાનો ચાલુ જમાના માટેનો અગત્યનો ચોથો મુદ્દો છે. વૈજ્ઞાનિક ધોરણ પર સામાજિક વિજ્ઞાનનો હવે આપણે વિસ્તાર કર્યો છે. સામાજિક ફરજો સાથે વ્યક્તિસ્વાતંત્ર્યને સંકલિત કરવાની આવશ્યકતા આપણે સમજી શકયા છીએ; પરંતુ સમાજના હિત સાથે અથડામણમાં આવતા આપણા સ્વાર્થોનો ત્યાગ કરવાની ભાવના અંતરમાંથી જાગતી નથી, ત્યાં સુધી આ સામાજિક ફરજો કેવળ આપણા મનની સપાટી પર જ રહેતી હોય છે. સરમુખત્યારશાહી અને ફૅસિસિસ્ટવાદ જેવાં તત્ત્વો બાહ્ય બળોમાંથી ઊગી નીકળે છે ને એવા સરમુખત્યાર થોડાક શાસકો પોતાના દેશ માટે પોતે જે કાંઈ સારું હોવાનું માનતા હોય તે પ્રજા પાસે મંજૂર રખાવવા માટેની ફરજ પાડવામાં તેવાં બાહ્ય બળોનો તેમના તરફથી ઉપયોગ કરવામાં આવે છે. એવા બાહ્ય બળોના ઉપયોગનું કુદરતી પરિણામ એ આવે છે કે, તેનાથી જબરજસ્ત પ્રત્યાઘાત જન્મે છે, જેને પરિણામે આર્થિક અને રાજનૈતિક વિરોધો ઉત્પન્ન થવાથી મનુષ્યજાતિ વિરોધ પક્ષોમાં વહેંચાઈ જાય છે. જેવી રીતે ધર્મ

માણસોને એકત્ર કરવાને બદલે વિભક્ત કરવા માટેનો હેતુ બન્યો છે, તેવી જ રીતે વર્ગવિગ્રહ પર રચાયેલા સામાજિક અને આર્થિક મનોભાવો એ પક્ષો વચ્ચે તીવ્ર મનોવેદના જગાડવા માટે જવાબદાર બને છે. બીજા માણસો પર પોતાના વિચારો બળજબરીથી લાદવાનું આ પરિણામ છે. પ્રાણીશાસ્ત્રનો એવો નિયમ છે કે જીવન જ્યાં સુધી આંતર્ અવયવોની ગોઠવણી અને તેમની સંલગ્નતા પર રચાયું ન હોય, ત્યાં સુધી તેની પૂર્ણતા થતી નથી. મનુષ્યજાતિના સામાજિક જીવનને પણ આજ નિયમ સજ્જડપણે લાગુ પડે છે. સર્વ મનુષ્યોનાં હિતોની એકતાના વિચારમાંથી જ અંતરનો ઉત્સાહ પેદા થઈ શકે છે. જીવનની એકતાના વિચારને ગીતા એના કરતાંય ઊંચું સ્થાન આપે છે. આત્મસાક્ષાત્કાર એટલે આપણા નાગરિક બંધુના વિશાળ જીવનમાં પોતાની જાતની પ્રતીતિ થવી તે. અર્થાત્ મનુષ્યોના પરસ્પરના જીવનમાં સહાનુભૂતિભરી ભાવનાનું દર્શન થવું એ જ સાચો આત્મસાક્ષાત્કાર છે. ગીતા આપણને શીખવે છે કે નિઃસ્વાર્થપણા વિના આત્મસાક્ષાત્કાર થઈ શકતો નથી; અર્થાત્ જીવનું પરમાત્મામાં લીન થવું ને વ્યક્તિનું વિશાળ સમાજમાં એકરૂપ થવું એ સાક્ષાત્કારની પ્રક્રિયા છે ને તેમ ન થાય ત્યાં સુધી આત્મસાક્ષાત્કાર થયાનું કહી શકાય નહીં. આ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે તળિયેથી અર્થાત્ મૂળથી આપણે તેની શરૂઆત કરવી જોઈએ અને જેઓ આપણી તદ્દન નજીક હોય તેમનામાં આપણી જાતને અભિન્નપણે સમાવી દેવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. આપણા સામાજિક શિક્ષણની એ પ્રાથમિક શાળા છે, જેમાં ગીતાનો પ્રથમ પાઠ શીખી શકાય છે. આપણા સામાજિક પ્રશ્નોની સંખ્યા

અને વ્યાપકતા વધતી જાય છે. સંપત્તિની વહેંચણી અને જીવનને જરૂરી હોય તેવી ચીજોની વહેંચણીનો પ્રશ્ન મુખ્ય બન્યો છે. ધર્મનાં બાહ્ય આચરણોનો દેખાવ કરીને પોતાને ધાર્મિકવૃત્તિના હોવાનું ઓળખાવનારા કેટલાક માણસો નફાખોરી, લાંચરુશવત, કાળાંબજાર, અને ભેળસેળ વગેરેના સામાજિક ગુના કરીને સમાજવિરોધી પ્રવૃત્તિઓ ચલાવતા હોય છે. પોતાના ગુનેગાર ચિત્તને રાહત અને શાંતિ આપવાની દાનતથી ખોટે માર્ગે મેળવેલી પોતાની દોલતનો થોડોક ભાગ ધર્માદામાં આપવાનો દેખાવ કરે છે. આવા પ્રકારનું ધર્માદા દાન ખરેખર લોકોને છેતરવા માટે અને ભગવાનને લાંચ આપવા માટે કરવામાં આવે છે ને તેમ કરીને એવી ભ્રામક ને મિથ્યા માન્યતા સેવવામાં આવે છે કે પોતાના સ્વાર્થી ધર્માદા કાર્યથી પોતાનાં સર્વ પાપોનો ક્ષય થઈ જશે. તેઓ ભૂલી જાય છે કે, સામાજિક ગુનાઓની શિક્ષા કુદરત ધીમે ધીમે પણ ચોક્કસ પ્રકારે કરે જ છે ને વહેલેમોડે તેમને એકલાને જ નહીં પણ આખા સમાજને અને દેશને તે ભોગવવી પડે છે ને તેનાથી આખા દેશનું સામાજિક જીવન દૂષિત બની જાય છે. જ્યારે ધર્મનું આચરણ દાંભિક બને છે, ત્યારે ધર્મનું આખું સંસ્થાપન હાસ્યાસ્પદ ઠરે છે ને તે પછી ધર્મ પ્રત્યે અનાદરવૃત્તિ થાય તો તેમાં કાંઈ નવાઈ નથી. આપણા ધર્મની આજ્ઞાઓ પ્રત્યે બેદરકાર રહેવા માટે આપણે ભારે દંડ આપી રહ્યા છીએ. આપણે પોતાને આધ્યાત્મિક વૃત્તિવાળા હોવાનું કહેવડાવીએ છીએ અને હિંદુધર્મ સર્વ ધર્મો કરતાં મહાન છે એવી ડંફાસ મારીએ છીએ; પરંતુ આપણે જે રીતે એનું આચરણ કરીએ છીએ અને જેનાથી સમાજવિરોધી પ્રવૃત્તિઓ જે મોટા પ્રમાણમાં આપણામાં ફેલાયેલી છે તેને આપણે

સહન કરીને ચલાવી લઈએ છીએ તેનાથી જગતમાં આપણું ગૌરવ હણાય છે ને આપણી પ્રતિષ્ઠા તથા માનને હીણપત લાગે છે. કોઈ પણ પરદેશી માણસ હિંદમાં આવીને પાર વગરનાં મંદિરો તથા દેવદેવીઓની પૂજાનો ઠાઠમાઠ ને ભપકો જુએ છે ત્યારે તેને તો એમ જ લાગે છે કે ભારતમાં ધર્મનું પ્રાધાન્ય છે ને દેશમાં એનો અતિરેક થયેલો છે. પરંતુ આ બધા બાહ્ય દેખાવ પાછળ ધર્મ નિર્જીવ થતો જતો હોવાનું જણાય છે ને સ્વાર્થી તેમ જ જડવાદી ભાવનાનું કેવળ પોષણ થતું હોવાનું દેખાય છે. બાહ્ય ધર્માચરણને મહત્ત્વ ન આપતાં મન અને કર્મથી ધાર્મિક વૃત્તિવાળા બનીને સીધા પોતાની પાસે ચાલ્યા આવવાનું કૃષ્ણ અર્જુનને કહે છે ત્યારે તેણે, અર્જુનને આપેલો ઉપદેશ અત્યારે જેટલો મહત્ત્વનો લાગે છે, તેના કરતાં વધુ મહત્ત્વનો કે અગત્યનો હોવાનું ક્યારેય લાગતું નથી. ધર્મનું કેવળ અનુવર્તન માણસને પાપમાંથી બચાવી લેતું નથી; પરંતુ ઈશ્વરની અંતઃકરણથી કરાયેલી ભક્તિ જ તેને પાપમાંથી બચાવે છે; ને કર્તવ્યનિષ્ઠ બનીને પોતાની ફરજ બજાવ્યા કરવી કે ઈશ્વરની ભક્તિ કરવી; તે બંને એક જ પ્રકારની ક્રિયાઓ છે. એ ક્રિયાઓમાં જ પાપમાંથી મુક્તિ મેળવવાનો માર્ગ રહેલો છે. પોતપોતાનાં કર્મમાં અર્થાત્ કર્તવ્યમાં લાગ્યા રહેવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ ક્રિયા જ તેને સત્યધર્મને માર્ગે લગાડી શકે છે. આપણો ધર્મ, જોકે જૂનો થઈ ગયો છે; પરંતુ તેના ઉપદેશો યુગની સાથે હ્રાસ પામ્યા નથી. કોઈ પણ દેશની પ્રજાની ધાર્મિક ભાવના અને સંસ્કૃતિનો નિર્ણય તેમના રીતરિવાજ પરથી નહીં; પરંતુ ધર્મ [illegible] સંસ્કૃતિને ધારણ કરવાની શક્તિ પરથી.

ગીતાનાં

શાશ્વત સત્યો અગાઉ જેટલાં મહત્વનાં હતાં તેના કરતાં આજે તે વધુ મહત્ત્વનાં છે. આપણા ધર્મના આચાર્યો ને ઉપદેશકો ખરા હિંદુત્વની ભાવનાથી કામ કરીને પોતાના અનુયાયીઓને બાહ્ય ધર્માચરણમાંથી આંતર્મુખ ધર્મ-ભાવનાવાળા બનાવે ને તેમને સાચી દોરવણી આપે, તો તેમણે હિંદુધર્મની મહાન સેવા કરી હોવાનું ગણાશે.

'માનવધર્મનો સામાન્ય ધર્મ તરીકેનો અંગીકાર,' એવા આધુનિક યુગ માટેના ગીતાના છેલ્લા ઉપદેશની વિચારણા તરફ હવે આપણે વળીએ છીએ. જો ધાર્મિક સંપ્રદાયોને ગૌણ માનવામાં આવે અને મનુષ્ય–મનુષ્ય સાથેના સંબંધથી મનુષ્ય અને ઈશ્વર વચ્ચેનો સંબંધ નિશ્ચિત કરવો હોય, તો ભિન્ન ભિન્ન સંપ્રદાયના માણસોએ માનવધર્મના એક સામાન્ય ફલક પર એકત્ર થવું જોઈએ. બુદ્ધિવાદના ચાલુ જમાનામાં જીવનમાં માર્ગદર્શન થવારૂપ ધર્મને સુરક્ષિત રાખવાનો સર્વોત્તમ ઉપાય ભિન્ન ભિન્ન શ્રેણીના સર્વ માણસો સહેલાઈથી પાળી શકે તેવા આચરણમાં રહેલો છે. એમાં કશી જ અસંગતિ નથી. તમે મૂર્તિપૂજા અને પુનર્જન્મમાં માનો કે ન માનો; પરંતુ માનવજાતિની સેવા એ ઈશ્વરની પૂજાનો એક પ્રકાર છે જે સર્વ ધર્મના અનુયાયીઓ કરી શકે છે ને બુદ્ધિવાદમાં માનનારાઓ માટે તો એ એકમાત્ર મુખ્ય ધર્મ છે. ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયીઓને જ્યારે સામાન્ય ધર્મના આ ફલક પર આણવામાં આવે; ત્યારે તેઓ સમજશે કે સર્વ ધર્મોના મતોની પાછળ એક એવું તત્ત્વ રહેલું છે, જે માણસને એકબીજા સાથે સંયોજિત કરે છે ને જો આ તત્ત્વ જીવંત તત્ત્વ બની જાય તો ધર્મના કેવળ એવા વાદો જ, કે જે માનવવાદના વિચારો

સાથે સંઘર્ષણમાં ન આવે તે, અંતે ટકી રહી શકશે.

જીવનનાં આર્થિક મૂલ્યો પર પ્રયત્નપૂર્વક રચાયેલી આધુનિક સભ્યતા ઝડપથી વિનાશ પામી રહી છે. ફાસિસ્ટ-વાદ અને નાઝીવાદનો ઉચ્છેદ થઈ ગયા પછી લોકશાહી અને સામ્યવાદ વચ્ચે ગંભીર અથડામણ ઊભી થઈ છે—આ બન્ને લોકશાહી અને સામ્યવાદ—જીવનનાં આર્થિક અને રાજનૈતિક મૂલ્યો પર રચાયાં છે. પરસ્પર વિરુદ્ધ વિચારસરણીઓનું આ ઠંડું યુદ્ધ અણુના વિનાશકારી યુદ્ધમાં ગમે ત્યારે ફાટી નીકળીને આખી દુનિયાને પોતાની ભરખમાં લઈ લેશે. માનવજાતિના ફલક પર સર્વ દેશોને એકત્ર કરવાના હેતુથી અસ્તિત્વમાં આવેલાં આંતરરાષ્ટ્રીય સંઘો સમરવ્યૂહ અને વાગ્યુદ્ધોનાં રણક્ષેત્રો થઈ પડ્યાં છે. ગમે તેને પૂછવાનું મન થઈ આવે કે, આપણે આ દુનિયાના આજની પેઢીના મનુષ્યો માનવજાતિના સંબંધોના દષ્ટિબિંદુથી જોતાં આપણા બાપદાદાઓ કરતાં કઈ બાબતમાં વધુ સારા છીએ ? આપણે શ્રેષ્ઠ સભ્યતા ધરાવવાની ડીંગ મારીએ છીએ ને આપણા પૂર્વજોને જંગલી અને અસભ્ય કહીએ છીએ; પરંતુ આપણી ગર્વયુક્ત સંસ્કૃતિના પાતળા પડની નીચે જાતીયતાની સંકીર્ણતા તેમ જ આપણા પોતાના હિત ખાતર નબળી પ્રજાઓની શોષણ ક્રિયાને આપણે પોતે છુપાવવાની કોશિશ કરી રહ્યા છીએ. માનવજાતિની પવિત્રતા જાળવી રાખવા માટેનું માન જરા સરખું પણ રાખવામાં આવતું નથી, આપણા સામાજિક અને રાજનૈતિક વિષયોમાં ટાપટીપવાળો દંભ અને છેતર-પિંડીની કળામાં આપણે નિપુણતા મેળવી છે. માનવબંધુત્વને આપણે કેવળ મોઢાની મીઠાશથી નવાજીએ છીએ. એ માનવ-બંધુત્વની ભાવના અને જીવનનાં સાંપ્રત મૂલ્યોની ભાવનાથી

હજુ આપણે ઘણે દૂર છીએ, એ વિચારભાવનાની સમીપમાં પહોંચવું અશક્ય છે; કેવળ એક નીતિ તરીકે નહિ પણ એક કર્તવ્ય તરીકે જ્યાં સુધી આંતરરાષ્ટ્રીયત્વને સ્વીકારવા માટેનો જગતનો મત બંધાઈને દૃઢ ન થાય, ત્યાં સુધી પ્રસ્તુત માનવબંધુત્વની ભાવના અને જીવનમાં સાંપ્રત મૂલ્યોની ભાવના પાસે પહોંચવાનું કામ કઠણ નહીં પરંતુ અશક્ય જ છે.

ગીતાનાં વચન આ દિશામાં આપણને ભલા, કઈ રીતે મદદ કરી શકે? ગીતાને મતે આ પણ સાચું છે કે આપણી પ્રગતિનાં અવરોધક આસુરી બળો અને દુષ્ટ કાર્ય કરનારાઓનો ધર્મયુદ્ધ વડે ધ્વંસ કરવાની આવશ્યકતા ઊભી પણ થાય. આ કે બીજે ગીતાએ આપણને આપેલો બોધ એટલે કે આપણા મનની દુષ્ટ વૃત્તિઓ સામે યુદ્ધ જગાડી તેમના પર વિજય મેળવવો—આમાંથી આપણે કયો ઉપદેશ ગ્રહણ કરવો, તે આપણે વિચારવાનું છે. જો આપણે સભ્ય હોવાનો દાવો કરતા હોઈએ અને ભૂતકાળની વિનાશકારી લડાઈઓ માંથી જો આપણે ભયંકર ધડો લીધાનું ધ્યાનમાં લઈએ તેમ જ હવે પછી આવનારા અણુયુદ્ધને પરિણામે થનારા માનવ-સંહારની કલ્પના કરીએ, તો આપણને આપણા મન પર વિજય મેળવવા માટેની ચળવળ શરૂ કરવાનો છેલ્લો વિકલ્પ આપણે સ્વીકારવો કે કેમ તેનો નિર્ણય આપણે કરવાનો રહેશે. જમીન, પાણી અને હવાના બાહ્ય પ્રદેશમાંથી લડાઈના ક્ષેત્રને મન, હૃદય અને આત્માના ક્ષેત્રમાં ફેરવીને આપણી અંદર છુપાયેલા ખરા શત્રુને હાંકી કાઢવામાં આપણી સભ્યતાની સાચી કસોટી છે. આધુનિક યુગે ગીતામાંથી આ જ શ્રેષ્ઠ બોધ ગ્રહણ કરવાનો છે. જો આપણે ગીતાનો આ ઉપદેશ ગ્રહણ નહીં કરીએ, તો અણુયુદ્ધને પરિણામે

થયેલા જબરજસ્ત વિનાશ પછી માનવજાતિની સંસ્કૃતિ અને સભ્યતાના ભગ્નાવશેષોને છોડી ફરીથી એકવાર માનવજાતિને ગુફાઓમાં અને ગિરિકંદરાઓમાં વસવાટ કરવા માટે જવું પડે, તો એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી.

હવે આપણે આપણા કાર્યના અંતિમ ભાગમાં આવી પહોંચીએ છીએ. આજે જેવી રીતે ગીતા આપણા માટે માર્ગદર્શક બની રહી છે, તેવી જ રીતે આપણા વ્યક્તિગત અને સામૂહિક જીવનની એ કિંમતી માર્ગદર્શક બની રહે, તો આપણા જીવનમાં એને આપણે વણી લેવી પડશે અને જીવનમાં આપણું ગમે તે ધ્યેય અથવા આપણો ગમે તે વ્યવસાય હોય; તોપણ આપણું જીવન ગીતાના ઉપદેશો સાથે સૂર ન મેળવે, ત્યાં સુધી આપણે એનાં બોધવચનોનું ચિંતન–મનન કર્યા જ કરવું પડશે. ધર્મને જીવનનો કેવળ અનુબંધ હોવાનું ન સમજવો અર્થાત્ ધર્મ એ એક પ્રકારની પ્રથા છે એટલું જ માનીને બેસી ન રહેતાં એ જીવનની એક વાસ્તવિક કળા છે એમ માનીને તેનું આચરણ કરવું, તેથી જ ભગવદ્ગીતા, જે ખરેખર તો જીવનની કળાના એક નિબંધરૂપે છે તેને મેં ધર્મને જીવનમાં વણી લેવા માટેના એક નમૂનારૂપે–એક આદર્શ તરીકે હોવાનું માન્યું છે. આ કળાના અભ્યાસીએ કલામય જીવનભવન નિર્માણ કરવા માટે ઉપયોગમાં લેવામાં આવનારી સામગ્રીરૂપ ગીતાના વિચારો સમજીને તે ગ્રહણ કરવા યોગ્ય પોતાના મગજને યોગ્ય રીતે તૈયાર કરવાની જરૂરિયાત રહે છે. એવી તૈયારી માટે જ્ઞાનની પાર્શ્વભૂમિની આવશ્યકતા રહે છે ને એવું જ્ઞાન આપણી સ્કૂલ અને કૉલેજોના લાયક માણસો દ્વારા આપી શકાય છે. આપણી શૈક્ષણિક સંસ્થાઓમાં ધાર્મિક શિક્ષણ

મતભેદને લગતો પ્રશ્ન થઈ પડ્યો છે ને એ મતભેદ ધરાવનારા બંને પક્ષોએ તદ્દન છેલ્લામાં છેલ્લી વલણો અખત્યાર કરી છે. અનેક ધર્મો અને સંપ્રદાયોની ભૂમિરૂપ ભારત દેશે પોતાને બિનમજહબી પ્રજાસત્તાક રાજ્ય તરીકે જાહેર કર્યું છે; તેથી પોતાની શિક્ષણ સંસ્થાઓમાં ધર્મપ્રવર્તક મતોનું એ શિક્ષણ આપી શકે નહીં. ખાનગી શિક્ષણ સંસ્થાઓમાં પણ સર્વ વિદ્યાર્થીઓને માટે આવું ફરજિયાત ન હોઈ શકે; પરંતુ ધાર્મિક શિક્ષણ ભિન્ન ભિન્ન સંપ્રદાયોના પોતાના મતોના શિક્ષણમાં જ ગૂંગળાઈ રહે તેમ નથી. પ્રકૃતિ અને સમાજ વિજ્ઞાનના સામાન્ય સિદ્ધાંતોનું વિદ્યાર્થીઓને જ્ઞાન આપીને ધર્મનું શિક્ષણ આપવાનો એક સુંદર ઉપાય છે; અને ત્યારે પછી કેવળ ભૌતિક જગતને જ નહીં; પરંતુ માનવજગતનું શાસન કરતા નિયમોના અસ્તિત્વની જાતશોધ માટેની દોરવણી તેને આપવી જોઈએ. અંતે જ્યારે તેને જણાવા લાગે કે, આ નિયમો પ્રકૃતિમાંથી જ ઉદ્ભવે છે અને જગતમાં એક એવી મહાન શક્તિ છે કે જ્યારે સર્વ નિયમોનું પાલન કરીને તેની આજ્ઞા આપણે માનવી પડે છે, ત્યારે તેનામાં ધાર્મિક વૃત્તિનો વિકાસ થવા માંડશે. શૈક્ષણિક સંસ્થાઓમાં ધાર્મિક શિક્ષણને આ તબક્કે વિરમી શકાય. આ પ્રમાણે વિદ્યાર્થીનું મગજ પરમ શક્તિના જ્ઞાનથી એક વાર પૂર્ણ થઈ ગયા પછી પોતાની મનોવૃત્તિ પ્રમાણે પોતાને મનગમતા ધર્મનો અંગીકાર કરી ધાર્મિક મતો અથવા એના સિદ્ધાંતોનો અભ્યાસ કરવાનું તેના પોતાના ઉપર છોડવું જોઈએ અને પોતાને જો ન ગમે તો એ પોતે અમુક કોઈ વિશિષ્ટ ધર્મની પસંદગી ન પણ કરે; તોપણ એ ધાર્મિક વૃત્તિવાળો હોઈ શકે. જીવનમાં ધર્મનું પાલન કરવા માટે માણસે અમુક કોઈ ધર્મ કે સંપ્રદાયનું

અવલંબન કરવું જ જોઈએ, આમ માનવું ભૂલભર્યું છે. જે કાંઈ જરૂરી છે તે એ જ કે ગમે તે ધર્મ અથવા સંપ્રદાયવાળા અથવા તો કોઈ પણ ધર્મ કે સંપ્રદાય વિનાના માણસો પ્રત્યેનું અથવા વિશ્વમાંની શ્રેષ્ઠ શક્તિ પ્રત્યેનું માણસનું પોતાનું કર્તવ્ય કર્મ શું છે તે જ જાણવું જરૂરી છે. શૈક્ષણિક સંસ્થાઓમાં આ પ્રમાણે ધર્મનું શિક્ષણ આપી શકાય ને અપાવું જોઈએ અને એવું શિક્ષણ આપવા માટેની યોગ્ય વ્યક્તિઓ ધર્માચાર્યો છે, જેઓ કેવળ શિક્ષિત જ હોવા જરૂરી નથી પરંતુ લોકોને ધર્મનાં વહેમી અને યાંત્રિક આચરણોમાંથી ઉગારીને તેમને જ્ઞાનોદ્દીપિત ચિત્તવાળી ભક્તિથી યુક્ત અને વિવેકપૂર્વકની શ્રદ્ધા સાથેના ઉચ્ચ ધર્મની ભાવનાવાળા બનાવી શકે તેવું શિક્ષણ આપનારા તે ધર્માચાર્યો પૂર્ણ સહિષ્ણુ હોવા પણ જરૂરી છે.

જો ધાર્મિક ભાવનાઓ જગાડનારું જ્ઞાન આપણી શિક્ષણ સંસ્થાઓમાં આપી શકાય ને આપવામાં આવે, તો ભગવદ્‌ગીતાના સિદ્ધાંતો ને ઉપદેશો કોઈ પણ સાંપ્રદાયિક દૃષ્ટિબિંદુથી નહિ; પરંતુ માનવી દૃષ્ટિબિંદુથી આપણા વિદ્યાર્થીઓના ચિત્તમાં ઘર કરી બેસે તેવા છે. આ સિદ્ધાંતો પ્રમાણે તેમના પોતાના જીવનની કળાનો વિકાસ કરવાનું તેમને શીખવવું જોઈએ અને તેમ કરીને તેમનાં પોતાનાં જીવન સમતુલિત, સુસંગત અને પ્રસ્તુત કળાના શ્રેષ્ઠ ને સુંદર નમૂનારૂપ બનાવતાં તેમને શીખવવું જોઈએ. આ પ્રમાણે ભગવદ્‌ગીતાનાં ઉપદેશવચનો આધુનિક યુગમાં કેવળ તેના શ્લોકોના શબ્દોમાં જ નહીં; પરંતુ કરોડો માણસોના જીવનમાં એક સર્વોત્તમ કળાના—માનવજીવનની કળાના સર્જન માટે પ્રેરણા આપનારા બની રહો.

★

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# કેટલાંક ઉપયોગી પ્રકાશનો

## ધર્મગ્રંથો

| | રૂ. ન.પૈ. |
|---|---|
| તુલસીકૃત રામાયણ ૧–૨, | ૧૦–૦ |
| વાલ્મીકિ રામાયણ, ૧–૨ | ૧૧–૦ |
| ગિરધરકૃત રામાયણ ... | ૪–૫૦ |
| શ્રીરામચરિતમાનસ મૂળ પાઠ | ૨–૦ |

### પુરાણો

| | |
|---|---|
| શ્રીશિવમહાપુરાણ ૧–૨ | ૧૨–૦ |
| શાંતિપર્વ–મહાભારતનું | ૮–૫૦ |
| શ્રીમદ્ ભાગવત ૧–૨ | ૧૦–૦ |
| શ્રીમદ્ ભગવતી (દેવી) ભાગવત | ૬–૫૦ |
| એકાદશ સ્કંધ–ભાગવતનો (એકનાથી ટીકા) | ૬–૦ |
| એકાદશ સ્કંધ–ભાગવતનો | ૨–૫૦ |

### ઉપનિષદો

| | |
|---|---|
| એકાદશ ઉપનિષદ ... | ૩–૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ | ૨–૦ |
| સો ઉપનિષદો ... | ૫–૦ |
| તૈત્તિરીય ઉપનિષદ | ૦–૧૯ |

### શ્રીમદ્ શંકરાચાર્યકૃત ગ્રંથો

| | |
|---|---|
| મોહમુદ્‌ગર અને બીજાં દશ રત્નો ... | ૧–૦ |
| શતશ્લોકી અને બીજાં ચાર રત્નો ... | ૦–૭૫ |
| સ્તોત્રસંગ્રહ ... | ૦–૬૨ |
| સર્વવેદાંત સિદ્ધાંત-સારસંગ્રહ | ૧–૨૫ |
| વિવેકચૂડામણિ ... | ૧–૦ |

*

| | |
|---|---|
| હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા ... | ૦–૧૨ |
| પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત આનંદલહરી | ૦–૧૯ |

## ભગવદ્‌ગીતાઓ

| | |
|---|---|
| ભગવદ્‌ગીતા—પુરુષાર્થ-બોધિની ટીકા ... | ૧૨—૫૦ |
| શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા—શાંકરભાષ્ય ... | ૪—૦ |
| શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા—નીલકંઠી ટીકા સાથે | ૩—૦ |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા | ૪—૫૦ |
| શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા (મોટા અક્ષરોમાં) | ૦—૭૫ |
| જ્ઞાનસત્રગીતા (સં. લિપિ) | ૧—૨૫ |
| ,, (ગુજ. લિપિ) | ૧—૨૫ |
| શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા (ગુટકો) | ૦—૩૭ |

*

| | |
|---|---|
| ઉત્તરગીતા ... | ૦—૩૭ |
| ગીતાસાર ... ... | ૦—૨૫ |
| ગીતાપોથી ... | ૦—૩૭ |
| ગીતાસંકલન ... | ૦—૧૯ |
| શ્રીમદ્‌-ભગવદ્‌ગીતા (૧૨ અને ૧૫ અધ્યાય) | ૦—૧૯ |

## નીતિગ્રંથો

| | |
|---|---|
| બાલવિલાસ ... ... | ૧—૫૦ |
| હિંદુધર્મની બાળપોથી | ૧—૨૫ |
| મનુષ્યધર્મ... ... | ૨—૦ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર ... | ૦—૭૫ |
| મનુસ્મૃતિ ... ... | ૪—૫૦ |
| સુભાષિત નીતિમંજરી | ૧—૫૦ |

*

| | |
|---|---|
| પરવાળાં ... | ૦—૧૯ |
| વ્યવહારમાળા ... | ૦—૫૦ |
| નીતિશતક ... | ૦—૨૫ |
| વિજ્ઞાનશતક ... | ૦—૩૭ |
| નવસંહિતા ... | ૦—૩૭ |

## સ્વ. પઢિયારનાં પુસ્તકો

| | |
|---|---|
| સ્વર્ગનો ખજાનો ... | ૨—૦ |
| સ્વર્ગનો પ્રકાશ ... | ૨—૦ |
| સ્વર્ગનો આનંદ ... | ૨—૦ |
| સાચું સ્વર્ગ ... | ૨—૦ |
| સ્વર્ગની સીડી ... | ૨—૦ |

# ધર્મકથા–પ્રાર્થના

| | |
|---|---|
| શ્રીસત્યનારાયણની કથા | ૦–૬૨ |
| નિત્યપાઠ ( પાકું પૂંઠું ) | ૧–૦ |
| શ્રીએકાદશીમાહાત્મ્ય | ૧–૫૦ |
| સંતોની અનુભવ–વાણી | ૧–૫૦ |
| જપ અને નામસ્મરણ | ૧–૦ |
| શ્રી રામકૃષ્ણ | |
| વાર્તાલાપ ( પુ. ૧લું ) | ૨–૫૦ |
| ,, ,, ( પુ. ૨જું ) | ૨–૦ |
| તુકારામગાથા ૧–૨ | ૬–૦ |
| ધર્મજ્યોતિ | ૧–૫૦ |
| ઉપદેશસારસંગ્રહ | ૧–૫૦ |
| આપણો ધર્મ | ૨–૦ |
| સંતગુરુનો પરિચય | ૨–૦ |
| શ્રીસુબોધરત્નાકર | ૧–૫૦ |
| સદ્‌બોધસરિતા ... | ૧–૫૦ |
| સંતની વાતો ... | ૧–૫૦ |

*

| | |
|---|---|
| ધર્મકથાઓ | ૧–૫૦ |
| સુબોધક કથાવાર્તાઓ | ૧–૫૦ |
| બોધકથાઓ | ૧–૨૫ |
| સંતોની ફૂલવાડી | ૦–૫૦ |
| પ્રભુમય જીવન | ૦–૭૫ |
| પ્રભુમય જીવનનું રહસ્ય | ૧–૦ |
| ભગવાન બુદ્ધની વાતો | ૧–૦ |

*

| | |
|---|---|
| નારાયણકવચ | ૦–૫૦ |
| શિવમહિમ્નઃસ્તોત્ર ... | ૦–૫૦ |
| શ્રીવિષ્ણુસહસ્રનામ ... | ૦–૨૫ |
| હનુમાનચાલીસા ... | ૦–૦૬ |
| ગજેન્દ્રમોક્ષ ... | ૦–૩૭ |
| ભગવત્પ્રસાદ ... | ૦–૨૫ |
| કંઠાભરણમ્ ... | ૦–૧૯ |
| ગંગામાતા ... | ૦–૩૭ |
| મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ | ૦–૧૯ |
| જેસલ–તોરલ તથા જાલંધર–ગોપીચંદ | ૦–૨૫ |
| તંત્રની સાધના | ૦–૨૫ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (ભાગ ૧) | ૦–૫૦ |

# જીવનચરિત્રો

| | |
|---|---|
| પિતામહ ભીષ્મ ... | ૧–૦ |
| ભારતના વીર પુરુષો | ૨–૫૦ |
| વીર દુર્ગાદાસ ... | ૧–૨૫ |
| શિવાજી છત્રપતિ ... | ૧–૨૫ |
| અકબર ... ... | ૧–૦ |
| લક્ષ્મીબાઈ ... ... | ૦–૭૫ |
| જોન ઑફ આર્ક ... | ૦–૭૫ |
| બેન્જામિન ફ્રૅંકલિન ... | ૧–૨૫ |
| બૂકર ટી. વૉશિંગ્ટન | ૧–૫૦ |
| મહર્ષિ દયાનંદ ... | ૧–૫૦ |
| હંસ મહારાજ ... | ૨–૫૦ |
| ભિક્ષુ અખંડાનંદ ... | ૩–૦ |
| સ્વામી ભાસ્કરાનંદ ... | ૧–૨૫ |
| સ્વામી સહજાનંદ ... | ૧–૫૦ |
| સ્વામી વિવેકાનંદ ... | ૧–૫૦ |
| સંત તુકારામ ... | ૩–૦ |
| સ્વામી બ્રહ્માનંદ ને શિવાનંદ | ૧–૩૭ |
| આખ્યાનમાળા (ભાગ ૧લો) | ૩–૦ |
| મહર્ષિ દધિચી અને બીજાં બે આખ્યાનો ... | ૦–૫૦ |
| ભક્તચરિત્ર ... ... | ૨–૦ |
| સ્વામીશ્રી નિત્યાનંદ ... | ૦–૫૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ (૨) | ૩–૦ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ... | ૦–૫૦ |
| શ્રી રામચંદ્ર દત્ત અને નાગમહાશય ... | ૧–૦ |
| મહાત્મા દાદૂ દયાળ ... | ૦–૫૦ |
| * | |
| ગૌતમ બુદ્ધ ... | ૧–૫૦ |
| શ્રીમત્ શંકરાચાર્ય ... | ૦–૭૫ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય ... | ૧–૨૫ |
| મીરાં દાસી જનમ જનમકી | ૦–૭૫ |
| સ્વરાચિત્રો ... | ૧–૦ |
| વ્યક્તિ–ચિત્રો ... | ૧–૫૦ |
| * | |
| દેવર્ષિ નારદ ... | ૦–૩૧ |
| ભક્ત પીપાજી ... | ૦–૩૭ |
| બાળકોના વિવેકાનંદ . | ૦–૨૫ |
| સંતશિરોમણિ નામદેવ | ૦–૫૦ |
| વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર | ૦–૨૫ |
| સંત મૂળદાસ ... | ૦–૩૭ |
| ગોસ્વામી તુલસીદાસ... | ૦–૩૭ |
| નાનભટ્ટ બાપા ... | ૦–૨૫ |
| શ્રીશુકદેવજી ... | ૦–૨૫ |
| જડભરત ... ... | ૦–૧૯ |
| ભક્ત પ્રહ્લાદ ... | ૦–૩૭ |

| | | | |
|---|---|---|---|
| દત્તાત્રેય (અવધૂત)... | ૦–૨૫ | ભક્ત રોહીદાસજી ... | ૦–૧૯ |
| સ્વામી રામતીર્થ ... | ૦–૨૫ | ભક્ત જલારામ ... | ૦–૨૫ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ | ૦–૩૭ | હરિજન સંતો ... | ૦–૨૫ |
| શ્રી તૈલંગસ્વામી | ૦–૨૫ | શ્રીરામકૃષ્ણ પરમહંસ– | |
| મહાત્મા મસ્તરામજી .. | ૦–૩૭ | સંક્ષિપ્ત જીવન ... | ૦–૨૫ |
| કબીરસાહેબ ... | ૦–૩૭ | સુદામાચરિત્ર (કાવ્ય) | ૦–૧૯ |
| નાનક ... ... | ૦–૩૭ | | |

## આરોગ્ય અને વૈદક

| | | | |
|---|---|---|---|
| ભાવપ્રકાશ ભા. ૧–૨ | ૨૦–૦ | આરોગ્યની બારમાસી | ૧–૫૦ |
| ભાવપ્રકાશ–નિઘંટુ | ૫–૦ | * | |
| શાર્ઙ્ગધરસંહિતા ... | ૬–૦ | માંદગીમાં ઉપવાસ ... | ૦–૩૭ |
| સુશ્રુત આયુર્વેદ (બે ગ્રંથ) | ૧૫–૦ | પાક–ઔષધિ ... | ૦–૩૭ |
| અષ્ટાંગહૃદય–વાગ્ભટ | ૧૨–૦ | પ્રકીર્ણ ઔષધિ ... | ૦–૩૧ |
| આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ | ૬–૫૦ | કવાથ–ઔષધિ ... | ૦–૩૭ |
| આરોગ્યની કૂંચી ... | ૨–૫૦ | ચૂર્ણ–ઔષધિ ... | ૦–૨૫ |
| આયુર્વેદ યોગશતક ... | ૦–૭૫ | બાલબોધોદય ... | ૦–૩૭ |
| વનસ્પતિવર્ણન–પ્રવેશ | ૨–૦ | જીવનચર્યા ... ... | ૦–૩૭ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૦–૭૫ | માંદાનો આહારવિહાર. | ૦–૨૫ |
| ઘરઘરનો વૈદ્ય ... | ૧–૫૦ | માંદગીનાં કારણો ... | ૦–૩૭ |
| ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ... ... | ૦–૧૨ | ખોરાકમાં ઝેર ... | ૦–૨૫ |
| ખોરાકના ગુણદોષ ... | ૦–૭૫ | હરડે (અને તેનો ઉપયોગ) | ૦–૩૭ |
| આયુર્વેદ–પરિચય ... | ૦–૭૫ | રસતંત્રસાર અને સિદ્ધ–પ્રયોગસંગ્રહ ભા. ૧ | ૧૦–૦ |
| * | | ,, ,, ભાગ ૨ જો | ૮–૦ |

## નાટકો

| | | | |
|---|---|---|---|
| અજબકુમારી... | ... ૧–૨૫ | સૌભાગ્યસુંદરી અને બીજાં નાટકોનું નવનીત | ૧–૫૦ |
| ગુજરાતનાં નાટકો : ગીતોની સારીગમ | ૨–૫૦ | કોઈને કહેશો નહિ | ૧–૨૫ |
| આસમાની ચલ્લી ... | ૧–૫૦ | * | |
| મંગલ મંદિર ... | ૧–૦ | એકલવ્ય ને બીજી નાટિકાઓ | ૦–૩૧ |
| કૃષ્ણચરિત્ર ... ... | ૧–૫૦ | ગુજરાતની રંગભૂમિ... | ૦–૩૭ |
| અંધારા રંગમહેલનો રાજા | ૧–૦ | | |

## સ્ત્રી ઉપયોગી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| કન્યાવાચનમાળા ... | ૨–૦ | બાળક ... ... | ૧–૨૫ |
| ભારતનાં સ્ત્રીરત્નો ... | ૩–૦ | ગૃહજીવનની કલા ... | ૦–૭૫ |
| મહાસતી વૃંદા ... | ૧–૦ | જીવનની કલા ... | ૦–૭૫ |
| ઓખાહરણ ... | ૦–૬૨ | રાખની ઢગલી ... | ૦–૭૫ |
| નળાખ્યાન... ... | ૧–૦ | | |
| શ્રી શારદામણિદેવી | ૦–૫૦ | * | |
| ગૃહજીવનનાં દશ્યો ... | ૦–૭૫ | સતી સાવિત્રી ... | ૦–૨૫ |
| ગૃહિણી ... ... | ૧–૦ | સુશીલા ... ... | ૦–૨૫ |
| વિદ્યાર્થી બહેનોને ... | ૦–૫૦ | તરંગલોલા ... | ૦–૩૭ |
| સુખી જીવનની પગદંડી ( અથવા ગૃહજીવનનું માંગલ્ય ) | ૧–૫૦ | વીર બાળાઓ ... | ૦–૩૧ |
| કલ્યાણમયી ... ... | ૧–૫૦ | એક હતાં શેઠાણી ... | ૦–૫૦ |
| પાકશાસ્ત્ર ... ... | ૧–૭૫ | દયાળુ માતા ... ... | ૦–૨૫ |
| શકુંતલા ... ... | ૦–૧૨ | સદ્‌ગુણી પુત્રી ... | ૦–૩૭ |
| * | | દુષ્યંત ને શકુંતલા અને બીજી વાતો ... | ૦–૩૭ |

## સંતવાણી-ભજનો

| | |
|---|---|
| ભજનસાગર-ભા. ૧-૨ | ૩-૫૦ |
| ભજનસાગર-ભા. ૨ જો | ૨-૦ |
| સાક્ષાત્કારને પંથે તુકારામ | ૨-૦ |
| મીરાંબાઈનાં ભજનો | ૦-૭૫ |
| નરસિંહ મહેતાનાં ભજનો | ૦-૭૫ |
| પરિચિત પદસંગ્રહ | ૧-૭૫ |
| અખાની વાણી | ૩-૦ |
| પ્રીતમદાસની વાણી | ૩-૦ |
| દલપતરામની કવિતા | ૦-૧૨ |
| શામળના છપ્પા ... | ૦-૭૫ |
| અખાના છપ્પા ... | ૧-૦ |
| અક્ષરમાળા ... ... | ૦-૩૭ |

*

| | |
|---|---|
| સુદામા તથા નૃસિંહકુંવર (બે આખ્યાનો) | ૦-૩૭ |
| સાંખ્યસાર અને યોગસાર | ૦-૩૭ |
| વૈદીલ કહે ... ... | ૦-૧૯ |
| ગોરખવાણી ... | ૦-૩૭ |
| સંત દાદૂ ... | ૦-૨૫ |
| ગિરિધર કવિરાય | ૦-૧૯ |
| સો ભજનો ... | ૦-૩૭ |
| ધ્રુવાખ્યાન ... | ૦-૨૫ |

| | |
|---|---|
| ઋષિરાજનાં પદો | ૦-૨૫ |
| કબીર સાહેબની સાખીઓ | ૦-૨૫ |
| કબીર સાહેબનાં ભજનો | ૦-૫૦ |
| તુલસીદાસની સાખીઓ | ૦-૨૫ |
| પ્રબોધબાવની | ૦-૨૫ |
| ભક્તકવિ રહીમ અને જમાલ ... | ૦-૨૫ |
| રવિ, ભાણ અને મોરારસાહેબની વાણી | ૦-૨૫ |
| સાંઈ દીનદરવેશ ... | ૦-૨૫ |
| કેશવકૃતિ ... | ૦-૨૫ |
| દોહારત્નાવલિ ... | ૦-૧૯ |
| ભક્ત સૂરદાસનાં પદો | ૦-૩૭ |
| ભોજા ભગતના ચાબખા | ૦-૩૭ |
| કવિ દીનદયાળગિરિ | ૦-૨૫ |
| ધીરા ભગતનાં પદો | ૦-૨૫ |
| સંતકવિ નઝીર ... | ૦-૫૦ |
| હરિપાઠ ... ... | ૦-૧૨ |
| કવિ ગંગ કહે ... | ૦-૧૯ |
| તુલસી રામાયણનાં મહાવાક્યો (અ. શે.) | ૦-૫૦ |